# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

વર્ષ ૮ મું. ] ૧ લી જાનેવારી ૧૯૧૫. [ અંક ૧ લો.

## અનુક્રમણિકા.

---

# રાજ-વર્ષારંભે પ્રભૂ-પ્રાર્થના.

(લેખક—રા. લક્ષ્મીરામ મહિપતરામ દિવાન.)

સોરઠા.

ભરત-ભૂમિ બે-હાલ ભગવત ! તુજને શું કહૂં !
ભૂંડી સ્થિતી આજ ! બાળ અમે રિબાઇએ. ૧
કુટિલ કેવો કાળ ! :— માલ નથી કોઇ મરદમાં,
પંડિતનો દુઃષ્કાળ દુઃકાળ બહુ શૂર-વીરનો. ૨
સરસ્વતિ રિસાઇ લક્ષ્મી પણ રૂઠી ગઈ,
ગયો સંપ ખીજાઇ સદ્દબુદ્ધિ સાથે લઇ. ૩
કુટુંબ-કલેશના માર ખારો માંહોમાંહેના,
થયા છેક લાચાર કષ્ટ કૃપાનિધી ! કાપ તૂં ૪
જેમ શિશુપર સ્નેહ બતલાવે માબાપ બહુ,
તેમ પ્રથમ ઈશ ! ત્હેં પાળ્યા શિર કર સ્થાપીને. ૫
પણ તે સઘળું સુખ સ્વપ્ન સમાનું વહી ગયું,
દિઠાં દોહ્યલાં દુઃખ પ્રભૂ તુઠયાથી રૂઠયા થયા. ૬
કર્યા કોટી અન્યાય જો તુજ દરબારે અમે,
કરો ક્ષમા જગ-રાય ! હાય ! હવે અવધિ થઈ. ૭
દેખિ બાળ-કુચાલ કરે પિતા કદી ક્રોધ, પણ,
કદી નહીં બે-તાલ કરે સ્થિતી નિજ બાળની. ૮
નડયાં કરેલાં કર્મ લેખ વિધાતાના નડયા,
ભુલવાથી નિજ ધર્મ રિબાઇયે ત્રણ તાપથી. ૯
એમ ધરી સંતોષ. આર્જવથી તુજ વિનવિયે,
ભુલી અમારા દોષ રોષ ઉતારી નાખેં ઈશ ! ૧૦
વિનવે લક્ષ્મીરામ રામ ! અર્જ ઊરમાં ધરો;
ટાળો દુઃખ તમામ ફીર સ્થાપો કર શિરપર. ૧૧

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

વર્ષ ૮ મું. ] ૧ લી જાનેવારી ૧૯૧૫. [ અંક ૧ લો.

## પોઢેલા બાળકને.

મધુ બાળ તું સુખ પોઢજે, શાંતિથકી તુજ પારણે;
સાગર સમું તુંજ માત હૈડું ઉલસે નિરખી ત્હને !
તુંજ નયન કોમળ ઢાળજે જાજે સુખે નિંદર કરી;
તુંજ પારણું હિંચોળતા માતા નિરખતી પ્રેમથી ! ૧

પ્રભુના ભરેલા નયન તારા સ્નેહ-બિના પોપચાં;
હસતા ઘડીમાં રૂદન કરતા સરળતાથી બાહુડા !
ભાવિ તણું તું નુર છે, માતા પિતાની આશ છે;
પ્રતિમા પ્રભુની પુલ સમી સૌંદર્યનું તું સ્થાન છે ! ૨

ઉમળકા હૈયાતણા નિરખી ત્હને બહુ થાય છે;
તુંજ અસ્તિથી અમ આંગણું, આશાયકી ઉજવાય છે !
વળી વિમળતા ઉરની વરી, પ્રભુએ દીધી તુંજને અહિં;
ઘડી ભર ભૂલાવે દુઃખ સૌ સંસારના પળની મહિં ! ૩

ઓ ! બાળ તું નિર્દોષ છે ! કુડાઇ તુજમાં નવ વસે;
સૌ સાથ સ્નેહે ખેલવું સ્નેહી જનો એમજ કહે !
દઉં એક ચુંબિ હેતથી વાત્સલ્ય લાવે તુંજને;
ઓ બાળ ! કોમળ બાળ ! યઈતું સ્વસ્થ સુખે પોઢજે ! ૪

પ્રાતઃકાળ,
તા. ૫ મી ડીસેમ્બર,
વિરમગામ.

સ્નેહી.

## સ્ફુરણા.

(રા. શ્રીપતરાય હકુમતરાય ઠાકોર.)

(જાન્યુઆરી ૧૯૧૪ પાને ૨૦ થી.)

હે પુત્ર ! ગયા ડીસેમ્બર ૧૯૧૩ ના પોષ સંવત ૧૯૬૯ માં વિશ્વાસઘાત શબ્દ વિષે વિચાર કરી જે અનુભવ થાય તે મને કહી સંભળાવજે, એવી આજ્ઞા તને કહી હતી. તને કેવો અનુભવ મળ્યો છે તે હકીકત મને કહી સંભળાવ.

હે માતા ! ગયા ત્રણ માસ અભ્યાસ કરવાને તથા અનુભવ મેળવવાને મને મળ્યા હતા તે દરમ્યાન તમારી આજ્ઞા અનુસાર અભ્યાસ રાખવાથી જે કાંઈ પ્રાપ્ત થયું છે તે તમારા સન્મુખ રજુ કરું છું. જે કાંઇ ખોડખામી જણાય તે વિષે મને વધુ સમજ આપશો.

વિશ્વાસઘાત શબ્દમાં—(વિશ્વાસ+ઘાત) બે શબ્દ સમાયલા છે. તેમાંના બીજા શબ્દ ઘાત વિષે હાલ નહીં કહેતાં વિશ્વાસ શબ્દનું શું રહસ્ય જણાયું છે, તે વિષે પ્રથમ કહેવાની આજ્ઞા લઉં છું. વિશ્વાસ એટલે કોઇ બે પદાર્થ-વસ્તુ અગર વાક્યો વચ્ચે કોઇ વિચાર-કાર્ય અગર સોંપણથી સંબંધ જોડાવવો. વાક્યયોગી અવ્યય જેમ બે વાક્યને જોડે છે તે પ્રમાણે આ શબ્દ (વિશ્વાસ) આખા વિશ્વને એક બીજા સાથે જોડે છે. આખા વિશ્વાસ સાથે એ કેવી રીતે જોડાએલો છે, તેનું બળ કેવું છે, તેનાથી કેવા લાભ પ્રાપ્ત થાય છે, તે વિષે વિચારીએ.

**૧ વિશ્વકર્તા—અને વિશ્વ મંડળ—**

વિશ્વકર્તાએ આ વિશ્વમંડળ વિષે રહેલા

સૂર્યે-આ જગતને વિષે પ્રકાશ-પ્રાણવાયુ આપવો.
ચંદ્રે-વનસ્પતિને રસ આપવો.
વરૂણે-પૃથ્વીને વૃષ્ટિથી તૃપ્ત કરવી.
કુબેરે-પૃથ્વીનું પાલણ કરવું.
બ્રહ્માએ-સૃષ્ટિ ઉત્પન્ન કરવી.
વિષ્ણુએ-સૃષ્ટિનું પાલન કરવું.
શિવે-જીર્ણ થતી સૃષ્ટિને તેના પુનર્જીવન સારૂ તૈયાર કરવી.
વિગેરે. વિગેરે. વિગેરે.

૨ પૃથ્વી, ખનીજ, વનસ્પતિ, પ્રાણુ તથા મનુષ્ય—

પૃથ્વીએ-તેમાં રહેલા ખનીજ-વનસ્પતિ-પ્રાણી-મનુષ્ય વિગેરેને જોઇતા સત્વો પુરા પાડવા.

ખનીજ પદાર્થે-પોતાનો રસ વનસ્પતિને આપી તેના સંસર્ગમાં આવી ઉન્નતિને માર્ગે વધવું.

વનસ્પતિએ-પ્રાણી વર્ગને જોઇતા ખોરાક આપી તેના સંસર્ગમાં આવી ઉન્નતિ માર્ગે ચઢવું.

પશુ વર્ગે-મનુષ્યની સેવા કરી તેના સંસર્ગમાં આવી પોતાની શકિતને ખીલવી મનુષ્ય વર્ગમાં આવવા પ્રયાસ કરવો.

૩ મનુષ્ય તથા મનુષ્ય મંડળ—

બ્રાહ્મણ વર્ગે પ્રજાને ધર્મ તથા નીતિ માર્ગનું શિક્ષણ આપી વ્યવહારમાં કેવી રીતે સુખશાંતિથી રહેવાય તથા તેમાંથી કેવી રીતે મુક્ત થવાય તેનો બોધ આપવો.

ક્ષત્રિ વર્ગે-પ્રજાને થતી પીડાથી તેમનું રક્ષણ કરવું.

વૈશ્ય વર્ગે-વેપાર માર્ગે ધન સંચિત કરી દેશને આબાદ કરવો.

શુદ્ર વર્ગે-ઉપલા વર્ગોની સેવા, પોતાના ધંધા અનુસાર કરી તેમને સુખ આપવું.

રાજાએ—પોતાની પ્રજાને પોતાના સંતાન માફક ગણવી. કેળવણીનાં સાધનો સરળ કરવાં કે જેથી સર્વ પ્રજા તેનો લાભ લઇ શકે. પરદેશના હુન્નરો માટે પોતાની પ્રજાના ચુંટી કહાડેલા માણસો ત્યાં મોકલી તે હુન્નરો પોતાના દેશમાં દાખલ કરવા, યોગ્ય આશ્રમો ખોલવા, દરેક વર્ણને યોગ્ય ઉદ્યોગ મળે તેવાં સાધનો તૈયાર રાખવાં કે જેથી પ્રજા પોતાનો ધર્મ, રાજા તરફ તેમ અન્ય વર્ગ તરફ બજાવવામાં ચુકે નહીં.

પ્રજા વર્ગે-પોતાનાં રાજાને પિતા-સમાન ગણવો, તેમની આજ્ઞા અનુસાર વર્તન કરવું, શાળામાંથી મળતી કેળવણીનો લાભ લઇ મળેલા જ્ઞાનનો વ્યવહારમાં સદુપયોગ કરવો, ઉદ્યોગમાં મંચ્યા રહેવું, અને આપણા ધર્મ પ્રમાણે રાજા તથા પ્રજા વર્ગની સેવા કરવી.

સોસાયટી-મંડળો-કંપનીઓ તથા તેમાં હક સંબંધ ધરાવનારા પોતે જાણે-તે આખા શરીરના અવયવ રૂપ છે તેમ સમજી તે મંડળને આબાદીમાં લાવવું.

શેઠે-પોતાના નોકર અગર આડતીઆને જે કામ સોંપ્યું હોય તે બરોબર બજાવે છે કે કેમ તે ઉપર લક્ષ આપવું. જે શરતે તેને રાખ્યો હોય તે પ્રમાણે તેને દરમાયો આપવો.

નોકર વર્ગે તથા આડતીઆઓએ—પોતાના શેઠે જે કામ સોંપ્યું હોય તે કાર્ય સોંપેલા વિશ્વાસ પ્રમાણે પૂર્ણપણે બજાવવું. તે કાર્ય હલકું છે, મારા દરજ્જાને યોગ્ય દેખાતું નથી, એવો વિચાર નોકરી સ્વિકાર્યા પછી કરવાનો નથી. સોંપેલું કાર્ય પોતાનો ધર્મ યાને ફરજ સમજી કરવાનું છે. આ કાર્ય અયોગ્ય છે એમ ભીતિ લાવી તે કાર્યમાં અટકાવ લાવવો એ આપણી ગતિમાં ન્યુનતા તથા નિર્માલ્યતા બતાવે છે.

આરોગ્ય ખાતાના નોકરો-વઢાડકાપ કરનારા રાજવૈદો-જે સ્થાન જોવાથી અન્ય વર્ગને ચીતરી ચડે છે, તેવા સ્થાનો જાતે સાફ કરવા જેવા હોય તે જાતે કરી અગર કરાવી આરોગ્યતામાં વૃદ્ધિ કરે છે. જો તે પોતાના ઉપર મુકાયલા વિશ્વાસ પ્રમાણે બરોબર કાર્ય નહીં બજાવે તો પછી પીડાતા માણસની તથા શહેરની શી દુર્દશા થાય?

રાજા હરિશ્ચંદ્ર-કાશી ક્ષેત્રની સ્મશાનભુમિના ઉપરી કામસેનને ત્યાં નોકરી કરવા રહ્યા હતા. સ્મશાનમાં આવતાં મુડદાં ઉપરના દાનનો મળતો પૈસો પોતાના શેઠને સ્વાધિન કરતા અને તેના તરફના મળતા દાણા ઉપર પોતાનો નિર્વાહ ચલાવતા. રાજા હરિશ્ચંદ્રે એ નોકરી સ્વીકાર્યા પછી આ કામ હલકું છે તેવો વિચાર કદી પણ કર્યો નથી, તેમ પોતાના ઉપર મુકેલા વિશ્વાસ પ્રમાણે કાર્ય બજાવવામાં પોતે દયાના ઉત્તમ ગુણને પણ તે પ્રસંગે આડે આવવા દીધો નથી; પોતાના મૃત થયલા બાળકને તેની માતા સ્મસાન ભૂમિ ઉપર આવી મૃત ક્રિયા કરવા જતી હતી. પોતાની સ્ત્રી તથા બાળકને ઓળખે છે, પણ ધણીને આપવાનો દાણનો પૈસો પોતાની દુખીત થયલી સ્ત્રી ઉપર દયા લાવી-છોડી દઇ પોતાના શેઠ સાથે થયલા કરારમાં દગો કરતો નથી, પણ પોતાને હકથી

મળતા અનાજ માટે આગ્રહ નહીં કરતાં પોતે તેટલું સંકટ ઉઠાવી લે છે.

James Allen says—

When duties, however humble, are done without selfinterest, and with joyful sacrifice, there is true service and enduring work. Perfection should be aimed at even in the smallest task. Joy is always the accompaniment of a task successfully accomplished.

ગુરૂ-શિક્ષક વર્ગે-પોતાના શિષ્ય વિદ્યાર્થિ સાથે પ્રેમ ભાવ રાખી તેના ભવિષ્યના ઉદયને યોગ્ય કેળવણી આપવી.

શિષ્ય-વિદ્યાર્થિએ ગુરૂની આજ્ઞામાં રહી તેના અપાતા શિક્ષણ ઉપર ધ્યાન આપી તેથી મળતા જ્ઞાનનો વ્યવહારમાં ઉપયોગ કરી અન્યને લાભ આપવો.

કુટુંબના વડીલ પુરૂષે-પોતાના ઉપર આધાર રાખનારા માટે નિર્વાહ તથા કેળવણી અર્થે જોઇતા ખર્ચ-ઉદ્યોગ કરી યોગ્ય માર્ગે પ્રાપ્ત કરવા, તેમ તેમને સન્માર્ગને રસ્તે દોરવવા.

સ્ત્રી વર્ગે-ઘરની તેમ વ્યવહારીક બાબત ઉપર લક્ષ રાખવું, છોકરાંઓની કેળવણીમાં મદદ કરવી, તથા ઘર સંસારને સારા પાયા ઉપર મુકવો.

બાળક વર્ગે-પોતાની વિદ્યાર્થિ અવસ્થા દરમ્યાન માત, પિતા, ગુરૂ વિગેરેની આજ્ઞામાં રહી વિદ્યાભ્યાસ કરી-જ્ઞાન મેળવી ઉદ્યોગે લાગવું. યોગ્ય માર્ગે ધન સંપાદન કરવું, સ્થિતિ અનુસાર ખર્ચ રાખવો. જેમણે આપણને આ સારી સ્થિતિમાં લાવવા પ્રયાસ કરેલો છે તેમનો બને તેટલો બદલો આપવો. અન્ય સગુંઓ આપણા કુટુંબ છે તેમ સમવર્તન રાખવું.

પતિ તથા પત્નિએ પોતાના લગ્ન પ્રસંગે જે કોલકરાર એક બીજા પરત્વે કર્યો છે તે પ્રમાણે પોતાનું વર્તન ચાલુ રાખી એક બીજાનું સન્માન રાખવું.

મનુષ્ય મંડળ-વિશ્વ મંડળ-તથા વિશ્વકારી—

શ્રીમદ્ભગવદ્ગીતા-અધ્યાય ૩-૭-૯ તથા ૧૦ માં શ્રી કૃષ્ણ ભગવાન અર્જુનને બોધ આપે છે કે—સૃષ્ટિના આદિ કાળમાં બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય એ ત્રૈવર્ણિક પ્રજાને ભગવાન પ્રજાપતિએ રચી તેમને કહ્યું કે હે પ્રજા! તમે તમારા પોતપોતાના વર્ણાશ્રમ ધર્મને યોગ્ય-યજ્ઞાદિક કર્મો કરી વૃદ્ધિ પામો, અને તે યજ્ઞો તમને મનવાંછીત ફળ આપનાર થાઓ. યજ્ઞ વડે ઇન્દ્રાદિ દેવતાઓને પ્રસન્ન કરો, તે દેવતાઓ જળની વૃષ્ટિ આપી અન્નની ઉત્પત્તિ કરી તમને પ્રસન્ન કરે. આ પ્રમાણે પરસ્પર સંતોષ પામી તમે તથા ઇન્દ્રાદિ દેવ મનવાંછીત અર્થરૂપ પરમેશ્વરને પામશો. જે પુરૂષ આ પ્રમાણે મળેલા અન્નનો ભોગ વૈશ્વદેવ-અગ્નિહોત્રાદિ કર્મ ન કરીને પોતાના દેહ, ઇંદ્રીઓની પુષ્ટિ કરવા માટેજ અન્નાદિક પદાર્થ ભોગવે છે તે પુરૂષ દેવતાઓનો ચોર તથા કૃતઘ્ન છે. જે પુરૂષ પંચયજ્ઞ કરી બાકી રહેલું અમૃતરૂપ અન્ન ભોજન કરે છે તે શિષ્ટ કહેવાય છે, અને જે પુરૂષ કેવળ પોતાના પેટ ભરવા સારૂજ અન્ન પકાવે છે તે પુરૂષ કેવળ પાપનુંજ ભોજન કરે છે.

અન્નથી શરીર, શરીરથી કર્મ, (યજ્ઞ) કર્મથી યજ્ઞ, યજ્ઞથી વૃષ્ટિ અને વૃષ્ટિથી અન્ન ઉત્પન્ન થાય છે. આ સર્વ જગત મ્હારામાં માળાના મણકા માફક પોરવાયલું છે, સર્વમાં હું વ્યાપી રહેલો છું, જગતનો ધારણ કરનાર, ઉત્પન્ન કરનાર તથા પોષણ કરનાર, પુણ્ય પાપનાં ફળ આપનાર હુંજ છું, સર્વનું બીજ હું છું.

આ પ્રમાણે વિશ્વાસ (વિશ્વ=જગત+આશ=આશા. જગતની આશા-જગતનું બંધારણ) સુત્રાત્મા માફક-ઇશ્વરથી તે ખનીજ રજકણ સુધી સર્વમાં પરોવાયલો તથા સાંકળના અંકોડા માફક એક બીજાને જોડાણ કરતો જણાય છે.

હે માતુશ્રી! અત્યાર સુધી હું એક જુદી વ્યક્તિ છું, હું સ્વતંત્ર છું, મને કોઇની જરૂર નથી, એવા એવા વિચાર ધરાવતો હતો. આ તમારા આપેલા શબ્દ (વિશ્વાસ+પાત) ના પ્રથમ ત્રણ અક્ષરથી વર્તતા (વિશ્વાસ) શબ્દના મનનથી હું તે આ શરીરનો કયો ભાગ છું, હું બોલનાર તે કોણ છું, તે વિષે વિચાર આગળ સંભાવતાં હું શબ્દ તે વિશ્વની શક્તિમાંજ ઉત્પન્ન થાય છે, હું સાંકળના એક અંકોડા માફક નીચે તથા ઉપરના અંકોડા રૂપી

વ્યક્તિઓ સાથે જોડાયલો છું, હું કોઇ જુદી-સ્વતંત્ર વ્યક્તિ નથી, બીજાનો આધાર મારા ઉપર અને મારો આધાર બીજાના ઉપર છે, આ ચાલતી અતિ-ચાને શક્તિમાં હું એક અંશરૂપે છું.

આખી પૃથ્વી તથા વિશ્વ મંડળ આ વિશ્વાસના બળ ઉપર રહ્યું છે. સૂર્ય, ચંદ્ર, ઇંદ્ર, વાયુ વિગેરે દેવતાઓ પોતાને સોંપાયલા ધર્મ પ્રમાણે કાર્ય કરવાને પછી તે કાર્ય-અગર તે કાર્ય કરવાનું સ્થાન સારૂં અગર નરસું, સ્વચ્છ અગર ગંદુ હોય તો પણ તે સર્વને એકસરખોજ લાભ આપે છે.

James Allen says—

"All duty should be regarded as sacred. All personal and selfish considerations should be extracted and cast away from the doing of one's dtuy; and when this is done, duty ceases to be irksome, and becomes joyful. He who neglects duty, be it great or small or of a public or private nature, neglects virtue; and he who in his heart rebels against duty, rebels against virtue."

કોઇ મીઠા પાણીનો પ્રવાહ વહેતો હોય, તે પ્રવાહને મહેનત કરી આપણા ખેતર તરફ પ્રયાસ કરી-વાળી, તેના પાણીથી ખેતરને તર કરવામાં આવે તો તે ખેતરમાં જે જે વસ્તુનું વાવેતર થાય તે ઘણું ફળદ્રુપ નિવડે છે, તથા ખેતરને ઘણું રળિઆમણું બનાવે છે. એ પ્રમાણે આ વિશ્વાસના પ્રવાહને આપણા વ્યવહારમાં વાળવામાં આવે અને તેનો યોગ્ય ઉપયોગ કરવામાં આવે તો તેનું ખરૂં બળ આપે છે, કાર્યની સિદ્ધિ કરાવે છે, તથા વાપરવાના સાધનની મહત્તા અને કિમ્મત વધારે છે. રેલવે ટ્રેનમા-ડબ્બા, પહેલા, બીજા તથા ત્રીજા વર્ગના આ પ્રમાણે ડબ્બાઓ હોય છે, તેમ માલ ભરવાના પણ ડબ્બા હોય છે; એ ડબ્બાઓ એન્જીનથી છુટા પડયા પછી તેની કિમ્મત પોષાતી નથી, પણ જ્યાં તેમને એન્જીન સાથે જોડાણમાં લીધા કે તુરત તેની કિમ્મત તથા ઉપયોગીપણું જણાય છે.

કોઇ શસ્ત્રવૈદ્ય અગર રસાયનશાસ્ત્રી તેનો પ્રયોગ કરતાં, કોઇ ગવૈયા પોતાનું ગાન કરતાં, કોઈ ચિતારા પોતાનું ચિત્રકામ કરતાં, કોઇ કવિ પોતાનું

કાર્ય રચતાં, કોઇ ધ્યાની પોતાનું ધ્યાન ધરતાં અન્ય વિષય તરફ લક્ષ જવા નહીં દેતાં આ પ્રવાહનું બળ ગ્રહણ કરતા રહે છે તો તે પોતે ધારેલાં કાર્ય સિદ્ધ કરે છે, લીધેલો શ્રમ-થાક અગર કંટાળારૂપ જણાતો નથી, પણ એક પ્રકારનું વિશેષ બળ આપી આનંદ રસ પ્રાપ્ત કરે છે.

આ વિશ્વાસે કરી આખું બ્રહ્માંડ ચાલી રહ્યું છે, રાજ્ય તેઓ પોતાના નિયમો બરોબર ચલાવી શકે છે, મંડળો લાંબા કાળ સુધી આબાદી ભોગવે છે, પશુ, પક્ષી આદિ જાનવરો, મનુષ્યો તથા બીજી મહાન વ્યક્તિઓ એક બીજાના સહવાસમાં તથા પ્રીતિમાં જોડાય છે. મનુષ્યો ઉદ્યોગે લાગે છે, ક્રુર તથા હિંસક જેવા પ્રાણીને પોતાને વશ કરે છે, પ્રેમ તથા દયાનો અંકુર વિશેષ થતાં સંત જેવા મહાન પુરૂષો જંગલમાં નિર્ભયપણે રહે છે. નરસિંહ મહેતા તથા પ્રહલાદના સઘળા મનોરથ પૂર્ણ થયા, હરિશ્ચંદ્રનું ગયલું રાજ્યપાટ પાછું પ્રાપ્ત થયું, એકલવ્યે અસ્રવિદ્યા પ્રાપ્ત કરી, વાલ્મિક જેવા લુટારાએ જ્ઞાન પ્રાપ્ત કરી ઋષિપદ પ્રાપ્ત કર્યું.

કોઈ લશકરમાં ઓછા માણસ હોય, પણ જો તેનો સરદાર પોતાના તાબાના માણસો ઉપર તેમ તાબાના માણસો પોતાના સરદારના હુકમને આધીન હોય અને સામા પક્ષમાં તેના કરતાં દશગણા વધારે માણસ હોય અને દરેક જણ પોતે એમ માનતો હોય કે હું બીજાથી બળવાન છું, પરાક્રમી છું, મારૂં નિશાન કદી નિષ્ફળ જતું નથી, સરદારની જગોએ હું હોઉં તો બરોબર ગોઠવણ કરી ફત્તેહ મેળવું, એવા મદભરેલા વિચાર ધરાવતા હોય તો રાવણ જેવા મહાન યોદ્ધાઓ જેઓ પોતાના મદે કરી રાજ્ય તથા લશકરના નાશ કરનારા થઇ, પોતે પણ નાશને આધીન થયા તે પ્રમાણે મોટા જથ્થાવાળા લશકરની પણ વ્યવસ્થા થાય છે; અને નાના લશકરનો જવાબ જો સાંકળ માફક એક બીજાના જોડાણમાં રહ્યા હોય તો તેનો કદી અજય થતો નથી પણ વિશેષ બળરૂપે કામ કરે છે.

આખું વિશ્વ એક શરીર રૂપ છે. તમામ વ્યક્તિઓ શરીરના અવયવોરૂપ છે. શરીરના અવયવો, ઇંદ્રીઓ પોતપોતાના નિર્માણ થયલાં કાર્ય, યોગ્ય રીતે કરતાં રહે તો શરીર સુખાકારી રહે છે, તથા વિશ્વમાં રહેતી વ્યક્તિઓ યથશી સોંપણ પ્રમાણે કાર્ય કરતી રહે છે તો આખું વિશ્વ સુખશાંતિમાં રહે છે.

હે માતા ! આખા વિશ્વમાં જેમ સર્વ શક્તિમાન ઇશ્વર વ્યાપી રહયો છે, તેમ એ વિશ્વાસ સર્વ વ્યક્તિમાં વ્યાપ્ત છે. દરેક વ્યક્તિમાં રહેલો (જીવ)

આત્મા પરમાત્માના અંશરૂપ છે તેમ હું પણ આ પૃથ્વી વિષે એ વિશ્વ શક્તિના અંશરૂપે છું. હું કોઇથી તથા બીજાઓ મારાથી જુદા નથી. મારો આધાર બીજાઓ ઉપર અને બીજાઓનો આધાર મારા ઉપર ચાલતો છે એવું જ્ઞાન અંતર વિષે ઉદ્ભવતું જણાય છે.

હે બેટા! વિશ્વાસ શબ્દનું રહસ્ય ઘણું સારી રીતે તારા ધ્યાન ઉપર આવ્યું સમજાય છે. હવે વિશ્વાસઘાત'આખા શબ્દનું શું રહસ્ય, એ વિશ્વાસઘાત કરવાનું કારણ વ્યવહારમાં કેવી રીતે, મનુષ્યો ઉપયોગ કરે છે, તેનાં પરિણામ કેવાં થાય છે, તે વિષે જો અનુભવ થયો હોય તો તે હું જાણવા ઇચ્છા રાખું છું.

## ADVICE.

When the thought-forces are directed in harmony with the over-ruling Law, they are up-building and preservative, but when subverted they become disintegrating and self-destructive. To adjust all your thoughts to a perfect and unseverving faith in the omnipotence and surpremacy of Good is to co-operate with that Good, and to realise within yourself the solution and distruction of all evil. Believe and ye shall live. (અપૂર્ણ.

———o———

## "વર વિક્રયે વિંધેલી વિણા."

(લખનાર—રા. એમ.)

૧

"હવે આ વિણાનું શું થાયું? સોળ પુરાં થઇ સત્તરમું બેસશે. હું તો માગાં કરવા ગઈ હતી પણ કોઈ મ્હોં માંડતું નથી. પેલા મગનના છોકરા માટે કહેવા ગઈ હતી, પણ તેની વહુ તો જાણે નવલશાની મા. તે તો કહે છે કે મ્હારાં ચીમનને બી. એ. પાસ થયા પછી પરણાવવો છે" લલીતા–વિણાની માએ કહ્યું.

૨

"મ્હેં તમને નથી કહ્યું કે તમારે માગું કરવાજ ના જવું. તમારે વિણાની ફીકર કરવીજ નહીં. પરમેશ્વર આપણો કાંઇ ઉંઘી ગયો નથી, તેનું ધર્યું થનાર છે, હજુ તો તે બાળક છે; મ્હારો વિચાર તેને અંગ્રેજીનો અભ્યાસ ચારેક વર્ષ કરાવવાનો છે, પછી એની મેળે વર મળશે. આટલા બધા છોકરા છે, અહીં નહીં મળે તો પરગામ પરણાવીશું." વિણાના પિતા કૃષ્ણલાલે કહ્યું.

"ના, ના, લોકો મ્હને મ્હેણાં મારે છે. જુઓને ચાચીજી ગઇ કાલે આવ્યાં હતાં, તે કહેવા લાગ્યાં કે એ તો સાપનો ભારો. અમે તેમ પરણાવી દો. આપણા કુટુંબમાં બાર વર્ષની કન્યા કદી કુંવારી રહી નથી. તમે, બાપદાદાનું નામ બોળવા તેયાર થયાં છો, પંચવર ન મળે તો બીજવર. એમ લોકો કહે છે. મેં કહ્યું વર બતાવો, ત્યારે તેમણે પેલો હરિલાલ બતાવ્યો. એ તો ચાર છોકરાંનો બાપ છે. મ્હેં કહ્યું. મ્હારી વિણા તો બીચારી બાળક છે, એવા ચાળીસ વર્ષના ઢાંચા સાથે પરણાવી મ્હારી દીકરીનો જન્મારો બાળવા મ્હારો વિચાર નથી. એવી કાંઇ ખાટી છાશ નથી કે ઢેડવાડે ઢોળી દઉં. આથી તેમને ખોટું લાગ્યું છે ને રીસાઇને જતાં રહ્યાં." લલીતાએ કહ્યું.

"ઠીક કર્યું. ફરી શિખામણ દેવા નહીં આવે હવે કોઇ કહેવા આવે તો કહેજે કે બાપડા જાણે, હું શું જાણું?"

"પેલાં જેકાર મારીને એવું કહ્યું ત્યારે ઉલટાં મ્હારા પર ઉતરી પડ્યાં, અને બોલ્યાં, આની વાતમાં બીચારા બાપડા શું જાણે, તે તો કમાઇ જાણે. ઘર ચલાવવું, છૈયાં છોકરાં પરણાવવાં એ તો બૈરાંઓનું કામ. લગાર આંખ કાઢીને કહીએ તો તરત માને અમારે ધણી નથી? અમે તો જેમ કહીએ તેમ કરે. આટલી મોટી થઇ તોએ ધણી કહે એમ થાય એ શું!

રોજ રોજ સગાંવહાલાં કહેતા આવે અને લલીતાના મનને સંતાપ થાય. વિણા તેમની એકની એક છોકરી હતી કૃષ્ણલાલ બી. એ. થયો હતો, અને કલેક્ટર ઓફીસમાં જોડાયો હતો. ધણી ધણીઆણી જોકે સારી રીતે રહેતાં તો પણ શરૂઆતના ત્રીસ રૂપીઆના પગારમાંથી પણ તેઓને બચાવવું પડતું, કેમકે કૃષ્ણલાલના બાપ વારસામાં પાંચ હજારનું દેવું મુકી ગયા હતા. વિણાને ગુજરાતી ચોથી ભણાવ્યા પછી અંગ્રેજી ભણવા પારસી સ્કુલમાં મુકી હતી. જોકે તેની ઉમ્મર સોળ વર્ષની હતી, તોપણ કાઠું ઘણું મજબુત તથા કદાવર હતું. શરીરે ગોરવર્ણી તથા દેખાવડી હતી. અહેરાનો ઘાટ પણ આકર્ષક

હતો, અને જ્યારે સફેદ વસ્ત્ર પહેરતી ત્યારે ગમે તેવા અરસિકની પણ દૃષ્ટિ ખેંચાયા વગર રહે નહીં; જેમ જેમ તે મોટી થતી ગઇ તેમ તેમ તેની ખુબસુરતી વધતી ગઇ અને તેમ તેમ લલીતાની અધીરાઇ વધતી ગઇ. લલીતાની કેળવણી નહીંજ જેવી પણ ભણેલાના સહવાસથી કાંઇક સુવિચારો તેના મનમાં ઠસ્યા હતા. કૃષ્ણલાલ અગાડી તેનું ચાલવું નહીં, અને ચલાવવા તેણે પ્રયત્ન પણ કર્યો નહોતો. પતિ તરફ તેનો ભાવ પણ અત્યંત અને તેમની આજ્ઞા કરી પણ ન માનવા વિચાર પણ આવ્યો નહોતો, તો પણ કોઇ કોઈ વાર તેને ઓછું આવતું. અને છોકરીને જોઇ તે રોતી તથા પ્રભુ પાસે માગતી કે "હે પ્રભુ ! આ છોકરીને ઉપાડી લે તો હું કોઇની ઓશીઆળી ના થાઉં. બે છોકરા મરી ગયા તેનું મને દુઃખ છે, તે કરતાં આ છોકરી આટલી મોટી થઇ છે તેનું દુઃખ વિશેષ છે."

કૃષ્ણલાલ ઘણા ગંભિર વિચારના ગૃહસ્થ હતા. તેમણે વિણાને અને તેટલો અભ્યાસ કરાવવા ઠરાવ કર્યો હતો એકલી નિશાળની કેળવણી નહીં પણ ગૃહ કેળવણીપર ખાસ ધ્યાન આપતા. દરરોજ સારી સારી ચોપડીઓ પોતે વાંચતા તથા વંચાવતા. ચિત્ર કામ તથા ભરત કામ પણ શીખે એવી ગોઠવણ કરી હતી. જો કે તેની ઉમ્મર ફક્ત સોળ વર્ષની હતી, તો પણ સાંજની રસોઇ તેજ કરતી, તથા બીજી ઘણી રીતે તે તેની માને મદદ કરતી.

૨

આમ ને આમ ત્રણ વર્ષ વીતી ગયાં. પછી આખરે ઘરડાં લાડકોર ચાચીથી ના રહેવાયું. ચાચી બાળરાંડ હતાં, અને તેથી નાનપણથી નાતની પટલાઇ કરવામાંજ તેમનો વખત જતો. સ્હેજ કોઇ વધારે માંદુ થયું કે ક્યારે મરે કે કુટવા તૈયાર થઇએ, એકબેકની વાતો કહી આવવી, રજનું ગજ કરી અંદર અંદર લડાવવા, બધાંને મુરબ્બી તરીકે સલાહ આપવા જવું એ તેમના જીવનનું કામ હતું. તે લલીતાના દુરના સગાં થાય અને કૃષ્ણલાલના મોસાળનાં સગાં હતાં. ગામમાં બધાં ચાચીજ કહેતાં. તે કૃષ્ણલાલ પાસે આવ્યાં, અને સ્હેજ ખબર અંતર પૂછી વાત ઉપાડી "ભાઈ, હવે વિણાનું શું ધાર્યું, તે ઓગણીસ વર્ષની થઇ ગમે ત્યાં હવે ઠેકાણું કરવું જોઇએ"

"ચાચી, હજુ કાંઇ વિચાર કર્યો નથી હજી ઓગણીસમું તો હમણાંજ બેઠું. એનાથી મોટીઓ હજુ કુંવારી છે."

"પણ, આટલી મોટી છોકરી કુંવારી આપણા ઘરમાં ન રખાય," ચાચી બોલ્યાં.

"એમાં શું? તમે દશ વર્ષે રાંડયાં હતાં, અને તમારાં માબાપ તમે ચાળીસ વર્ષનાં થયાં ત્યાં સુધી તમને જીરવી શક્યાં. કુંવારી છે, અને લાયક વર મળશે એટલે પરણાવીશું. મ્હારે કાંઈ લાકડે માંકડું વળગાડવું નથી. અહીં લાયક વર નહીં મળે તો પરગામ જઇશ. છોકરીનો ભવ બાળવા વિચાર નથી."

"હું કાંઇ ભવ બાળવાની વાત કરતી નથી, આ તો લલીતાથી તમારે મોંઢે કહેવાય નહીં, અને તેણે કહ્યું કે તમે કહો, તેથી હું તો સ્હેજ કહું છું. હા, બા, છોકરીને કાંઇ કુવે ઉતારાય નહીં. વિણા બિચારી કેવી ડાહી છે. સારો લાયક વર મળે તોજ પરણાવવી. પણ ભાઇ, આ તેને અંગ્રેજી ભણાવો છો, તે ઠીક કરતા નથી, એ આપણા ખરચમાં ના પોસાય. પારસણો સાથે ફરવાથી પારસી જેવા વિચાર આવે અને વંઠી જાય ને પછી કોઇ પરણતું હોય તોએ ના પરણે."

"ચાચી, એ વાતજ ના કરો. વંઠી જશે તો મ્હારી છોકરી છે, તેની તમારે ચિંતા કરવી નહીં. હવે તમે ઘરડાં થયાં, જરા માળા ફેરવો, તમારે પારકી શી પંચાત." કૃષ્ણલાલ જરા ગુસ્સે થઇ બોલ્યો.

લાડકોર ચાચીએ આવો જવાબ સાંભળ્યો નહોતો. જો કોઇને તેમનું કહ્યું ગમે નહીં તો સાંભળીને બેસી રહે, પણ સામો જવાબ તો નાજ આપે. આ જવાબથી તેમને ખોટું લાગ્યું અને બોલ્યાં, "મ્હારે શું! તને ફાવે તે કર, મ્હારૂં તો પેટ બળે એટલે બોલ્યા વગર ન રહેવાય. તારે ફાવે તો પરણાવ નહી તો મિરાંબાઇ કર. અમારે શું." આમ કહી તે ઉઠયાં અને ફરીથી કૃષ્ણલાલ પાસે આવ્યાંજ નહીં.

પણ કૃષ્ણલાલના મનમાં વિણાના વિવાહનો વિચાર આવ્યો. નાતના છોકરાઓ તપાસવા લાગ્યો તો વિણાને લાયક બે ત્રણ છોકરાજ જડયા. બીજા લાયક હતા, પણ પીત્રાઇ, ગોત્રાઇ, વળી પાસેનાં સગાં એટલે બે ત્રણ ઠેકાણેજ માગું કરવા વિચાર કર્યો અને લલીતાને તેમ કરવા કહ્યું. લલીતા જન્માક્ષરો આપી આવી, પણ કોઈ હા કે ના નો જવાબ ના આપે. બધાને પૈસાની ચુંક. લલીતાએ હજાર, બારસો અને આખરે પંદરસો લગી આપવા કહ્યું, પણ કોઇ મ્હોંજ માંડે નહીં. છોકરાની માઓ તો એમજ જાણે કે છોકરા તે તો ચલણી નોટો. ચલણી નોટો સારી કે તેતાપર આંક નક્કી, પણ ક્ષત્રીની નાતના છોકરા તો વગર આંકની નોટો. જેમ જેમ એક પરિક્ષા વધારે પાસ, અગર એક વર્ષ મોટો થાય એટલે પાંચસો રૂપીઆ કીંમત વધે. બીજા સાધારણને ત્યાં

માગાં કર્યાં, પણ જવાબ મળે કે, "અમારે તો હજુ ભણાવવો છે." "હજુ મ્હારો છોકરો નાનો છે." 'અત્યારથી શું? મ્હારો ફીકો ના પાડે છે.' કેટલાક તો જન્માક્ષર મળતા નથી કહી ના પાડે. લલીતા કંટાળી ગઇ અને પ્રભુ પાસે માગે કે આ છોકરી મરી જાય તો મ્હારે ઘર ઘર ભટકવું મટે

ફાગણ ગયો, ચૈત્ર ગયો, પાછો લગ્નગાળો શરૂ થયો એટલે દીકરીવાળાએ દીકરાવાળાને ઘેર આંટા મારવા લાગ્યા, પણ કાંઇ પત્તો લાગેજ નહીં. કૃષ્ણલાલ પંદરસેં આપી શકે એમ નહોતો, પણ જો લાયક વર મળે તો ઘર ગીરો મુકીને આપવા તૈયાર હતો. વિણાનું આ વર્ષે કાંઇ ઠેકાણું પડયું નહીં. કૃષ્ણલાલ કહેવા લાગ્યો કે, "કાંઇ નહીં, આવતે વર્ષે થઈ રહેશે."

૩

માણેકઠારી પુનેમ ઉપર કૃષ્ણલાલ સહકુટુમ્બ ડાકોર ગયો. સાથે પાડોશમાં રહેતાં લાલકોર ચાચી પણ ગયાં હતાં. ચાચીની ઉમ્મર અત્યારે સાઠેક વર્ષની હતી તે આશરે વીશેક વર્ષની ઉમ્મરે રાંડયાં હતાં, પણ કાંઇ સંતાન નહોતું. પણ જીવન રામ ભજનમાંજ ગાળતાં. જાત્રા કરી સાંજની ગાડીમાં પાછાં આવવા નીકળ્યાં. આણંદમાં ગાડી બદલવાની હતી અને ગાડીમાં ભીડ પુષ્કળ હતી. જગ્યાને માટે બહુ ફર્યાં પણ આખરે ઠેઠ ઇન્જીન પાસેના ડબ્બામાં જગ્યા જણાઇ. કૃષ્ણલાલને જેતાં વાર અંદરના એક ઉતારૂએ બારણું ઉઘાડયું તો તેઓ પણ અમદાવાદના ક્ષત્રી જણાયા. તેઓ ચાર હતા. તેમાંના ત્રણ તો લગભગ સોળ સત્તરની ઉમ્મરના હતા, જ્યારે ચોથો ત્રેવીસ, ચોવીસનો જણાતો હતો. તેઓ એક બાજુએ બેઠા અને સામા કૃષ્ણલાલ વિગેરે બેઠાં. વિણા એક બાજુને છેડે બેઠી. તેની નજર બધા યુવાનો પર પડી; પણ આખરે તેમાંના સૌથી મ્હોટાપર ઠરી. આ યુવકનો ચ્હેરો દેખાવડો તથા આનંદી હતો. તે ઘણોજ વિવેકી તથા મર્યાદાશીલ જણાયો. કૃષ્ણલાલે પૂછ્યું, "કયાં જાઓ છો?"

તરતજ આ યુવક બોલી ઉઠયો, "અમે મુંબઇ પરીક્ષા આપવા જઇએ છીએ."

"શો અભ્યાસ કરો છો?"

"આ ત્રણ પ્રીવીઅસમાં છે, અને હું એમ. એ. માં બેસનાર છું. તેઓ પહેલી વખતજ મુંબઇ જાય છે તેથી હું લગાર વ્હેલો જાઉં છું."

"પરીક્ષા કયારે છે?"

"એમની પરીક્ષા આ સોમવારે છે, અને મારી આજથી વીસ દિવસે છે."

"તમારૂં નામ શું?"

"મ્હારૂં નામ 'કુન્દનલાલ' અને મ્હારા પિતાજીનું નામ ત્રિકમલાલ વકીલ."

"ભાઇ, તમારી ઉમ્મર કેટલી છે?"

"ત્રેવીસ વર્ષની."

"ભાઇ, ત્હારી બ્હેન હમણાંજ પરણીને?" લલીતાએ પુછ્યું.

"હા, ગયા વૈશાખમાંજ પરણી."

"કેટલા આપવા પડયા? તમારી અમદાવાદની ન્યાતે તો અવધી કરી છે. રૂપીઆ વિના કોઇ વાતજ કરતું નથી. આ કેટલા દહાડા પહોંચશે? રૂપીઆ આપવા અને નથી આપ્યા કહેવું અને વળી બ્રહ્મહત્યા હોરવી. તમે તો અમારી ભરૂચ સુરતની ન્યાતને પણ બગાડી; પણ અમારે એટલું તો ઠીક કે પૈસા આપી ઉજાગર થઇએ." નાલકોર ચાચી બોલ્યાં.

"ચાચી અમારે તો પદરસેંએ પત્યું."

"પણ હજુ તું પરણવાનો છુંને. પાસ થઇશ એટલે ચાર પાંચ હજાર ઉપજશે. તારી બ્હેનનું સાટું વળી જશે. હાલ અમદાવાદનું બજાર બહુ તેજ છે, એટલે ભાવ પણ ઠીક ઉપજશે" ચાચી બોલ્યાં.

"ચાચી, એ વાતજ ના કરો, મ્હેં તો નિશ્ચય કર્યો છે કે મ્હારા લગ્નમાં જો રૂપીઆ લે તો પરણવુંજ નહીં. આવી રીતે વેચાયલા વર થવું તેના કરતાં કુંવારા રહેવું હું વધારે પસંદ કરૂં છું."

"બાઇ, એ તો બોલવુંજ નહીં," કુસુમલાલ બોલી ઉઠયો. "જવા દો તમારા જુવાનીઆઓની વાત. વાતો તો મ્હોટી મ્હોટી કરે, નાના મ્હોટાનું માન તો રાખે નહીં, પણ જ્યારે આવી પૈસા મળવાની વાત આવે ત્યારે તો, શું કરીએ? મ્હારાં માબાપ જાણે. જુઓને પેલો કાન્તીલાલ કોન્ફરન્સમાં મોટાં મોટાં ભાષણો કરતો, તે પોતે પરણ્યો ત્યારે બારેબાર રૂપીઆ ઓકાવ્યા."

"એ તો કાલ ઉઠીને વકીલ થશે અને કમાશે. તેનો બાપ કાંઇ ભૂખે નથી મરતો, પણ ભાઈ પૈસા કોને વ્હાલા નથી?" લલીતાએ ટાપસી પૂરી.

"ગમે તેમ કહો પણ હું તો બોલ્યો તે બોલ્યોજ. આ જીવ જાય બહેતર પણ કદી એ વાતમાં માબાપની આજ્ઞા માનનાર નથીજ. ઘર બહાર કાઢી

મૂકશે, લોકો મ્હને ભાંડશે, પણ કદી મ્હારો નિશ્ચય ફેરવવાનો નથી. આ અનીતિમાં હું સહાયક થાઉં તો મ્હારા ભણતરને એબ લગાડવા જેવું છે. અને આવી અનીતિ અટકાવવાનો આજ ઉપાય છે કે જો પૈસા લેવામાં આવે તો પરણવુંજ નહીં અને બહેતર છે કે કુંવારા રહેવું. અમારા જેવા ભણેલા નહીં કરીએ તો બીજા કોણ કરશે. અને હવેથી બીજી પણ પ્રતિજ્ઞા લઉં છું કે જે કોઇ એ પ્રમાણે પરણશે તેના લગ્નની ન્યાતો તથા વરઘોડામાં પણ જવું નહીં, તેમજ બીજાને જતાં અટકાવવાં. એ તો જેવી ધરડાની સુઆની નાતો તેવી આ છોકરીઓના માબાપને મારવાની નાતો."

વાતમાં ને વાતમાં અમારગામ પસાર થયું. કૃષ્ણલાલે સામાન તૈયાર કર્યો. કુન્દનલાલને મિત્ર સહિત પાછા આવતાં ઉતરવા આગ્રહ કર્યો. તેના મિત્રોએ તો ના પાડી, પણ તેણે બનશે તો ઉતરવા કબુલ્યું અને કૃષ્ણલાલનું સરનામું લખી લીધું. ભરૂચ આવતાં સૌ છૂટાં પડયાં.

૪

કૃષ્ણલાલનું ઘર સુનારવાડાની મધ્યમાં આવ્યું હતું. જો કે તે સાધારણ બેઠા ધાટનું હતું તો પણ પાછલો ભાગ નદી તરફનો તદ્દન ખુલ્લો હતો. ભરતીનો વખત હતો અને પાણીનાં મોજાં ઉછાળા મારી રહ્યાં હતાં. ડાકોરથી આવ્યાને આજે વીશેક દિવસ થયા હતા. કુન્દનલાલને જોયા પછી તેનું મન કુન્દનમયજ હતું. તે આવશે અને મનના મનોરથ ફળશે, એમ મનમાં તે માનતી, વિણા મન સાથે બોલવા લાગી. "પ્રભુ, આપે તો એજ પતિ આપજે. જ્યારથી મ્હારી દ્રષ્ટિએ તે પડયા છે, ત્યારથી તે મ્હારી નજર આગળજ ખડા છે. તેમની મૂર્તિ મ્હારા હૃદયમાં જડી છે. તે કુંવારા જાણી મ્હેં મ્હારા હૃદય દિપક સ્થાપ્યા છે. મ્હારા અંતરના અંધકારને તેજ આપ્યું છે અને તે વધારે તેજોમય કરશે. વળી બાપાજીની પણ એવી ઇચ્છા છે કે તેમને વિવાહ કરવા આગ્રહ કરવો. શું તેમનું મુખ, તેમની બોલવાની છટા, શું તેમનો વિવેક. જ્યારે વિવાહની વાત થાય છે, ત્યારે ત્યારે તે મ્હારી સમક્ષ આવી ખડા થાય છે. કુન્દનલાલ તમે કુન્દનજ છો. કુન્દન સ્ત્રીનું આભૂષણ છે, અને તમે મ્હારા આભૂષણ છો અને સદા રહો એવી પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું. પ્રભુ તો મ્હને સહાયજ છે. અગર તે અમને વળી મળેજ કેમ, અને મળે તો ઓળખાણ પણ શી રીતે થાય; વળી તે આવવાના છે. બા, પરગામ પરણાવવા ના પાડશે, ત્યારે ગામમાં ગમે તેવા સાથે

પરણાવશે. ના, ના એમ તો હું કરવા નહીં દઉં; બસ હું તો તેમને મ્હારા મનથી વરી ચુકી છું. હું તો તેમનીજ છું અને બીજા અવરની થવાની નથી. પછી ભલે તે હા પાડે કે નહી તેની મ્હને દરકાર નથી, બીજે પરણાવશે તો આ જીવ, હે નર્મદે તારે ખોળે મુકીશ."

તરતજ બારણું ખખડયું; ટપાલવાળાએ પત્ર નાંખ્યો. કાર્ડ ઉપર કુન્દનલાલનું નામ દેખાતાં વિણાએ સ્હેજ નજર નાખી તો તે સોમવારે સવારે આવનાર હતા એમ માલુમ પડ્યું. કાગળ કૃષ્ણલાલના મેજપર મુકી પાછી પોતાના વાંચનગૃહમાં ગઇ અને વિચાર કરવા લાગી –" ખરેખર પ્રભુની મ્હારા પર કૃપા છે, તે અહીં પધારવાના. બાપાજી માગું નહીં કરે તો હુંજ માગું કરીશ; મ્હારો આત્મા તેમને અર્પીશ. ભણેલા છે, વિવેકી છે, વિદ્વાન છે તો સુગુણી તો હોવાજ જોઇએ. સુવિચારવાળા છે અને મારી માગણી સ્વિકારશેજ. પ્રભુ તું કરે તે થાય છે માટે તું સહાય થજે."

આમ વિચાર કરી બહાર આવી તો કૃષ્ણલાલ તથા લલીતા કુન્દનલાલનોજ વિચાર કરતાં હતાં અને જો તે વિણાને પરણવા રાજી હોય તો પછી તેના બાપને કાગળ લખવાનો તેઓએ નિશ્ચય કર્યો. તેનો ઉતારો વિણાના વાંચન ગૃહમાંજ આપવા ઠર્યું. વિણાએ તે શણગારવા શરૂ કર્યો. પોતે ચીત્રેલી છબીઓ ટંગાવી. એક ચીત્રમાં એક બાળા એક યુવક પાસે પ્રેમ માગતી દર્શાવી હતી, અને બીજામાં તે બન્નેને પ્રેમ ગાંઠે જોડાતાં બતાવ્યાં હતાં; વળી ત્રીજામાં તેમનું સુખી કુટુંબ ચિતર્યું હતું. મેજપર હાથનો ભરેલો સુંદર રૂમાલ પાથર્યો તથા ખુરશીઓપર રેશમના ભરેલા તકીયા મુકી દીધા. સોમવારે સવારે કૃષ્ણલાલ સ્ટેશને તેડવા ગયા ત્યારે વિણાએ આંગણું લીપીગુપી છાપાં પાડ્યાં. "ભલે પધારો અમારા પનોતી પરોણા." થોડીવારમાં કુન્દનલાલને લઇ કૃષ્ણલાલ આવી પહોંચ્યાં. લલીતાએ ખબર પુછી; વિણાએ નજર નાંખી, બંન્નેની આંખો મળી અને આંખોમાં સ્મિત જણાયું. તરતજ તેમને વિણાના વાંચન ગૃહમાં લઇ જવામાં આવ્યા. ગૃહમાં પેસતાંજ તેમને કાંઇક સ્વર્ગીય શોભા જણાઇ. ચીત્રો, ભરતકામ, રંગ પુરેલી આકૃતીઓ તથા નદીના સુંદર દેખાવથી કુન્દનલાલનું મન વિહ્‌વળ થવા લાગ્યું. આખો ઓરડો વિણામય થઈ રહેલો જણાયો અને તરતજ તેના મોંમાંથી શબ્દ નિકળી ગયા. કે "આ બાળા તો મહા ભાગ્યશાળીનેજ મળશે." તરતજ ચા આવી. સ્નાન કરી ભોજનની તૈયારી થઇ કેમકે કૃષ્ણલાલને કચેરીમાં જવાનું હતું. વિણાએ રંગોળી પુરી આસનો ગોઠવ્યાં. ભાત ભાતની રસોઈ પીરસી કુન્દનલાલને

આનંદ આપ્યો. જો કે કૃષ્ણલાલની સ્થિતિ સાધારણ હતી પણ ખરચ કરી પણ પરોણાગતમાં પાછી પાની કરતું નથી.—કહ્યું છે કેઃ—

"લક્ષ્મી જાકતી ભલે-જવાદે જેહ જવાની
ના છોડીશ ખરચ-કરી અસલી ખાનદાની."

ખરેખર, કૃષ્ણલાલ ખાનદાન હતો તે બરોબર જણાઇ આવતું હતું. જમી રહ્યા પછી કૃષ્ણલાલ કચેરીમાં ગયા અને કુન્દનલાલ પોતાના ઓરડામાં જઇ આરામ ખુરશીમાં આરામ લેવા લાગ્યો. રાતનો ઉજાગરો અને સારે ભોજન તેથી તરતજ આંખ મળી ગઇ અને વિણા આંખ અગાડી ખડી થઇ. આણંદ સ્ટેશને જોયેલી વિણા, સવારે સ્મિત સહીત આવકાર આપતી જોયેલી વિણા, જમતી વખતે પીરસવા આવતી શરમાળ વિણા, તેના શબ્દો, તેનો ચ્હેરો ઉંઘમાં અને ઉંઘમાં તેને અત્યંત આનંદ આપતાં દેખાયાં. એકાએક કાંઇક ખડખડાટથી આંખ ઉઘડી તો વિણાને કબાટમાં કાંઇકિ શોધતી જોઇ..

કુન્દનલાલને સુવા ગયે બેએક કલાક થયા હતા. લલીતા તેની માશીની છોકરીને અસુખ હોવાથી ત્યાં ગઇ હતી તેથી વિણા બારણું વાસી ઉપર કાંઇક ભરવાનું લેવાના બ્હાને મનના મનોરથ-કુન્દનલાલના હૃદયની માગણી કરવાના વિચારથી ઉપર આવી; પણ તેમને ઉંઘતા જોઇ, જગાડવાની યુક્તિ કરી. કબાટમાં કાંઇક શોધતી હોય એમ અવાજ કર્યો કે કુન્દનલાલ લગાર આરામખુરશીમાં ટટાર થયો અને વિણાએ તેના સામા જોયું; નજરે નજર મળી વિણાએ નીચું જોયું, પાછું ફરી જોયું. ફરી આંખો મળી અને આંખો દ્વારા પ્રેમના બીજ રોપાયાં. કુન્દનલાલે પુછ્યું." શું કરો છે?"

વિણા બોલી, "કાંઇ નહીં. ભરવાનું લેવા આવી છું. દિલગીર છું કે ઉંઘમાં ખલેલ પહોંચી"

"શું ભરો છો?"

"આ તો સ્હેજ સુતરનો રૂમાલ"

"લાવો જરા જોવા દો"

"શું સુંદર ભરત કામ છે? તમે સ્ત્રીઓના પ્રદર્શનમાં મોકલો તો તમને ચાંદ મળેજ."

"ગયા મુંબાઇના પ્રદર્શનમાં મ્હને સુવર્ણ ચાંદ મળ્યો છે."

"ખરેખર તમે સુવર્ણને લાયક છો. મ્હને આવો એક રૂમાલ ભરી આપશો?"

"લ્યો આ જે રૂમાલે મ્હને સુવર્ણને લાયક, બનાવી છે તેજ તમને ભેટ આપું છું." આમ કહી ધીરે ધીરે વિણા કુન્દનલાલની પાસે પડેલી ખુરશી અગાડી આવી, ત્હેને પકડી ઉભી રહી. શરીર ધ્રુજવા લાગ્યું; મન સાથે કહેવા લાગી કે હા, હું સુવર્ણ-કુન્દનનેજ લાયક છું; પણ કુન્દન સ્વીકારે ત્યારેને; શું કરવું? શી રીતે માગણી કરવી? તેના વિચાર આવવા લાગ્યા. મુખે જવાબ દેતી પણ ચિત્ત કાંઇક જુદાજ વિચારમાં હતું. આંખે કુન્દનલાલને બરોબર નિહાળ્યા અને હૃદયમાં કાંઇક જુદીજ ઉર્મિઓ ઉત્પન્ન થઇ. કપાળે પરસેવો થયો.

"કેમ ગભરાઓછો? આવો ઠંડો પવન આવે છે અને તમને પરસેવો કેમ? તાવ તો નથી આવ્યો ને?

"ના, ના. કાંઇજ નહીં પણ મ્હારી ભેટનો—"

"કેમ, અચકાઓ છો કેમ? બોલી દો તમારે જે કહેવું હોય તે કહો, ગભરાઓ નહીં"

"ના, ના મ્હને કાંઇક મુઝવણ થાય છે, પણ આ ભેટનો બદલો–"

"શું માગો છો?"

"મ્હારી એક માગણી છે. તે સ્વીકારો તો માગું."

"એવી તે શી માગણી છે. મ્હને કાંઇ હરકત નહીં પડે તો સ્વીકારીશ."

"હરકત વેઠવી પડે, કદાચ દુઃખ પણ ખમવું પડે, જો તમે સ્વીકારવા બંધાતા હો તોજ માગું."

"કહો. જાઓ, હું વચન આપું છું કે તમારી માગણી ગમે તેવી હશે તોપણ સ્વીકારીશ."

"જો કદાચ તમારાથી ના પળાય તો આ વાત અહીંજ દાટવી. તમે અને હું સિવાય બીજું કોઈ જાણે નહીં."

"તમારે તે સંબંધી ફીકર રાખવી નહીં."

"ત્યારે તમે કહ્યું કે હું સુવર્ણનેજ લાયક છું, અને સુવર્ણ તેજ કુન્દન, અને તેથી હું કુન્દનલાલ તમનેજ લાયક છું. તેથી મ્હારે તમેજ મ્હારા થાઓ, એજ જોઇએ છીએ. આ દાસીને આપની સહચરી બનાવો."

"ઘણી ખુશીથી, પણ તમારા માતપિતા માનશે?"

"એ તો માનશેજ. તમે ગાદીમાં મળ્યા ત્યારથીજ રહે તો મ્હારા દેવ તરીકે તમને થાપ્યા છેજ. તેઓ પણ તમનેજ આપવા વિચાર રાખેછે. તમારી

સાથે લગ્ન કરવા ખુશી છે. આવા વખતમાં તમારા જેવા જમાઇ મેળવવા તે કાંઇ સ્હેલ નથી. માટે આ દાસીની માગણી આપ સ્વીકારશો તો મ્હારાં ગરીબ માબાપ પણ ત્હમારો ઉપકાર માનશે."

"આમ શું બોલો છો. જો તે કબુલ રાખે તો તો હું મ્હારી જાતનેજ મહા ભાગ્યશાળી માનું."

"અરે, તે તો કબુલ કરશે, પણ તમારાં માબાપની મરજી પણ પાછી જોવી જોઈએ."

"મ્હારાં માબાપની મરજીની મ્હારે આ વાતમાં જરૂર નથી, કેમકે તેમણે હમણાંજ પંદરસેં ભર્યા છે, અને તેથી વ્યાજ સાથે મ્હારામાંથી ઉપજાવવા તેઓ તત્પર છે. પણ એ વાતમાં હું તેમને સહાય થવાનો નથી, માટે તમારી માગણી સ્વીકારીજ છે. પ્રાણ ગયે એ વચન તોડનાર નથી. તમારા વગરની બીજી બધી છોકરીઓ મ્હારી બ્હેન સમાન છે."

"ત્યારે લો, આ દેહ, આ મ્હારો આત્મા તમારે શરણે" આટલું બોલતાંજ વિણાએ કુન્દનલાલના હાથમાં હર્ષ સાથે પોતાનો હાથ આપ્યો. સ્પર્શ થતાં એકબીજાના હૃદયમાં કાંઇક જુદીજ ઉર્મિઓ સ્ફુરી આવી. કુન્દનલાલે તે હસ્તદ્વારા પ્રેમપાન કર્યું, અને બન્નેના આત્માઓની ગાંઠ બાંધી.

તરતજ નીચે કોઇએ બારણું ઠોક્યું. વિણા હાથમાં ભરવાનું લઈ નીચે ગઇ તો કૃષ્ણલાલ કચેરીમાંથી વ્હેલા પાછા આવેલા જોયા. તે તરતજ કુન્દનલાલના ઓરડામાં ગયા અને પુછ્યું, "કેમ કુન્દનલાલ, આ નદિનો દેખાવ કેવો રમણિય છે!"

"ખરેખર, તમારૂં ઘરજ રમણિય છે. જુઓ આ ઓરડો, આ ચિત્રો, આ ભરતકામ, અને વળી અહિંથી દેખાતો નદિનો સુંદર દેખાવ."

"આતો વિણાનું વાંચન ગૃહ છે. તેણે પોતેજ આ શણગાર્યું છે. પછી થોડી આડી અવળી વાતો કરી કૃષ્ણલાલે પૂછ્યું "કેમ આ વર્ષે લગ્ન તો થવાનાં ને?"

"લાયક કન્યા મળશે તો વિચાર છે. પણ લાયક કન્યા શોધવાનું મ્હેં પોતે માથે લીધું છે, મ્હેં તેવી એક કન્યા શોધી કાઢી છે, પણ તે મેળવવા તમારી મદદની મ્હારે જરૂર છે.

"ઘણી ખુશીથી. તમારૂં હિત થતું હશે તો મ્હારે કાંઇ હરકત નથી તમે જે મદદ માગશો તે આપવા તૈયાર છું."

"પણ કદાચ—"

"કહી દો, અચકાઓછો કેમ, મ્હને લગારે ખોટું નહીં લાગે."

"ત્યારે તો તમારી પુત્રી મ્હારે લાયક છે એમ મ્હને જણાય છે."

"મ્હારી પૂર્ણ સંમત્તિ છે. પણ તમારા માબાપને પુછ્યું છે? હું તો મ્હારી શક્તિ પ્રમાણે પહેરામણી આપીશ."

"મ્હારે પહેરામણી બહેરામણી કાંઈ જોઇતી નથી. જો તમે તૈયાર હો તો મ્હારા માબાપને પૂછવાની જરૂર નથી. સંસાર મ્હારે માંડવો છે. મ્હારી જન્મની સહચરી કેવી જોઇએ તે મ્હારે જોવાનું છે. તેમાં પૈસાની વાત આણીને તેમણે તેમનો અધિકાર ગુમાવ્યો છે."

"પણ તેમને પુછવું જોઇએ. તમને ઉછેરી આટલા મોટા કર્યાં તો આવી વાતમાં તેમને પૂછવું જોઇએ."

"તેમની સંમત્તિ મેળવવી મ્હારે માથે; પણ હું તો બોલથી બંધાઉં છું અને તમે પણ બંધાઓછો."

"મ્હારે તો લોભ છે. તમે તૈયાર હો તો મ્હારી ના હોયજ નહિ. ઉલટું મ્હારે તો આનંદ થવા જેવું છે કે પ્રભુએ મ્હારી ધીરજનો યોગ્ય બદલો આપ્યો."

કુન્દનલાલે સાંજેજ અમદાવાદ જવા નિશ્ચય કર્યો અને રાતની ગાડીએજ ઉપડી ગયો.

૫

કુન્દનલાલે અમદાવાદ આવવાની ખબર આપીજ નહોતી. તે રસ્તામાં વડોદરે થઇને પાંચ સાત દિવસ પછી આવનાર હતો, તેથી જેવો તે ઘર આગળ આવી પહોંચ્યો કે તરતજ તેના પિતાજી ત્રીકમલાલ તથા માતુશ્રી મણીલક્ષ્મિ બહાર આવ્યાં અને પૂછવા લાગ્યાં, 'કેમ ભાઇ એકાએક આવવું થયું? શરીર તો ઠીક છે ને?' 'કાગળે ના લખ્યો,' 'મુંબઇથી બદારોબદાર આવ્યો કે શું?' કુન્દનલાલ જવાબ આપે તે પહેલાં આમ પ્રશ્નોનો વરસાદ વરસી રહ્યો, પણ તેણે ટુંકામાં પતાવ્યું "શરીર સારૂં છે. ભરૂચ એકજ દિવસ રહ્યો ને પછી બદારોબદાર અહિં આવ્યો." પરિક્ષાની ચિંતા મટી અને ભરૂચમાં પ્રેમ ચિંતા દાખલ થઈ; તેના માબાપની ઇચ્છા તે જાણતો હતો અને તેથી હવે વાત કેમ ઉપાડવી તેનો વિચાર કરવા લાગ્યો. મ્હોં ધોઇ સૌ સાથે ચ્હા પીવા બેઠો. ચ્હા પીતાં પીતાં ભરૂચની બધી વાત કહી. તેના માત પિતાએ અહિં તેના વિવા-

હની ગોઠવણ કરી હતી તેથી આ સાંભળતાંજ તેઓ જરા ગભરાયાં; કુન્દન-લાલે ઠંડે પેટે જણાવ્યું કે "હું તો વિવાહ કરી આવ્યો છું, ફક્ત તમારી અનુમતિની જરૂર છે. આ વાત તમારે કાને નાંખવી તેથી આ કહું છું." તરતજ મણી બોલી ઉઠી; "બહુ ભણ્યા એટલે બહુ વંઠયા. ભાઈ ભાઇ કર્યા એટલે ભાઇ તો માથે ચડી આવ્યા. માબાપને કોણ પૂછે? શું અમે મરી ગયા છીએ કે તારે ચિંતા હોય? બધું થઇ રહેશે; અમારે તો ખરચ ખરચ કાંઇ જવું નથી. અહિં કન્યા નથી મળતી? પરગામની કન્યા આખો દહાડો પગ બાંધી અહીં રહે એમાં શો લાભ? મ્હારે તો ગામની કન્યાજ લેવી છે કે બહાણું વાય અને પીએર જાય કે એક વખતનું ખાવાનું તો ઉગરે. વળી હમણાંજ પંદરસેં ગણી આપ્યા છે તેથી તારામાંથી રૂપીઆ ત્રણ હજાર મેળવવાના છે. બા, ભણાવ્યો છે તેનો કાંઇ બદલો તો લઇશુંને."

"ના, હું મ્હારી જાતને વેચવા માગતો નથી; ભલે તમે બ્હેનના આપ્યા પણ મ્હારી એક પાઈ પણ લેવા વિચાર કરશો નહીં, તેમજ બીજે ઠેકાણે કરવાનો વિચાર પણ કરતા નહીં. એ છોકરી સિવાય બીજી કોઇને હું પરણનાર નથી."

ત્રીકમલાલ ઘણા સમજુ હતા તેથી સમજી ગયા કે વાત બગડી છે. કળે કામ કરવા જેવું છે. તેથી પોતાની પત્નિને કહ્યું, "તમારે શું? એ બિચારો ખરી વાત કહે છે. તમે બૈરાંઓ શું સમજો? હવે છોકરાં મોટાં થયાં તેથી તેમને પુછયા વગર ચાલે નહીં." કુન્દનલાલ તરફ ફરીને "ઠીક ભાઇ, જોઇશું, તે બનશે તો ત્યાં કરીશું. આજે હું કાગળ લખીશ." આમ કહી કુન્દનલાલને ઠંડો પાડયો. કુન્દનલાલ તેના બાપનો વિચાર પારખી ગયો હતો તેથી તેણે પણ એક પત્ર લખ્યો. ત્રીકમલાલે રૂ. ૩૦૦૦)ની માગણી કરી અને વિવાહનું લખ્યું.

બીચારો કૃષ્ણલાલ પંદરસે તો આપી શકે એમ નહોતો. તે ત્રણ હજાર તો કયાંથી લાવે? કાગળ વાંચી રહેતું મોં ઉતરી ગયું. લલીતાને વાત જણાવી કે તે બીચારી તો બેહબાકળી થઇ ગઇ. વિણાએ સાંભળ્યું કે તરતજ તે તો બેભાન થઇ પડી. કૃષ્ણલાલે ઉઠાડી ખાટલાપર સુવાડી, કપાળે થંડુ પાણી નાખ્યું તો જરા ભાન આવ્યું અને બોલી, "ત્યારે તો કુન્દનલાલ તમે તો નહીંજ મળો" લલીતાએ ધીરજ આપી. પરમેશ્વર સૌ સારા વાનાંજ કરશે.

સાંજની ટપાલમાં બીજો કાગળ આવ્યો. તેમાં કુન્દનલાલે લખ્યું હતું કે "મ્હારા પિતાજીએ તમને પત્ર લખ્યો હશે. તેમને ભારી રકમની માગણી કરી હશે તે તમે આપવા બંધાતા નહીં. પણ હું તમારી સાથે બંધાયો છું અને મ્હારા માબાપ ના પાડશે તો પણ હું તો તમારે ત્યાંજ પરણીશ."

કૃષ્ણલાલે તેજ દિવસે શ્રીકમલાલને પત્ર લખી જણાવ્યું કે, " મ્હારી સ્થીતી એટલા રૂપીઆ આપવા જેટલી નથી. હું તો રૂ. ૧૦૦૦ આપું. પરણું નહી હશે તો ચાલશે; છોકરીના નસીબમાં હશે તો સૌ મળશે." વિણાએ પણ કુન્દનલાલ ઉપર પત્ર લખ્યો અને તેમાં જણાવ્યું કે, " હું તો તમને વરી ચૂકી છું. તમારા માતપિતાને ગમે તેમ કરી સમજાવજો. પરણું મ્હારે જોઇશે નહીં. તમે-મ્હારા કુન્દન-તમેજ મ્હારા આભૂષણ છો. જો તમે મ્હારી સાથે હશો તો મ્હારે બીજાં આભૂષણની શી જરૂર છે ? જે સ્ત્રીઓ લુગડાં ધરેણાં તરફજ ચિત્ત રાખે છે તેમને તેમના પતિ તરફ ભાવ ઓછો હોય છે, માટે આપ એની ચિંતા ના કરતા; ને આ દાસીને આપની સહચરી બનાવશો."

બીજે દીવસે શ્રીકમલાલને કાગળ મળ્યો કે તરતજ કુન્દનલાલને બોલાવ્યો અને કહ્યું, " જો કૃષ્ણલાલ વિવાહ કરવાજ ના પાડેછે. આપણાથી કાંઇ જુલમ થાય. એની મરજીજ નથી." " તે ના પાડેજ નહીં. આપે કાંઈક માગણી કરી હશે અને તે તેમનાથી આપી શકાય એમ નહીં હોય તેથી તે બીચારાએ લાચારી બતાવી હશે. મ્હને લગાર કાગળ જોવા દો."

" જા, જા, ન્હાનાં છોકરાં સમજાવતો હશે. અમદાવાદની રીતે પહેરામણી માગી, તે આપી શકે એમ નથી. તેને તો મફતમાં છોકરી પરણાવવી છે. ફક્ત હજાર રૂપરડી આપવી છે." " પિતાજી, ગમે તેમ થાય પણ હું તો ત્યાંજ પરણી ચૂક્યો છું." " ત્યારે આ ઘર છોડી ચાલવા માંડો. મ્હારી મરજી પ્રમાણેજ વર્તવું પડશે. જો ન વર્તવું હોય તો તું તારે રસ્તે, મ્હારે તારૂં મોં જોવુંજ નથી. છોકરો નહોતો એમજ માનીશું. વાંઝીયા હોય તે બીચારા સારા કે દેખવુંએ નહીં અને દાઝવુંએ નહીં."

" પિતાજી આમ શા માટે તુચ્છકારો છો ? હું તમારો બાળ છું, તમારો દાસ છું. તમે મ્હને ઘર આપો કે ન આપો, ઘરમાં રાખો કે ન રાખો તોપણ તમારી બરદાસ કરવી એ મ્હારી ફરજ છે. હજી તમે વિચાર કરો અને મ્હારા પર દયા લાવો. કૃષ્ણલાલ તમને હજાર આપવા તૈયાર છે. હું આ વર્ષે પાસ થઇશ અને નોકરી લઇશ. ગમે તેમ કરકસર કરી તમને બે હજાર પુરા કરી આપીશ; તમે આ મ્હારી વિનંતી માન્ય રાખો."

" જા, જા. મ્હોટો પૈસાવાળો ન જોયો હોય તો ! ખબરદાર જો ફરીથી આ સંબંધી વાત કરી તો. લગાર મ્હોટા ન્હાનાની આમન્યા રાખ. અમને અમારા માબાપેજ પરણાવ્યા હતા. તારા જેવા છછાંછળા તો કોઇએ દીઠા નથી. અમે તો વિવાહ કર્યો છે ત્યાં પંચક ઉતરે હા કહાવીશું, અને ત્હારે ત્યાં પરણવુંજ પડશે. જા, મ્હારે હવે વધારે સાંભળવું નથી."

કુન્દનલાલ ઉઠી ઓરડામાં ગયો અને વિચાર કરવા લાગ્યો. "હવે શું કરવું? જો અહિં રહીશ તો મ્હને પરણાવશેજ. બસ, ચાલ હું આજ રાતની ગાડીએ ભરૂચ જઇશ. કૃષ્ણલાલને સમજાવીશ અને પરણીનેજ પાછો આવીશ. જો પીતાજી ઘરમાં રાખશે તો ઠીક અગર કાંઇ નોકરી શોધી લઇશ. પણ મ્હારા લોભી માબાપને મારા જીવના પૈસા લેવા નહીં દઉં.

શ્રીકમલાએ તરતજ ભરૂચ તાર કર્યો કે "Kundanlal betrothed here, don't wait." કુન્દનલાલનો વિવાહ અહીં કર્યો છે. રાહ નહીં જોતા.

સંધ્યાકાળ થઇ હતી. કૃષ્ણલાલ બહાર ગયા હતા. તારવાળાએ બૂમ પાડી. કદી તાર આવે નહીં અને આમ એકાએક તાર તેથી લલીતા ગભરાઇ. વિણાને બૂમ પાડી તાર વંચાવ્યો. તાર વાંચતાંજ વિણા બેભાન થઇને પડી. માથું પથ્થર સાથે અફળાવવાથી ફુટ્યું. આડોશીપાડોશી દોડી આવ્યાં કૃષ્ણ-લાલે આવી તાર વાંચ્યો. આ સમાચાર સાંભળી આડોશીપાડોશી; સગાં-સંબંધી વિસ્મય થયાં. કોઇને ખબર નહોતી કે વિણાનો વિવાહ ત્યાં થવાનો હતો. આ બધું એજ દિવસમાં થયું. તરતજ વિણાને ઉપાડી ખાટલામાં સુવાડી. માથે પાટા બાંધ્યાં. જરા શુદ્ધી આવી ત્યારે આંખ ઉઘાડીને બોલી, "પણ આ શું કર્યું? તમારાં વચન આવાં." પાછી તાણ આવી, બેભાન થઈ પડી. સહેજ ભાન આવતાં કૃષ્ણલાલ આશ્વાસન આપવા લાગ્યા, કે, "બ્હેન ગભરા નહીં એથી પણ સારો વર મળશે. પરમેશ્વર જે કરે છે તે સારાને માટે જ કરે છે, પ્રભુ ઉપર ભરોસો રાખ."

લલીતા બોલી, ફોઇ, આ શું કરે છે? તારા જોડીઆ સંબંધ નહીં. નીકર આપણે ક્યાં માગું કર્યું હતું. તેમણેજ માગું કર્યું હતું. જેવી પ્રભુની ઇચ્છા એ બીચારા કુન્દનલાલનો શો વાંક? તેના માબાપ એવાં અને આપણી સ્થીતી આવી. હુંતો કહું છું કે ઘર વેચીને ત્યાં પરણાવો પણ હવે શું કરીએ આપણા હાથની વાત નથી.

થોડી વારે વિણાને બરોબર ભાન આવ્યું, કુસી થઇ. એટલે કૃષ્ણલાલ બહાર દવા લેવા ગયા. સગાં સબંધી વીખરાઇ ગયાં અને લલીતા રસોઇ કરવા લાગી. આ લાગ જોઇ વિણાએ એક કાગળ લઇ લખ્યું, પિતાજી હું તો કુન્દનલાલ સાથે પરણીજ ચુકી છું, પણ કુન્દનલાલને બીજે પરણાવવાનું નક્કી થયું છે, તો મ્હને પણ બીજે પરણાવવામાં આવે, તો મ્હારે એક ભવમાં બે પતિ થાય. ભલે કુન્દનલાલ પરણે, તેમના લગ્નની આડખીલી હું જીવું તો રહું, માટે તેથી દુર થાઉં તો તેમના માબાપની આજ્ઞા તે સુખે પાળી શકે. મ્હારા લગ્નની ચિંતાએ મ્હારી બાનું શરીર અર્ધું થઇ ગયું છે. તમે પણ

મ્હારૂં બને તેટલું ભલું ઈચ્છયું છે, પણ મ્હારૂં નશીબજ મ્હને દુઃખી કરે છે. તમારી ચિંતાનો ભાર ઓછો કરવા, અને કુન્દનલાલ સુખે પરણી શકે, તેથી મ્હને સારો લાગ્યો તે માર્ગ લીધો છે. મ્હારે માટે શોક ના કરશો. મ્હારી બાને રોવા દેતા નહીં. પ્રભુ તમને પુત્ર આપે કે ઘડપણમાં તમારી તે ચાકરી કરી શકે. કુન્દનલાલને જણાવજો કે તેમને બીજે પરણવાની છુટ છે. અને તેમની વિણા તેમનુંજ સ્મરણ કરતી ગઇ છે."

આટલું લખી, કબાટ ઉઘાડી, ઝેરી દવાની શીશી લઇ પી ગઈ. પાંચ મીનીટમાં ઝેર આખા શરીરમાં વ્યાપી ગયું. હાથ પગ તણાવા લાગ્યા. લગારે હિંમત હારી નહીં, આખરે "કુન્દન મ્હારા કુન્દન જાઉં છું," કરી કારમી ચીસ પાડી પ્રાણ ત્યાગ કર્યો. ચીસ સાંભળી લલીતા દોડી આવી પણ તે આવે તે પહેલાં તે સ્વર્ગ લોકમાં પહોંચી ગઈ હતી. આડોશીપાડોશી, સગાં વહાલાં દોડી આવ્યાં, કૃષ્ણલાલ પણ આવ્યા, ચીઠી હાથમાંજ હતી તે ઉઘાડી વાંચી, વાત ગામમાં પવન વેગે ફેલાઈ.

સ્હવારે પાંચ વાગે ગાડી બરાબ આવી કુન્દનલાલ ઉતર્યો. ભાડે ગાડી કરી કૃષ્ણલાલના ઘર તરફ ગાડી હંકાવી. ગાડીવાળાએ કૃષ્ણલાલનું નામ સાંભળતાં જ વિણાના આત્મઘાતની વાત કહી તેથી કુન્દનલાલ ચકલામાં ઉતરી પડયો, ને લોકો વિણા ઝેર ખાઇ મરી ગયાની વાતો કરતા હતા તે સાંભળી, તરતજ તે પાછો ફર્યો, સ્મશાન ભૂમીએ ગયો. નહિ કોનારે કોઈ જણાયું નહીં. તરતજ એક કાગળપર કાંઇક લખી હાથે પહેરેલી વીંટીમાં હીરો હતો તે ચૂસ્યો અને કાંઇક ઝેરી પડીકું હતું તે પણ પી ગયો જેથી થોડી વારમાં પ્રાણ ગયો.

વિણાને લઇ સૌ સ્મશાન ગૃહમાં આવી પહોંચ્યાં તો કુન્દનલાલને પરલો જોયો, હાથમાં એક ચીઠી હતી તે લઈ વાંચી. તેમાં લખ્યું હતું કે, "વિણા ત્હેં ઉતાવળ કરી. હું ત્હને મળવા આવ્યો, પણ તું તો સ્વર્ગ લોકમાં જઇ વસી. ત્હારા વગર આ દુનીઆમાં મ્હારાથી એક પળ પણ રહી શકાય એમ નથી. તેથી જ્યાં તું ત્યાંજ હું, એમ માની ત્હારી પછાડી આવું છું. અહિંજ ત્હારા શબને અગ્નિદાહ કરશે. મ્હારાને કરશે કે નહીં તેની મ્હને પરવા નથી. પણ મ્હારો આત્મા ત્હારા આત્મા સાથે સંધાયલો તે તૂટે કેમ? મ્હારા સુખ કરતાં મ્હારા પિતાજીએ પૈસો વ્હાલો ગણ્યો. અરે મ્હારા ન્યાતી બંધુઓ! અમે આ વર વિક્રયના હોમમાં અમારો ભોગ આપ્યો છે. આ અબળાની હત્યા તથા મ્હારી આત્મહત્યાનું પાપ જ્ઞાતી બંધુઓ તમારે શીર છે. બને તો મ્હારા શબને વિણાના શબની સાથેજ અગ્નિદાહ કરજો. એજ મ્હારી વિનંતી છે."

# સ્વામી વિવેકાનંદ.

—:o:—

આજના અંકના મુખ પૃષ્ઠ ઉપર સ્વામી વિવેકાનંદનું ચિત્ર આપતાં અમને ઘણોજ આનંદ થાય છે. સ્વામીજીનું નામ દેશના દરેક ભાગમાં ઘણુંજ જાણીતું થઇ ગયું છે. સમસ્ત ભૂ મંડલમાં એક મહાન ઉપદેશક અને વિચારક તરીકે પ્રસિદ્ધ થયેલા આ સ્વામીજીનો જન્મ ક્ષત્રિય વંશમાંથી ઉતરી આવેલી કાયસ્થ જ્ઞાતિમાં તા. ૧૪મી જાન્યુઆરી સને ૧૮૬૨ ને દિને થયો હતો. ત્હેમનું અસલ નામ નરેન્દ્રનાથ હતું, અને તેમના પિતા વિશ્વનાથદત્ત કલકત્તા હાઇકોર્ટના સોલીસીટર હતા. ન્હાનપણથીજ તેઓ ઉંડા અભ્યાસી અને તત્વ શોધક હતા. કૉલેજમાં તેઓ હતા ત્યારે હર્બર્ટ સ્પેન્સરના પુસ્તકોનો પૂરો અભ્યાસ કર્યો હતો અને તેના મત સ્હામે શંકા દર્શાવતો એક કાગળ પણ સ્પેન્સરને લખ્યો હતો તેમ કહેવાય છે. જવાબમાં સ્પેન્સરે જણાવ્યું હતું કે "ખૂબ અભ્યાસ અને શોધ કરો." આમ અભ્યાસ કરતા તેઓ એક વખતે પાશ્ચાત્ય જડવાદ તરફ ઢળી પડયા હતા. આ વખતે એટલે ઇ. સ. ૧૮૮૩-૮૪ માં સ્વામીજી બી. એ. થયા. આ પછી બીજે વર્ષે નરેન્દ્રના કાકા તેને શ્રી રામકૃષ્ણ પરમહંસ પાસે લઇ ગયા. પરમહંસે નરેન્દ્રનાથ ઉપર ઘણીજ અસર કરી અને નરેન્દ્ર જડવાદી મટી પ્રભૂ પ્રેમી બન્યો. પરમહંસ ૧૬ મી ઑગષ્ટ ૧૮૮૬ ને દિને સમાધિસ્થ થયા. આ ગુરૂનું સ્મારક રાખવા માટે તેમનાં શિષ્યોએ નિશ્ચય કર્યો, આ શિષ્યોમાં વીશ તો ગ્રેજ્યુએટ હતા. તેઓ સઘળાએ દેશની નૈતિક અને ધાર્મિક સુધારણા અર્થે સંસારના સર્વ સુખનો ત્યાગ કર્યો. અને નરેન્દ્રનાથે પોતાનું નામ બદલી વિવેકાનંદ રાખ્યું. હિમાલયની અંદર આધ્યાત્મિક જ્ઞાન મેળવવા પાછળ કેટલોએક સમય ગાળી તેઓએ ધાર્મિક ઉપદેશ આપવા હિંદમાં મુસાફરી કરી. ત્યાર પછી તેઓ જાપાન, અમેરિકા અને ઇગ્લાંડ આદિ દેશોમાં ગયા અને હિંદુધર્મ વેદાંત અને એવા વિષયોના ભાષણો પરથી ત્યાંના લોકોને બતાવી આપ્યું કે સંસ્કૃતિમાં હિંદનું સ્થાન અતિ અગત્યનું અને મોખરાનું છે. ભારતને તેઓ જે સંદેશ આપતા તે એ હતો કેઃ—

(૧) હિંદ! તારૂં મિશન સમસ્ત જગતને આત્મ જીવન શીખવવાનું છે.

(૨) જીવનનું સાધ્ય જીવન વૃદ્ધિ છે.

( ૩ ) આપણે એવો નવિન હિંદુધર્મ ઉત્પન્ન કરવાની અગત્ય છે કે જે તાત્કાલિક ગતિ કરનાર ધર્મ નિવડે અને તેના ઉપાસકો આખી દુનિયાને આત્મ જીવન ગાળનાર કરે.

( ૪ ) આ થઇ શકે માટે નિર્બળતાનો નાશ કરવો અને વસ્તુના બાહ્ય દેખાવને છોડી તત્વ લેવું.

જ્ઞાતિનું હાલનું બગડેલું સ્વરૂપ ત્હેમને જરાએ રૂચિકર નહોતું. ઐક્યનો ઉપદેશ તેઓ વારંવાર આપતા અને કહેતા કેઃ–" જ્ઞાતિ એ ધાર્મિક સંસ્થા નથી. ધર્માચાર્યોની બધી ધર્મ ઘેલછાઓ અસ્તિત્વમાં હતી તે છતાં જ્ઞાતિ તો ફક્ત ઘણા સમયથી જામીને દૃઢ થયેલી સામાજિક સંસ્થા છે. તે સંસ્થાએ પોતાનું કામ બજાવ્યા પછી હિંદના વાતાવરણને અડપણાથી વ્યાપ્ત કર્યું છે, અને તેને દૂર કરવાનો ફક્ત એકજ ઉપાય, લોકોને ખોયેલું સામાજિક વ્યકિતત્વ તેઓએ પાછું આપવું એજ છે." એટલે કે જ્ઞાતિઓએ લોકોના ઉપર બેહદ અંકુશ ન રાખતાં વ્યવહારમાં વધુ છુટ આપવી. હિંદની સ્ત્રીઓની સ્થિતિ વિષે પણ સ્વામીજી ઘણો શોક કરતા અને અમેરીકાની સ્ત્રીઓના તેઓ ઘણા વખાણ કરતા હતા. તેમની એક અંગ્રેજ શિષ્યા મીસ. નોબલ યાને બ્હેન નિવેદિતાએ સ્વામીજી વિષે પુસ્તકો અને લેખ લખ્યા છે. તે ઉપરાંત ઇંગ્રેજીમાં સ્વામીજીના બધા લેખ મળી શકે છે; ગુજરાતીમાં પણ હવે સ્વામીજી સંબંધી સાહિત્ય થવા માંડયું છે. વિવેકાનંદ વિચાર માળાના બે ભાગ ગુજરાતી પ્રેસ તરફથી બહાર પડયા છે. સસ્તા સાહિત્ય તરફથી ત્હેમના પત્રો અને બોધ બહાર પડયા છે. સ્વ. ભાગુભાઇ કારભારીએ પણ ત્હેમના પત્રો પ્રસિદ્ધ કરેલા છે. તેમના દરેક લખાણોમાં અપ્રતિમ જુસ્સો, વેગ, અને શૌર્ય વહે છે. દરેક કેળવાએલા યુવકે સ્વામીજીના બોધનું લક્ષપૂર્વક અધ્યયન કરવું જોઇએ એમ અમારૂં ધારવું છે. બીજા ધર્મો, અન્યવાદ તથા પાશ્ચાત્ય ફીલસુફીની વાતો કરતા હોઇયે ત્યારે વિવેકાનંદનાજ વિચારોથી અજ્ઞાન હોઇયે એવું બનવું જોઇયે નહિ.

સ્વામીજી ફક્ત ચાળીશજ વર્ષની વયમાં બેલુર ખાતેના મઠમાં તા. ૪ થી જુલાઇ ૧૯૦૨ ને દિવસે મહા સમાધિને પામ્યા.

---

## ફ્રાન્સનું રણગીત.[1]

(લેખક—ડૉ. હરિપ્રસાદ.)

ઇતિહાસમાં જે વીરવરોની, અમર શોભા દીપતી,
એ! ત્હેમના એ! શૂર પૂત્રો! રણ ચ્હડો લ્યો કીર્ત્તિ;
ફ્રાન્સનાં ઓ, બાળકો! અધીકારીઓ, સ્વાતંત્ર્યના!
જુવો, પણે જ્હાં ખેતરો છે આપણાં રળિયામણાં;
દુશ્મન ધજા ફફડાવતા, ખખડાટ શા હથિયારના;
શી બૂમો એની કારમી તરસ્યા દીસે છે લોહીના.
આ શાંત દેશે કયાંથી આવે, ધસી પેલા રાક્ષસો?
શું બાંધવા એ આપને, લાવે ઘસડતા બેડીયો?
ફ્રાન્સનાં ઓ, બાળકો! અધીકારીઓ સ્વાતંત્ર્યના,
વેર લ્યો, તરવાર લઇ, ઊઠો ઝડપથી યુદ્ધમાં!
ડરતા નથી મરવા થકી, ડરતા નથી સુપ્રસંગમાં,
કર્તવ્ય માથે આવી પડતાં, ક્ષુદ્ર લાગે જીવવાં!
એ ચક્રવર્તિ! રાજ્યના જે કરનલો* ને સૂબેદો,
રે, દારી તેઓને અહીં, કરશું નબાપાં બાળકો.
ચાલશે સરહદ્દ પાસે, જુદ્ધ સારે જામશે;
રક્તથી તરબોળ થાશે ભૂમિ ખાતર પામશે.
નિશ્ચય કર્યો છે મનવિષે, રાખી સમક્ષે શ્રી હરિ!
મરવું પડે જો દેશ કાજે, અધીક શું એથી વળી?
આજ પડશે બાન્ધવો મુજ, સો કદી જો સુપુત્રો;
રે, આવી મળશે કાલ બીજા, સેંકડો ને સહસ્રો.
આ ગરદને કદી નહીં પડે, જુલમગરની ધૂંસરી;
આ દેશ જુદો, લોક જુદા, છે પ્રજાસત્તા અહીં!
પ્રકટાવીઓ જે પુણ્ય અગ્નિ, દેશ ભક્તોએ મળી;
ઉશ્કેરતો, એ પ્રેરતો, લેવા અમુલખ કીર્ત્તિ.
ફ્રાન્સનાં એ બાળકો, અધીકારી એ સ્વાતંત્ર્યનાં,
દેવી‡ પધારો આજ સાથે, કરે ગોળી બ્હાર જ્યાં.

---

[1] આ કાવ્ય, પ્રસિદ્ધ લે. માર્સેલ્સનો થોડાક ફેરફાર સાથે અનુવાદ છે.

*અમલદારો ‡દેવી=સ્વતંત્રતાદેવી,

# શ્રીયુત્ રવીન્દ્રનાથ ટાગોર.*

( લેખક—ડૉ. હરિપ્રસાદ. )

( ૨ )

ગીતાંજલીમાંથી એક ઉત્તમ કાવ્ય આપણે જોયું હતું. શ્રીયુત્ ટાગોરના બીજા કાવ્યનું પુસ્તક "માળી" નામનું ઇંગ્રેજીમાં બ્હાર પડ્યું છે. એમાંનું એક ઉત્તમ કાવ્ય આજે જોઇશું.

" અરે, કવિ! સાંજ પડવા આવી છે; ત્હમારા વાળ ધોળા થવા માંડ્યા છે; એકાન્ત વિચારોમાં પરલોકના કંઇ સંદેશા સાંભળો છો? "

" સાંજ પડી છે ખરી." કવિએ કહ્યું " અને જોકે મોડું થયું છે, છતાં પેલા ગામમાંથી કોઇ મ્હારી પાસે આવતું હોય તો હું તેની રાહ જોઉં છું.

રીસાઈ ગયેલાં કોઇ પ્રેમાળ જોડાં પાછાં મળતાં હોય અને આતુર બનેલી એમની આંખોને અરસપરસનું મુંગાપણું તોડવાને કંઇ સંગિત જોઇતું હોય, તો હું બેઠો છું.

હું જો જીવન રૂપી નદીને કીનારે બેઠો બેઠો, મૃત્યુ અને પરકાળનું ચિંતન કર્યા કરૂં તો એવાં જોડાંના હૃદયોમાં રમી રહેલા આવેગભર્યા ભાવોનાં મનોરાગ વાળાં ગીતો કોણ જોડી આપે?

પેલો શુક્રનો તારો અસ્ત થાય છે; આ શાન્ત નદીને કિનારે બળતી પેલી ચિતાનો અગ્નિ ધીમે ધીમે હોલવાય છે; પેલા સુના પડેલા ઘરના આંગણામાં, અસ્ત પામતા ચંદ્રના ઝાંખા અજવાળામાં શિયાળવાં ભેગાં થઇને રૂવે છે.

---

* ગયા વર્ષના બીજા અંકની શરૂઆતમાં પ્રખ્યાત કવિ રવીન્દ્રનાથ ટાગોરની ઓળખાણ આપવામાં આવી હતી તથા તેમના ઉત્તમ કાવ્ય પુસ્તક "ગીતાંજલી" માંથી એક નમૂનો આપ્યો હતો. આજે અત્રે તેમના બીજા ઉત્તમ પુસ્તકમાંથી એક નમૂનો આપીએ છીએ.

- વ્યવસ્થાપક.

આવી વખતે, કોઇ ભટકતો વટેમાર્ગુ ઘરં બ્હાર છોડીને, આવી રાત્રીને પ્રસંગે, અહીં આવે; અને શ્રદ્ધાપૂર્વક શિર નમાવીને આવા અંધકારનો ગણગણાટ સાંભળે ત્યારે હું જો મ્હારાં ઐહિક બંધનોમાંથી મુક્ત થઇને મ્હારાં બારણાં બંધ કરીને બેસું તો એના કાનમાં જીવનનાં રહસ્યો કોણ કહેશે ?

મ્હને પળીયાં આવવા માંડયાં છે તો છો આવ્યાં; એ વાત નજીવી છે. હું તો હમેશાં આ ગામનાં જુવાન માણસો આગળ એમના જેવો જુવાન અને ઘરડાં આગળ એમના જેવો ઘરડો થઇને રહેવા માગું છું.

કેટલાંક માણસોના મ્હોંપર મીઠું અને સરળ હાસ્ય રમી રહે છે; કેટલાંકની આંખમાંજ કપટ હોય છે; કોઇની આંખોમાં દહાડો મ્હરતાંજ આંસુ ઉભરાઇ આવે છે, ત્યારે કેટલાંક વળી એવાં પણ હોય છે કે એમનાં આંસુ ઉદાસીને લીધે દબાઇ રહે છે.

આવાં બધાં માણસોને મ્હારી જરૂર છે; અને મ્હને જીવન પછીની દશા બાબત ચિન્તા કર્યા કરવાનો વખત નથી.

જેમની સાથે હું બેસું એમના જેટલી મ્હારી ઉમ્મર હું ગણું છું, તો પછી મ્હારે માથે પળીયાં આવે કે ના આવે તેની શી ફીકર છે?"

**ટીકાઃ**—સામાન્ય રીતે એમ મનાય છે કે જીવનનો ઉદ્દેશ સુખ મેળવવાનો છે; અને તેથી ઘણાં માણસો દુનિયામાં પોતાનો સ્વાર્થ સાધવામાંજ રચ્યા પચ્યા રેહે છે. હવે સ્વાર્થ પૈસામાંજ રહેલો છે, એમ નથી. જ્ઞાનવૃદ્ધિમાં અને માનસિક ઉન્નતિમાં પણ સ્વાર્થી દૃષ્ટિ રહે છે. ક્ષણિક સાંસારિક સુખો કરતાં આત્માનું સ્થાયી કલ્યાણ સાધવા ઈચ્છતા, વિરાગ પામેલા ઘણા મહાત્માઓ અને સંસાર છોડીને એકાન્ત સેવતા ઘણા સંન્યાસીઓ માત્ર પોતાનીજ ઉન્નતિ સાધે છે અને એમના જ્ઞાનનો કે માનસિક ઉન્નતિનો લાભ બીજા કરોડો અજ્ઞાન બંધુઓને આપતા નથી. પોતાનાજ આત્મહિતમાં એમને એક જાતનું સુખ માલમ પડે છે અને એ સુખને અર્થેજ એમની પ્રવૃત્તિ હોય છે.

કવિને માથે પળીયાં આવ્યા છે એમ જોઇને ઉપર મુજબ વર્ણવેલા મતનો કોઈ આદમી એમને પુછે છે કે પરલોકનો વિચાર કરો છો કે શું ? પણ આ કવિ આત્મહિતજ કે સુખને જીવનનો હેતુ માનતા નથી. એ તો સુખને નહીં પણ કર્તવ્યને જીવનનો ઉદ્દેશ સમજે છે અને પોતાની સ્થીતિમાં રહીને પોતાનામાં જે કાર્ય કરવાની લાયકાત છે તે દ્વારા જે જે સેવાએ મનુષ્ય બન્ધુઓની

બજાવી શકે એમ છે તેને માટે તત્પર રહેવું એજ પોતાનું કાર્ય માને છે. કેવી કેવી મનુષ્યોની ન્હાના પ્રકારની માનસિક સ્થીતિઓમાં એ મદદ આપી શકે છે તે વિગતવાર કહી સંભળાવે છે.

આ કહેવામાં કવિને પોતાના ગામનાં-સમગ્ર દેશનાં-ન્હાનાં, મ્હોટાં, જુવાન, વૃદ્ધ, નાદાન, કપટી, દુઃખી, બધાનાં ઉપર કેવો પ્રેમ છે, અને એમની સેવા કરવી એજ પોતાનું કર્તવ્ય છે એની કેવી પ્રતિતી છે એ સ્હેજમાં જણાઇ આવે છે.

કવિતાનો હેતુ 'કાન્તાસમ' ઉપદેશ કરવાનો હોય છે. ગુરૂઓ કે ધર્મોપદેશકોની માફક કઠોર ફરમાનો કવિઓ કરતા નથી. આ કવિતાની કલાની અંદર રહેલો બોધ આપણે જોઇએ કેઃ-

જીંદગીનો ઉદ્દેશ આપણુંજ હિત સાધવાનો કે સુખ પ્રાપ્તિનો નથી પણ આપણે માથે જે કર્તવ્ય બજાવવાનું આવ્યું હોય તે સુખ પડે કે દુઃખ પડે તેની દરકાર નહીં કરતાં ઉત્તમમાં ઉત્તમ રીતે પ્રેમભાવ રાખીને બજાવવું જોઇએ એકલી મૂર્તિની પૂજા કર્યા કરવાથી કે ઇશ્વરની માનસિક પ્રાર્થનાથીજ જીવનનું સાર્થક થતું નથી. **ઇશ્વરની ખરી સેવા મનુષ્ય બન્ધુઓની સેવા કરવાથી કરી શકાય છે** અને તે આપણાથી જે રીતે બની શકે એવી હોય તે રીતે યથાશક્તિ બજાવવી. ભૂતકાળનો ખેદ કરવામાં કે ભવિષ્ય કાળની ચિન્તા કરવામાં આપણે નકામો વખત નહીં ગુમાવતાં વર્તમાન કાળમાંજ આપણું પૂર્ણ લક્ષ્ય રાખવું જોઇએ.

---

## બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિ ફંડ.

—:o:—

### એક યોજના.

(લેખકઃ રા. રા. જાદવરાય હકુમતરાય).

મથાળે લખેલું ફંડ સને ૧૯૦૦ ના ફેબ્રુવારી માસથી શરૂ થયું છે તેને ચૌદ વર્ષ પુરાં થઇ ગયાં છે. આપણી જ્ઞાતિના (૧) સ્ત્રી પુરૂષના શારીરિક બળની વૃદ્ધિ થવા માટે, (૨) સ્ત્રી પુરૂષને માનસીક કેળવણી લેવા સારૂ

પુસ્તકો તથા અવેજ ધીરવા માટે, (૩) સ્ત્રી કેળવણીની વૃદ્ધિ થવા માટે, (૪) આરોગ્ય ગૃહ બાંધવા માટે (૫) જ્ઞાતિમાં જેને દૈવયોગે જરૂર હોય તેને નિર્વાહ પુરતી મદતે આપવા માટે, તથા (૬) વાડી બાંધવા માટે, એ ફંડ ઉભું કરવામાં આવ્યું છે. તેમાં દરસાલ શુભ પ્રસંગે જ્ઞાતિના લોકો પોત પોતાની ગુંજાસ પ્રમાણે રકમો ભરે છે. ગુજરાત ભાગમાં આપણી જ્ઞાતીના લોકોની સંખ્યા થોડી હોવાથી એવા પ્રસગો થોડા આવે છે, અને જે અર્થે ફંડ ઉભું થયું છે તે માટે જોઇતી રકમો પુરી પડી શકે તેમ બની શકતું નથી. દરસાલ બસોથી ચારસો રૂપીઆ સુધી રકમ ભેગી થાય છે. અને તેમાંથી માતસીક કેળવણી તરફથી કેટલીક રકમ ખર્ચ થાય છે. ઉપર જે છ બાબતો બતાવી છે તેનો હેતુ પાર પાડવા અર્થે દર વર્ષે નિદાન બે હજાર રૂપીઆની રકમ ભેગી થાય તો ચાલતા ખર્ચમાં જાદે રકમ આપવા સવડ મળી થોડા વર્ષમાં મોટી રકમ એકત્ર થઇ તેનો ભોહોળે હાથે ઉપયોગ થઇ શકે. અને તે માટે જ્ઞાતીનો દરેક કમાતો ગ્રહસ્થ પોતાની આવકના દર રૂ. ૧) એકે, એક પાઇ પ્રમાણે રકમ આ ફંડમાં દર વર્ષે ભરે તો ભરનારને તે રકમ ભારે પડશે નહીં. અર્થાત્-બાર રૂપીઆના પગારનો નોકર માસિક બાર પાઈ એટલે એકઆના પ્રમાણે દર વર્ષે બારઆના અથવા રૂ. ૧) ભરે તો તેને ભારે પડશે નહીં એટલુંજ નહીં પરંતુ એવી નાની રકમો તથા બીજી ક્રમે ક્રમે મોટી રકમો ભરાવવાથી દર સાલ એક હજાર અથવા વધારે રકમ જેટલું ઉત્પન્ન થશે એમ મને લાગે છે. એ સીવાય શુભ પ્રસંગે ભરવાની જે યોજના છે તે ચાલુ રાખવી જોઇએ. આ પ્રમાણે મોટી રકમ દર સાલ ભરાવવાથી ઉચ્ચ કેળવણી માટે જે ભારે ખર્ચ થાય છે તેમાં સારી રીતે મદદ આપી શકાશે. શારીરિક બળ વૃદ્ધિ માટે ખર્ચ હાલ કરવામાં આવતો નથી. શારીરિક બળ તરફ નજર કરતાં દહાડે દહાડે સ્ત્રી પુરૂષો નબળાં થતાં જાય છે અને તેથી આયુષ્યમાં પણ ઘટાડો થતો દેખાય છે. માટે શારીરિક બળની વૃદ્ધિ થવા લક્ષ આપવાની ખાસ જરૂર છે. કોઇ પણ રીતે ફંડની રકમમાં વધારો થાય તો તે તરફ ખર્ચ કરવા કેવી યોજના કરવી તેનો વિચાર થઇ તે તરફ ખર્ચ કરવા માર્ગ મળશે. તેમજ બીજી જે બાબતો ઉપર દર્શાવી છે તે માટે પણ ક્રમે ક્રમે સવડ થશે.

હાલ કોઇ માણસ એ ફંડમાંથી નાણા લેવા આચકો ખાતો હશે તો તે પ્રમાણે હવે પછી આચકો નહીં ખાતાં પોતાનો હક ગણી માગણી કરશે. અને-

એવી માગણી વિશેષ થાયતો જ્ઞાતિનું ભવિષ્ય સારૂં સમજવું. આવી માગણી ઓ પુરી પાડવા માટે મોટી રકમની આવકની જરૂર છે. માટે દરસાલ મોટી રકમનું ચાલું ઉઘરાણું થવા આ યોજના જ્ઞાતીના સર્વ સજ્જનો આગળ રજુ કરૂં છું.

આ યોજના વાંચક વર્ગને પસંદ પડે અને તે પ્રમાણે કરવા તજવીજ થાય તો, મ્હારે મ્હારી વાર્ષિક પેદાશ પ્રમાણે રૂા. ૬ા ભરવા જોઈએ તેને બદલે આ વર્ષે રૂા. ૧૬) આપવા તૈયાર છું. આ યોજના શીવાય બીજી એવી યોજના થાય તો તેમાં તે રકમ ભરવા કબુલ છું.

દુનીયામાં કોઇની હમેસ ચડતી રહી નથી અને રહેવાની નથી, મોટાં મોટાં રાજ્યો પાયમાલ થઇ ગયાં છે તો માણુસ માત્ર શી ગણત્રીમાં? ચડતી પડતી ક્રમે ક્રમે થયાં કરે છે. જેથી કોઇ ગ્રહસ્થને પોતાની મોટી આવકના પ્રમાણમાં મોટી રકમ ભરવાનો પ્રસંગ આવે તેમણે મનમાં એમ નહીં લાવવું કે મારે એટલી મોટી રકમ જ્ઞાતિના ફંડમાં શા માટે ભરવી જોઈએ? આવો વિચાર આવવા સંભવ નથી તો પણ સુચનાર્થે લખ્યું છે. જ્ઞાતી એક વ્યક્તી તરીકે છે અને તેનું શારીરિક તથા માનસીક બળ વધે તો તેથી કેટલા ફાયદા છે તે વાંચક વર્ગની જાણ બહાર નથી

---

## માંદા માણસને ખાવાની વાનીઓ અને તે પકાવવાની રીત.

—:o:—

(લેખક—સૌ. વિમળા સેતલવાડ.)

માંદા માણસને સહેલાઇથી પચે તેવી વાની બનાવવાની રીત નીચે મુજબ છે.

પ્રોફે૦ ટી. કે. ગજ્જરને લગભગ દશ વર્ષથી સંઘરણીનો રોગ થયો છે. એમને નવટાંક પણ દુધ એકલું લે તો પચી શકતું નથી. આથી એમણે પોતાને તેમજ પોતાના જેવા રોગીષ્ટ માણસ સારૂ ચોખાના લોટનાં ઢોકળાં, પુડા, તથા ભજ્યાં ઘણી સહેલાઇથી પચે તેવાં કરવાની રીત શોધી કહાડી છે. આ

રીત એમણે પોતે લખાવેલી છે તે આપણી જ્ઞાતિના કોઈ એવા શોખીષ્ટ માણસને ઘણી ઉપયોગી થઇ પડશે એમ ધારૂં છું.

આ ઢોકળાંમાં બે મુખ્ય ખુબીઓ છે; એક તો એ ફક્ત ચોખાનાજ બને એટલે ઘણાજ હલકા થાય અને બીજી તો એ છે કે આ ઢોકળાં કરતા પહેલાં એનો લોટ પા કલાકથી વધારે વખત આથી મુકવો પડતો નથી તેથી આ ઢોકળાં કરવાં ઘણાં સુગમ થઇ પડે છે.

### ઢોકળાં કરવાની રીત.

ચોખાનો એક શેર લોટ લઈ તેમાં એક રૂપીઆભાર મીઠું, પોણો રૂપીઆ-ભાર સોડા, (સોડા ન હોય તો ખારો) ચેરો અજમો, સ્હેજ હીંગ અને હળદર નાખી પેર અધકેહું દહીં એક શેર નાખી હલાવી નાખવું. આ લોટમાં બિલકુલ મોણ નાખવું નહીં, કારણ કે મોણ જેટલી ચિકાશ દહીંમાંથી મળે છે. છાશ વાપરવી નહીં, તેમ પાણી નાખવું નહીં.

પછી એક સગડીપર મોટા તપેલામાં પાણી મુકવું અને વચ્ચે ઇટ મુકવી. પાણી ઇટની ઉપર આવે નહી એવી રીતે ભરવું. તપેલાની અંદર સ્હેલાઇથી આવે અને જાય એવી ત્રણ થાળીઓ સાફ કરી તૈયાર રાખવી. પાણી ખળખળે એટલે એક પાંતરા ઉપર અગર એક તાસકમાં ચેરો લોટ મુકી તપેલાની અંદર ઇટપર મુકવી, અને તપેલામાંથી વરાળ નીકળી ન જાય એવું સજ્જડ ઢાંકણું ઢાંકવું. થોડી વાર પછી ઢાંકણું ઉઘાડીને જોવું અને તાસકમાંના લોટનો રંગ લાલ થયો હોય તો થોડું દહીં નાખવું અને દહીં હાજર નહોય તો એક અગર જરૂર પડે બે લીંબુ નીચોવવાં; ઢોકળાંનો રંગ જો બહુ ખુલ્લો પીળો થયો હોય તો સ્હેજ સોડા યા ખારો નાખવો. જ્યારે બરાબર પીળો રંગ થાય ત્યારેજ થાળીઓમાં બે આંગળ જાડાઇમાં કાલવેલું પીઠું પાથરવું અને એના ઉપર આદાની ચોખંડી કચુમર અથવા તો કોથમીર નાખવી અને થાળીઓ તપેલામાં મુકવા માંડવી. લગભગ સાતેક મીનીટ રાખ્યા પછી ઢાંકણું ઉઘાડી લોટ પર આંગળી મુકી જોવી. લોટ કઠણ લાગે એટલે થાળી કહાડી લેવી અને બીજી થાળી મુકવી. ઉતારેલી થાળી બે ત્રણ મીનીટ ઠરવા દઇ તેના ચોખંડા કકડા કરી ખાવા. ઉન્હા ઉન્હા ખાવાથી તેલની પણ જરૂર પડતી નથી. સાજા માણસો તેલ લઇને ખાય તો વધારે સ્વાદિષ્ટ લાગે.

આ ઢોકળામાં મેથીની ભાજી, અજમાના પાંતરાની કચુમર, લસણની કળીઓ, કાકડીની કચુમર, પપેયાની અને દુધીની છીણ નાખે તો પણ સારાં

લાગે છે. કાચાં પપૈયાંને છીણી, તેની છીણ નીચોવીને ઢોકળાંના પીઠામાં નાખે તો ઢોકળાં ઘણાં ફુલે છે.

આ ઢોકળાં તાઢાં પડે પછી ચેણીમાં તેલ મુકીને ભજીયાંની માફક જો તળીએ છીએ ત્યારે એનો સ્વાદ અત્યુત્તમ લાગે છે.

### એજ લોટના "પુડા" કરવાની રીત.

ઉપર પ્રમાણે લોટ કાલવવો, પણ થોડું પાણી નાખી પુડા ઉતારવા જેવો લોટ પાતળો કરવો અને લોટના પુડા ઉતારવા; આ પુડા ઘણાજ ફુલે છે અને સાધારણ રીતે ચોખાના કરેલા ઢોકળાં કરતાં બહુજ પોચાં અને સ્હેલાઇથી પચે તેવા થાય છે. એમાં પણ ઉપર પ્રમાણે જુદી જુદી ચીજો નાખવાથી સ્વાદ ફેર થાય છે.

### તેનાજ ભજીયાં.

આ લોટને ભજીયાં ઉતારવા જેવો પાતળો કરી, માંદા માણસ સારૂ દુધી, વેંગણ, અને કાંદા જેવી હાની ન કરે તેવી ચીજોના પાતળા પીતા કરી ભજીયાં ઉતારીએ છીએ ત્યારે ભજીયું નાના બટાકાની માફક બે બાજુથી ફુલે છે.

ચોખા પણ ન પચે તેવા માણસ સારૂ જવના લોટની ઉપર લખેલી ત્રણે વાની.

તૈયાર જવનો લોટ બજારમાં દવાવાળાને ત્યાં મળે છે. આ લોટને ઇંગ્લીશમાં "બારલી ફ્લોર" કહે છે. જે માણસને ચોખા થોડા પ્રમાણમાં પચતા હોય તેવા માણસે અડધો જવનો અને અડધો ચોખાનો લોટ એમ લેવો; અને જેને ચોખા બિલકુલ પચતા ન હોય તેવાઓએ તદ્દનજ જવનો લોટ લઇ ઉપર પ્રમાણે મસાલો નાખી ત્રણે ચીજો બનાવવી.

આ ઢોકળાં દુધ જેટલાંજ હલકાં હોય છે.

---

## એક રતલ કોલસાનો ચમત્કાર.

(લેખક—મો. રસીકમણી દેસાઇ.)

એક રતલ કોલસો શું કરી શકે છે તે ઘણું જાણવા જોગ છે.

એક રતલ કોલસામાં કેટલો ચમત્કાર સમાયલો છે તે એક અનુભવી ઇજનેર નીચે પ્રમાણે દર્શાવે છે.

એક રેલ્વે ટ્રેન જો દર કલાકના ૫૦ માઇલની ઝડપે દોડતી હોય તો તેમાં બળતો એક રતલ કોલસો તેને ૧/૬ માઇલ સુધી ખેંચી લઇ જવાનું સામર્થ્ય ધરાવે છે.

એક રતલ કોલસામાં ગરમીના દસ હજાર અણુઓ સમાયલાં છે. એટલેજ કોલસો જો પાણીની અંદર રાખીને પૂરેપુરી રીતે બાળી નાખવામાં આવે તો ૬૨૫) રતલ પાણીને એક ફુટ ઉંચું કરવાની તે શક્તિ ધરાવે છે. પાણીની અંદર એક ફુટની ઉંડાઇમાં ૬૪ ડીગ્રી ગરમીથી તેને બાળવામાં આવે અને તે ગરમી પાણીમાં સમાય તો તે પાણીમાં ૮૦ ડીગ્રી ગરમી થશે અને તે ન્હાવા લાયકનું થશે.

એક રતલ કોલસો સાંચા કામમાં વાપરવામાં આવે તો તેમાં સમાયલાં ગરમીનાં ૧૦૦૦૦ અણુઓ ૨૩૬) "હોર્સપાવર" જેટલી શક્તિ ધરાવે છે. આ શક્તિ આઠ ડબ્બા અને એક એન્જીન ગાડીને ૧/૬ માઇલ સુધી બાર સેકન્ડમાં ખેંચવાનું બળ ધરાવે છે. આ શક્તિ માણસોએ ભરેલી વિજળીક ગાડીને કલાકના દસ માઇલની ઝડપે, અઢી માઇલ સુધી ખેંચી લઇ જવાનું સામર્થ્ય ધરાવે છે.

એક જોરાવર માણસના બળ સાથે એક રતલ કોલસામાં સમાયલી શક્તિની સરખામણી કરીએ તો તે પાંચ માણસ કરી શકે તેટલું કામ એક મીનીટમાં કરવાનું બળ ધરાવે છે.

લાકડાં વ્હેરવામાં કુશળ માણસ એક મીનીટમાં સાઠ વાર પોતાની કરવત ફેરવી શકે છે, પણ સાંચા કામથી લાકડું વ્હેરવામાં આવે તો તેટલાજ વખતમાં માણસ કરતાં ૭૭ ગણું વધારે કામ કરી શકે છે; અને એક રતલ કોલસો આવી ૧૮૦ કરવતો ચલાવવાનું જોર ધરાવે છે.

---

## એલ એલ બી. નો અભ્યાસ.

( લેખક—રા. દેસાઇ. )

મુંબઇમાં ચોપાટી ઉપર બાબુલનાથ મહાદેવનું મોટું દહેરું આવેલું છે. તેની લગોલગ એક મોટી ચાલ બાંધેલી છે; આ ચાલની એક ઓરડીમાં આજે આનંદ થઇ રહ્યો હતો. રમણીકલાલની વહુ શાંતા આજે પહેલવહેલી મુંબઇ

આવી હતી. રમણીકલાલ બી. એ. પાસ થઇને પહેલી એલ એલ. બી. નો અભ્યાસ કરતો હતો. તેમના પિતા ઠાકોરલાલ પણ ગ્રેજ્યુએટ થયલા હતા, અને સરકારી કેળવણી ખાતામાં નોકર હતા. હાલમાં તેમને અમદાવાદમાં દોઢસો રૂપીઆનો મહીનો હતો. તેમને પ્રજામાં બે પુત્ર અને બે પુત્રીઓ હતી. મોટો રમણીકલાલ વીશેક વર્ષનો, પછી મોતીલાલ સોળનો, ત્યાર પછી સરયૂ બારની અને સુશીલા આઠ વર્ષની હતી. ઠાકોરલાલ સ્વભાવે ઘણા શાંત અને મિલનસાર હતા. વળી સાહિત્ય પ્રેમી અને એકમાર્ગી હતા. ઘરસંસારના કામમાં તેમને બહુ રસ નહોતો, અને લોકો તો એમ પણ કહેતા કે એની વહુ કમળા આગળ એમનું કાંઈજ ચાલતું નથી માટે એમાં એમને રસ નથી કમળા પૈસાદારની છોકરી હતી એટલે નાની વાતોમાં કરકસર કરી શકતી નહોતી અને એમના પ્રમાણમાં એમનું ઘરખર્ચ જરા આગળ પડતું જણાતું હતું. મોટું ટાણું આવે ત્યારે પણ વરો, વરઘોડો, જમણવાર એ બધું પહેલા નંબરનું થતું હતું. વળી દોઢસો-રૂપીઆના અમલદાર, એટલે પૈસાની તાણ છે એમ તો કહેવાય નહિ, પણ ખરું જોતાં તો એમને તાણ પડતીજ હતી. પોતે વાંચનના શોખીન એટલે નોકરી ઉપરાંતના બીજા સમયમાં તેઓ કાંઇ કરી શકતા નહોતા; અને તેથી દોઢસો ઉપરાંત બીજી કશી આવક તેમને નહોતી. વળી પુત્ર પ્રત્યેની પોતાની ફરજ વિષે તેમને ઘણીજ ઉચ્ચ ભાવના હતી અને તેમને ઉત્તમોત્તમ કેળવણી આપવી એ પોતાનો ધર્મ સમજતા હતા. અને તેથીજ રમણીકને હેમણે પ્રીવિયસથીજ મુંબઇની ઝેવીયર કૉલેજમાં મોકલી આપ્યો હતો, અને બી.એ. સુધીનો અભ્યાસ એણે ત્યાંની રેસીડેન્સીમાં રહીનેજ કર્યો હતો. આ રીતે ઘરખર્ચ ચાલતું હોવાથી એમણે કાંઇપણ બચાવ્યું નહોતું. રૂપિયા ત્રણ હજારનો વિમો હતો એટલું બાદ.

રમણીકના બી. એ. થયા પછી એને વકીલાતના અભ્યાસનું મન હતું એટલે ત્યાં મોકલવાનું નક્કી તો કર્યું, પણ કાયદાના અભ્યાસ માટે રેસીડેન્સી નથી અને ગમે તેવી વીશીમાં જમે તે માબાપમાંથી કોઇને ગમ્યું નહિ; એટલે એમ ઠરાવવામાં આવ્યું કે એની વહુને ત્યાં મોકલવી; એટલે ખાધા પીધાની અડચણ નડે નહિ અને ખર્ચમાં થોડો ફેર પડે તો તે છોકરાના સુખની ખાતર વેઠી લેવો. રમણીકલાલે આ વાત જાણી. પિતાના સુસ્વભાવ અને સૌજન્યની છાપ એના ઉપર હતી તો ખરી, પણ એ ઉછરેલો હતો કમળાને હાથે અને છેક પ્રીવિયસથી તો મુંબઇમાં એકલો નિરાળો રહેલો હતો એટલે

ગૃહવ્યવસ્થાનું કે પિતાના પૈસા સંબંધી ગોઠવણ વિષે વિચારવાનું એના ખ્યાલમાંજ ન આવ્યું. એણે પૈસા વિષે કદી વિચાર કર્યોજ નહોતો. એ તો ફક્ત એટલુંજ સમજતો હતો કે જ્યારે રકમ થઇ રહે ત્યારે માતાને કે પિતાને કાગળ લખવો અને મોટો મોટો હિસાબ ટાંચીને સાથે મોકલવો.

પિતાજીએ કરેલ ઠરાવથી રમણીક ઘણોજ ખુશી થઇ ગયો. અને હવે પોતાની સ્ત્રી સાથે મુંબઇ રહેવાનો પ્રસંગ આવશે એમ જાણી તેને ઘણો ઉત્સાહ આવી ગયો. વખત થતાં પોતે અગાઉથી જઇને બધી ગોઠવણ કરવા બાબુલનાથ ઉપર ઓરડી ભાડે રાખી. એ જગો એને ઘણીજ ગમતી હતી. બાકી ગીરગામ પર ભાડામાં ત્રણ રૂપિયાનો ફાયદો થાત. પછી થોડો ઘણો ફરનીચર પણ એણે વસાવ્યો. છેક મવાલી જેવા રહેવું એને ગમતું નહોતું. વળી કૉલેજના કોઇ દોસ્તદારો ઘેર આવે તો પણ કેવું ખરાબ દેખાય! ચ્હાના પ્યાલાનો પણ આખો સટ રાખ્યો. અને હવે તો પોતે ગ્રેજ્યુએટ થયા હતા એટલે કપડાં પણ પોઝીશન પ્રમાણે પહેરવાંજ જોઇયે એટલે તે પણ ભેગા ભેગી શીવડાવ્યાં. ત્યાર બાદ રીટર્ન એન્ડ ટીકીટ લઇને પોતાની વહુને લેવા અમદાવાદમાં ગયો.

શાંતાને સોળ વર્ષ થયાં હતાં અને છેક અત્યાર સુધી કૉલેજમાં ભણતી હતી. વિદ્યા તરફ એને પ્રેમ હતો. સ્વભાવ ઘણો સારો હતો અને દેખાવડી પણ ઠીક હતી. એની માતાએ કૉલેજ સાથે ઘર કામનું પણ એને સારૂં જ્ઞાન આપ્યું હતું અને કૉલેજની લાંબી રજાઓમાં તો વાળુની રસોઇ છેલ્લા બે વર્ષથી તેજ કરતી હતી. પણ હજી આખા ઘરનું કામ માથે પડયું નહિ હોવાથી દરેક બાબતની વ્યવસ્થા સંબંધી એને અનુભવ નહોતો, તેમ પૈસા સંબંધીનું ખાસ કાંઇજ જ્ઞાન તેને નહોતું.

શાંતાને લઇ રમણીકલાલ પોતાની બાબુલનાથની કોટડીયે આવ્યા છે અને તેમના નાના નિવાસમાં પણ આનંદ થઇ રહ્યો છે. પહેલે દિવસે તો ગાડીના થાકેલા હોવાથી ખીચડી મૂકી દીધી અને ભાથામાંની પુરીઓ સાથે હતી તે ખાઈ લીધી. બપોરે રમણીકે ચ્હા મૂકવાનું કહ્યું. શાંતાને બપોરે ચ્હાની ટેવ નહોતી, તેમ એને ઘેર કે ઠાકોરલાલને ત્યાં બપોરે કોઇ ચ્હા પીતા નહોતા તેથી એણે સ્હેજ પૂછ્યું કે ગાડીમાં ઉજાગરાને લીધે કાંઈ તબિયત નરમ છે કે શું? રમણીકે કહ્યું કે નહિ, મને તો બે વખત ચ્હાની ટેવ છે. અમદાવાદમાંએ હું તો બપોરે બજારમાં ચ્હા હમેશ પી લઉં છું. કૉલેજમાં બધા પીએ તેથી મને

પણ ટેવ પડી છે. તું તારે સ્ટવ પર બે પ્યાલા મૂકી દેને બીસ્કીટની પેટી તો મ્હેં આણેલી છે એટલે કાંઈ ખાવાનું કરવાની અત્યારે જરૂર નથી. શાંતાએ કહ્યું કે કરવામાં મને કાંઈ જોર નથી પડવાનું. નકામા બીસ્કીટ શું કરવા લ્યો છો. બાપાજી એક વાર કહેતા હતા કે વધારે પૈસા ખર્ચીને વાશી બીસ્કીટ શું કરવા ખાવા જોઇયે. એના કરતાં તો તાજું ખાવાનું ઘેર કરીયે તે સારૂં; માટે લાવો હું કરી આપું, એમાં વાર નહિ થાય. આટલા ઉપરથી તો રમણીકલાલ જરા તોરમાંજ બોલી ઉઠયા કે એ લોકો તો બધા વ્હેમી છે. નકામા વેલાયતી બિસ્કીટ ને ઉતારી પાડે છે. થોડા પૈસા વધારે થાય તેની હાય હાય એમને છે. પણ તે લોક સમજતા નથી, કે એથી ઘરમાં બૈરાંઓના ઉપયોગી વખતનો કેટલો બધો બચાવ થાય છે અને તે વખતમાં તેઓ બીજું ઉપયોગી કામ કેટલું બધું કરી શકે. હિંદુસ્તાનનાં બૈરાંને માથેથી ઘરકામનો બોજો હવે ઓછો કરવો જાઇએ. વળી મને કૉલેજમાંથી બીસ્કોટ કે કંઇ ખાવાનીજ ટેવ પડેલી છે, તે બીજું કાંઇ આપણને તો પસંદ પડવાનું નહિ; માટે તું એકલી ચ્હાજ જલદી કરી દે.

બિચારી શાંતા તો પોતાના બોલવા માટે પસ્તાવા લાગી. એના મનમાં એમ આવ્યું કે રમણીકલાલને ખોટું લાગ્યું છે. પણ એણે શું કહ્યું તે કાંઇ તે બરોબર સમજી શકી નહોતી. પણ પતિ તરફ દરેક આર્યબાળાની માફક તેને પણ ઘણોજ ભાવ હતો, અને એમના વિચારો પોતે ગ્રહણ કરવાજ જોઇએ એમ તે સમજતી હતી. તેથી કારણ તો કાંઇ સમજી નહિ, પણ એના મનમાં એટલી ખાત્રી થઇ કે બપોરે ચ્હા સાથે બીસ્કીટ ખાવાને કેટલાએક પસંદ કરતા નથી, છતાં તે સારૂં છે, અને તેનો કાંઈ શુભ ઉપયોગ પણ છે.

બંને જણાંએ ચ્હા સાથે રકાબીમાં મૂકેલાં બીસ્કીટ ખાધાં. શાંતાને ટેવ નહોતી, પણ રમણીકલાલે કહ્યું કે પુરૂષ અને સ્ત્રીઓની વચ્ચે ભાણાભેદ કરવો, એને જુદો જુદો ખોરાક આપવો એ રીત ઘણીજ નાપસંદ કરવા જોગ છે અને એવું જંગલીપણું મુંબઇમાં કરવાનું નથી. વળી કોઇ મિત્ર તે જુવે તો કેવું ખરાબ દેખાય. આટલું કહ્યું એટલે પછી શાંતાને તે ખાધા સિવાય છુટકો શો?

ચ્હા પી રમણીકલાલે લૉ-કલાસમાં જવા કપડાં પહેર્યાં. કારણ કે કાયદાના અભ્યાસમાં સાંજનો ફક્ત એકજ કલાક ભણવા જવાનું હોય છે. પાછા

વ્હેલા વળજો અને કોઈ ફ્રેંડ સાથે વાતે ના વળગી જતા. એટલું કહેતાં કહેતાં તો સ્નેહાળ શાંતાની આંખમાં પાણી આવ્યાં. રમણીકલાલ જરા ઘોલી ગયો. અને કહ્યું કે કલાસમાં ગયા વગર તો ન ચાલે, પણ ઝટ વ્હેલો આવીશ. તું વાળુની તૈયારી કરજે ને, એટલે વખત જણાશે પણ નહિ, અને રસોઇ તૈયાર થતાંમાં તો હું આવીને ઉભો રહીશ. સાંજના વાળુમાં શું કરૂં? એમ શાંતાએ પૂછતાં એણે જણાવ્યું કે બે જણ જેટલી પૂરીઓ ઉતારી નાંખજે, અથાણું તો આપણે લેતા આવ્યા છીએ અને એક શાક કરી દેજે. અને થોડાક ભાત મૂકીને કઢી મૂકી દેજે. લચકો દાળ નહિ જોઇએ. અહિં મુંબઇમાં અમે રોજ એમજ ખાઇએ છીએ. આટલું બોલીને હવે મને મોડું થાય છે એમ કહેતાં સાથે, રૂમાલ ઉંચો કરી હસતે ચ્હેરે તે ચાલી નીકળ્યો.

શાંતા તો બિચારી બીજી વારના ભાતની અને પૂરીઓની વાતથી વિચારમાંજ પડી ગઇ. એક પળ એના મનમાં એમ આવ્યું કે આ કાંઈ સારૂં કહેવાય નહિ. ભાત કઢી કાંઇ અમદાવાદમાં કોઇ રાત્રે ખાતાં નથી, તેમ પૂરીએ વાળુ આપણને ના પોષાય. પણ તરતજ તેને બપોરની બીસ્કીટની વાત સાંભરી અને જાણ્યું કે એ કહેતા હશે તે બરાબરજ હશે. હું ધીમે ધીમે આ વાત એમની પાસેથી સમજી લઇશ.

વખત થયો એટલે રમણીકલાલ ઘેર પાછા આવ્યા. બંનેએ સાથે બેસી વાળું કર્યું. રાત્રે પરવારીને ઘણાજ આનંદ સાથે વાતચિત કરી, ઘરમાં સામાનની ગોઠવણ કરવાના વિચાર કર્યા. શાંતાએ અમદાવાદની, પોતાની બહેનપણીઓની, પીયેરની, કૅાલેજની, એવી એવી વાતો કરી, અને રમણીકલાલે પોતાની ખરીદીની વાતો કરી. પછી શાંતાએ કહ્યું કે ચાલો હવે પ્રાર્થના કરીને ઉંઘી જઇએ. રમણીકલાલ કહે પ્રાર્થના કોની અત્યારે વળી. ત્યારે શાંતાએ કહ્યું કે કૅાલેજના એક માસ્તરના બોધને લીધે હું તો છેલ્લા વર્ષથી રોજ રાત્રે પ્રાર્થનામાળામાંથી ભક્તિનાં ગીત ગાઇને પછીજ સૂઈ જાઉં છું. રમણીકલાલને આ બહુ રૂચતું હોય તેમ લાગ્યું નહિ. શાંતાનો કંઠ મધુર હતો અને પૂર્ણ શ્રદ્ધા ભાવથી એણે ગાયું તે સારૂં તો ઘણું લાગ્યું પણ રમણીકલાલને કાંઈ એ બધું બરોબર લાગ્યું નહિ, તોપણ તે કાંઇ બોલ્યો નહિ.

આ પ્રમાણે એમનો નિત્યક્રમ ચાલવા માંડયો. કોઇ કોઇવાર શાંતાને ખર્ચ બહુ છે એમ થઇ આવતું પણ એમને શી રીતે કહેવાય? એમના કરતાં કાંઇ હું વધારે ડાહી છું? એ જે કરતા હશે તે વિચારીનેજ કરતા હશે તો?

એવા એવા વિચાર આવતા એટલે એ કાંઇ કહેતી નહિ. એમ કરતાં શનીવાર આવ્યો. આજે રમણીકલાલ રોજ કરતાં કલાસમાંથી જરા વ્હેલો છુટવાનો હતો તેથી એણે શાંતાને કહ્યું કે રસોઇ વહેલી તૈયાર કરજે પછી આપણે જમીને સીનેમેટોગ્રાફમાં જઇશું.

સાંઝે વ્હેલું વાળુ કરી બન્ને તૈયાર થવા માંડયા. પોઝીશન પ્રમાણે રમણીકલાલ તો ફેશનમાંજ કપડા પહેરતો; શાંતાએ તો સુતરાઉ મજલીન પહેરી અલબત્ત કોરે રૂપેરી આંકડો તો દીધેલો હતો પણ રમણીકલાલને આ ગમ્યું નહિ તેથી કહ્યું આવું સુતરાઉ કપડું પહેરીને તો ભુલેશ્વરમાંજ જવાય, સીનેમેટોગ્રાફમાં તો રેશમી જોઇએ. શાંતા પાસે રેશમી તો છેક વરઘોડામાં જવા જેવી સાડીયો બે હતી તે પહેરતાં ખમચાઇ; પણ પતિનું મન રાખવા એક પહેરી લીધી. રમણીકલાલને લાગ્યું કે એની પાસે સાડીયો બરોબર નથી તેથી તે દિવસે તો તે કાંઇ બોલ્યો નહિ સીનેમેટોગ્રાફ જોઇ આવ્યાં અને આનંદમાં દિવસ ગાળ્યો. બીજે દિવસે એટલે રવિવાર સ્હવારે કાંઇક મીઠાઈ અને સારૂં ખાવાનું કરવાનું રમણીકલાલે કહ્યું કારણ કે કોલેજમાં રવીવારે હમેશા ઉજાણી કરવામાં આવે છે; અને તે રીત એને બહુ ગમતી હતી. સ્હાંઝે શાંતાને લઇ તે બજારમાં ગયો અને બે રેશમી સાડીઓ સાધારણ બહાર જવા માટે લીધી. આમને આમ તે દંપતીના દિવસ જવા માંડયા અને રમણીકલાલની કોલેજ ત્રણ મહિને બંધ થઈ તે દરમ્યાન ખર્ચનો આંકડો રૂપીઆ સાડા ત્રણસોની લગભગ આવ્યો.

રજાઓમાં રમણીકલાલ ઘેર ગયો ત્યારે શાંત સ્વભાવના ઠાકોરલાલને પણ ખર્ચનો આંકડો જોઇ ગુસ્સો આવ્યો; છતાંએ તે વખતે કાંઇ બોલ્યા નહિ. પોતાની સ્ત્રી પાસે બળાપો કરી થોડો ઉભરો કાઢયો અને કહ્યું કે હજી તો મ્હારે બીજો છોકરો ભણાવવો છે, અને છોકરીઓનાં લગ્ન કરવાં છે. કમળાલક્ષ્મી આ સાંભળીને બોલી ઉઠયાં કે છોકરો બિચારો પરદેશ વેઠે છે, અને ભણે છે તેના ઉપર તમે આમ કરો તો બિચારો હીજરાય, અને પરદેશમાં માંદો પડે તો પછી ડાકટરનાં ઘર ભરવાનું તમને સારૂં લાગશે. એ તો પરદેશનાં કામ, અને એની વહુ જરી હવેલી એટલે એને ઘર ચલાવતાં બરોબર આવડે નહિ તેથી વધારે ખર્ચ થાય. હવેથી ઓછું થશે. તમે બિચારા છોકરાને નકામા ધમકાવશો નહિ. ઠાકોરલાલ બિચારા શાંત થઇ ગયા, અને કાંઇ બોલ્યા નહિ.

રજાઓમાં રમણીકલાલે તાપની બૂમો પાડયા કરી, અને મુંબઇગરાની માફક વાતો કર્યા કરી, પણ ભાઇભાંડુની સંભાળ લેવાનું કે પિતાજીની ગૃહવ્યવસ્થા સમજવાનું એને કાંઈ સુઝ્યું નહિ. એમને એમ રજાઓ પૂરી થઇ થઇ અને છેવટે તે અને શાંતા મુંબઇ ઉપડી ગયાં.

ગયા ટર્મની માફકજ આ ટર્મમાં એમનું જીવન ચાલ્યું. ખર્ચ પણ તે પ્રમાણેજ થયા કર્યું. અત્યાર સુધી અભ્યાસનાં પુસ્તકો, બીજું વધારે ખર્ચ થઇ જવાથી લીધાં નહોતાં, તે પણ હવે તો લેવાં પડયાં. વળી ચોમાસું આવ્યું એટલે વરસાદનો કોટ અને એવાં બીજાં સાધનોમાં પણ ખર્ચ થઈ ગયું. અને વરસાદ તથા કાદવ અને પાણી હોવાને લીધે શની, રવીવારે સીનેમેટોગ્રાફમાં જાય કે બીજે ફરવા જાય ત્યારે ટ્રામને બદલે ભાડાની ગાડીમાં જવું આવવું પડતું હતું, તે રીતે પણ જરા ખર્ચ વધારે થતું હતું. આમ કરતાં કરતાં કૉલેજનાં ટર્મ તો પૂરા થઇ ગયાં; પણ પરિક્ષા દોઢ મહીના પછી હતી; ઘણા છોકરાઓ ખર્ચ બચાવવા તે વખતમાં ઘેર જાય છે, પણ રમણીકલાલને ઘેર જવું ગમ્યું નહિ, અને એને એમ લાગ્યું કે મુંબઇમાં રહીને સારૂં વંચાશે, તેથી એણે મુંબઇજ રહેવાનો વિચાર નક્કી કર્યો અને ઘેર તે પ્રમાણે કાગળ લખી દીધો. અત્યાર સુધી એણે બરોબર વાંચ્યું નહોતું, તેથી હવે તો તે ગભરાયો હતો, અને એકદમ ઘણુંજ વાંચવા માંડયું હતું. લગભગ દશેક દિવસ સુધી રોજના બાર બાર કલાક વાંચ્યું અને બહાર ફરવા જવાનું પણ મુકી દીધું. આમ તે કયાં સુધી ચાલે? તબિયત બગડી અને ત્રણ ચાર દિવસ કાંઇ વંચાયું નહિ. અને આઠ દિવસ દવા લાવવી પડી. ત્યાર બાદ વળી આઠેક દિવસ પછી શાંતાના પેટમાં સખત દુખાવો થઇ આવ્યો. બાઇ ડાકટર પાસે તેને બતાવવા લઇ જવી પડી. પણ સુભાગ્યે કાંઇ ગંભિર રોગ હતો નહિ, જેથી ત્રણ ચાર દિવસ પછી દરદ બેસી ગયું, અને દવા પણ અઠવાડીયા પછી બંધ થઈ ગઇ. ડાકટરના નસીબમાં પંદર વીસ રૂપીઆ હશે તેમાં કોઇનું શું ચાલે?

પરિક્ષા તો આવી પહોંચી. બિચારા રમણીકલાલથી પહેલાં તો બરોબર વંચાયું નહોતું તેમાં વળી પાછલો વખત માંદગીમાં બગડયો, એથી એ તો ઘણોજ ગભરાયલો હતો, અને જે થોડું ઘણુ આવડતું હતું તે પણ બરોબર લખી શકાયું નહિ. પરિક્ષા પુરી થઈ એટલે તરતજ અમદાવાદ જતો રહ્યો. આ વખતે તો રહેવાનું લાંબુ થયું હતું એટલે ખર્ચનો આંકડો રૂપીઆ સાડા છસો આવ્યો હતો. ઠાકોરલાલ મનમાં ઘણાજ ખીજવાયા હતા, પણ કાંઇ

બોલતા નહતા. છેવટે રીઝલ્ટનો દિવસ આવ્યો; રમણીકલાલ હજી સુધી એક પણ પરીક્ષામાં નાપાસ થયો નહોતો, એટલે બધાંને એની આશા હતી, અને હમણા તાર આવશે એમ ધારતાં હતાં. સંધ્યાકાળ થઇ તો પણ તાર તો આવ્યોજ નહિ, અને બધાંએ આશા છોડી. બીજે દિવસે છાપામાં પણ એનું નામ નીકળ્યું નહિ.

ઠાકોરલાલે જરાતરા શાંત્વન આપ્યું અને પછી પુરા આઠ દિવસે એને બોલાવીને કહ્યું કે ભાઇ! તમારી ઉડાઉ ટેવોએ મ્હારા રૂપીઆ હજાર અવળા કર્યા છે અને તમારા આયુષ્યનું એક કીમતી વર્ષ તમે બેદરકારીમાં ગુમાવ્યું છે. બાર મહિને અઢારસેંની મ્હારી આવકમાંથી હજાર રૂપીઆ આપીને તમને મુંબઇ મોકલવાની હવે મ્હારી શક્તિ નથી તમારાં ભાઇ બહેનોનો વિચાર પણ તમારે કરવો જોઇએ, અને તમારૂં પણ કુટુંબ વધશે તે વાત પણ ખ્યાલમાં રાખવી જોઇએ માટે લ્યો, આ અરજીનો ખરડો મ્હેં કરી રાખ્યો છે તે ઉપરથી ઈન્સ્પેક્ટર સાહેબને અરજી મોકલી આપો.

* * * * *

ઑગસ્ટની પંદરમી તારીખે રમણીકલાલે ભરૂચ હાઇસ્કુલમાં માસ્તરનો ચાર્જ સંભાળી લીધો છે. વકીલ થઇને **ગણપતરાવ** અને **વાસુદેવ કીર્તિકર** કે **ધીરજલાલ મથુરાદાસ** જેવી નામના કરવાની અભિલાષા તેમના અંતરમાંજ રહી ગઇ છે; અને પંતુજીપણામાંથી મળતી ચાલીસ રૂપડીમાં શાંતા સાથે એ મહા દુઃખ વેઠી ઘર ખર્ચ ચલાવે છે. કારણ કે ઠાકોરલાલે એક પાઇ પણ મોકલવાની ચોખ્ખી ના કહી છે મુંબઇમાં પડેલી ટેવો હવે સાલે છે. અને ઘણી વાર અકળાઇને કહે છે કે બી. એ. ને આવા પગાર હલકા મળે છે, ત્યારે કોલેજમાં રહેલો શેની શીખવતા હશે.

---

## વર વિક્રય અને સુચના.

—:o:—

(લેખકઃ—સૌ. હીરાલક્ષ્મી જીવણલાલ મજરાય દેસાઇ).

હાલમાં આપણી જ્ઞાતીમાં જે વર વિક્રય થાય છે, તેને અટકાવવામાં મદદ રૂપ થઇ પડે તેવાં લખાણો સીધી તેમજ આડકતરી રીતે ઘણાં લખાયાં છે.

ગયા ત્રિમાસીકમાં ચી. નટુવાળો લેખ પણ આડકતરી રીતે તે રીવાજને અટકાવવાનાજ મતવાળો જણાય છે કારણ કે છેવટે લેખકે પિતાના મ્હોડે કહેવડાવ્યું છે કે "હું પણ આ રીવાજની વિરૂદ્ધ તો છુંજ, પણ સમયને

# બ્હેન વિમળાના પત્ર ઉપરથી ઉપજતા વિચાર.

(લેખકઃ—સૌ. કુસુમ).

વ્હેને એ પત્ર ઉપરથી જે વિચાર આવે છે, તે હું નીચે જણાવું છું, તે જો બ્હેન વિમળાને અઘટિત લાગે તો ક્ષમા કરશે એમ આશા રાખું છું.

માંઓ ઉંચી એડીના બુટ અને પોલકાંની જે ફરિયાદ કરે છે તે ખરી નથી એમ કઇ બાળા સાબિત કરી આપે એમ છે? શું હાલની બ્રહ્મક્ષત્રિય નાતની છોકરીઓમાં એ શોખ દાખલ નથી? મ્હારા માનવા પ્રમાણે ઘણી છોકરીઓએ એ શોખ કોઇકવાર માતપિતાની અનિચ્છાયે પણ પૂરો પાડયો છે.

માના બોલ દીકરીને મ્હેણા જેવાં લાગશે અને લોહી બળશે તો પછી છોકરીઓને કોનું કહેવું સારૂં લાગશે? માના મનમાં જેટલી છોકરીઓની દાઝ હોય છે તેટલી કોઇના મનમાં હોતી નથી એ વાત બ્હેન વિમળાએ ભૂલવી જોઈતી નથી.

મંદિરે મંદિરે ફરે તે તો સારૂં નથીજ, પણ ભણેલાંની નીતિ દૃઢ અને અભણ હોય તે બધાંની નીતિ ખરાબ એ ન્યાય મ્હારાં ભણેલાં વિમળા બ્હેને ક્યાંથી કાઢયો?

તમે ભણ્યાં એટલે ડાહ્યાં એમ ન માનશો. ભણવાની સાથે અનુભવનું બહુ કામ પડે છે. નાતના તમે કહો છો તેવા ડોઢડાહ્યાથી ન દબાવું એ વાત ખરી, પણ સારૂં શું? તમે એ ઉદ્ધતાઇ કરશો તો તમારાં માબાપ તમારી બીજી બ્હેનોને કેળવણી આપતાં અટકશે, અને તમારી બીજી બ્હેનો તમારે લીધે અભણ રહી નિઃશાસા નાખશે તેનું પાપ કોને માથે? કેળવણી નમ્ર બનવાને છે, ઉદ્ધત બનવા સારૂ નથી.

દિકરી બાપને મ્હોડે છુટથી વાત કરે એ હજી સુધી સાંભળ્યું નથી, પણ બ્રહ્મક્ષત્રિયની કહેવાતી કેળવાયલી ગણાતી નાતમાં જો વર વિક્રય બંધ નહિ પડે તો એ વખત દુર નથી.

વળી ૪૦ વર્ષની વયનો વર ઠચરો કહેવા લાયક તો ન ગણાય, અલબત્ત ઉમ્મર મોટી થઇ કહેવાય.

છોકરાંઓના મગજમાં ધર્મ નીતિના સંસ્કારો નહીં પાડયાથી તેમના હૃદયમાં પરમેશ્વરનો ભણકારો પણ પડતો નથી; અને તેઓ ઉદ્ધત બને છે એ બધારાનું. શું તમારાં માબાપ એટલાં મૂર્ખ છે કે તમને નાણી જોઇ ગમે તેવા

વર લેઈને પરણાવી દેશો ? આપણી નાતમાં કોણ કોણ દારૂ પીએ છે તે તો હું જાણતી નથી. પણ છે આવા, તમે લખ્યા તેવા વંઠેલા મ્હેં કોઇને જોયા સાંભળ્યા નથી. વખતે હોય ખરા અને હશે તોયે ગણ્યા ગાંઠયા. આપણી નાતની સ્ત્રીઓની સ્થીતિ સુધરતી જાય છે એમ કોણ ના પાડે છે ? શું હમણાંની સ્ત્રીઓને પ્હેલાંના જેટલો સાસુ નણંદનો ત્રાસ છે ? તમારાં માને પુછી જુવો કે કેવા ત્રાસ એમણે વેઠયા છે ? મ્હારા માનવા પ્રમાણે તો પ્હેલાં કરતાં આપણી નાતની સ્ત્રીઓની સ્થીતિ સુધરી છે, અને સુધરતી જાય છે.

ઘરકામને જો વિમળા બ્હેન મજુરી કહેતાં હોય તો એમની ભૂલ છે જાપાન, જર્મની, ઇગ્લાંડ, ફ્રાન્સ, આદિ સુધરેલા દેશો કે જ્યાં સ્ત્રીઓ સારી સુશિક્ષીત છે, તેઓ સર્વે ઘરનું કામ કરે છે, અને તે ઉપરાંત બ્હારની ફીકર જેવી કે હિસાબ, સરસામાન આણવો, એવાં કામથી પણ તેમના પતિને મુક્ત કરે છે.

આપણી નાતમાં પુરૂષોને—છોકરાના બાપને—મઝા, એ વાત તો કંઇક ખરી છે, બે હઝારને બદલે વધુ પણ લે છે. પણ જે વાત છેક ખરાબ એમ બૈરાંઓ પણ જાણી શકે અને આજના ગ્રેજ્યુએટ થયેલાઓ ન સમજે તે તો એમને માટેજ શરમ ભરેલું છે. અભણ જ્ઞાતિવાળા પૈસા લે છે તેને ધિક્કારે છે, તો ભણેલાને શું કહેવું ? આમાં પૈસા લેવાની વાતમાં મરદો બૈરાંને માથે બધો દોષ મુકે છે, પણ પુરૂષોનોજ ખરો દોષ છે.

પુરૂષો તમને ચાકર કે રસોઇઆ તરીકે રાખવા માગે છે, કે રાખે છે, તે તમે શા ઉપરથી કહો છો ? મને લાગે છે કે તમે એ વાતમાં ઉંડા ઉતર્યાં નથી કે પછી અજાણ છો.

મે ઠીક થવાનો આધાર માબાપ ઉપર છે. તમે ઓછું ભણી માબાપના સામું થશો, તો માબાપ તમારા મગજમાં એવી ખોટી સ્વતંત્રતા ભરાવા એ પ્રયાસ કેમ કરવા દેશે ? માબાપને ચોખ્ખું કહેવા જતાં તે માબાપ ચોખ્ખું કહેવા દેવાનો વખતજ નહિ આવવા દે, માબાપની આજ્ઞા ઉઠાવવી-ભણવું, નમ્ર થવું, વડિલના માન મર્યાદા જાળવવાં એ કેળવણીનો ઉદ્દેશ છે. નહિ કે ઉછાંછળા બનવાનો.

વળી તમે જન્મારો કુંવારા રહેવાનો જે વિચાર જણાવો છો તે ઠીક; પણ તમે કોલેજમાં જાઓછો તો તમારી પારસી બ્હેનોને પુછજો કે વર વિક્રયના ચાલને લીધે એમનામાં પણ કુંવારી છોકરીઓ છે તેની શી સ્થીતી છે ? તે લોકોને કેટલી ફીકર છે ? કુંવારા રહેશો તેમાં પણ તમે સુખી નહિ રહો. જે

ખાવા પીવા પ્હેરવાનું ખર્ચ પતિ ઉપાડે છે તે તમારે ઉપાડવું પડશે. પરણેલીને સાસરે રહેવાનું હોય છે, અને વિધવા થાય તો બેમાંથી ગમે તે પક્ષ તેનું પૂરૂં કરે છે. કુંવારાનું કોણ ? તમારાં માબાપના ગુજરી ગયા પછી તમારી ફીકર રાખનાર દુનિયામાં કોઇ નહિ રહે. તમે માંદા સાજા રહો તો તમારી ચાકરી કોણ કરશે ? માણસ રાખી કરાવશો તો પણ જે અંગત માણસ કામ કરશે તે ભાડુતી નહિ કરે.

પુરૂષોનાં કામ સ્ત્રીઓ ભલે કરે, પણ જે કામ એમનું પોતાનું છે તે પુરૂં કરીનેજ. બાકી જે પોતાનું કામ ન કરી શકે તે બીજાનું શું કરી શકે ? તમારાં પોતાનાં કર્તવ્ય પૂરાં કરીનેજ પછી પુરૂષોની બરોબરી કરવા જવાનું છે. બ્હારના સાહસ, ધૈર્ય તથા વિટંમણા વેઠવામાં પુરૂષોમાં જે શક્તિ છે, તે સ્ત્રીઓમાં નથી. અને જે મૃદુતા, કોમલતા સ્ત્રીમાં છે તે પુરૂષોમાં નથી. માટે સ્ત્રીનું કામ પુરૂષોથી નહિ થાય, અને પુરૂષોનું સ્ત્રીથી નહિ થાય.

મન પસંદ વર વરવામાં અનુભવ વગર બહુ ખમવું પડે છે. યુરોપ અમેરિકા કે જ્યાં મન પસંદ વર વરવાની રીત છે, ત્યાં છુટા છેડાના કેસો આટલા બધા શાથી થાય છે ? પારસી કોમમાં પણ શરૂઆત થઈ છે. એ શેનું પરિણામ છે ? અત્રે હજુ ધાર્મીક ભાવના છેક નષ્ટ નથી થઇ ગઇ, અને જ્યાં સુધી ધર્મ નીતિને માન આપી ચાલીશું ત્યાં સુધી સુખી રહીશું.

બાકી હાલની સ્વતંત્રતાના પવન કુમળા મગજમાં માઠીજ અસર કરે છે, અને હદ વગરની સ્વતંત્રતાના પરીણામેજ તમને માબાપના સામું થવા ઉશ્કેર્યાં છે. યુરોપનું સર્વ સારૂં-આપણું સર્વ ખોટું એ માનવુંજ ભૂલ ભરેલું છે. હું એમ નથી કહેતી કે આપણું બધું સારૂંજ છે. રૂઢીમાં ફેરફારની જરૂર છે. પણ આ મૂકી તે લેવાં જતાં બન્ને ન જાય તે સંભાળવાનું છે.

છેવટે પરમકૃપાળુ પરમાત્મા સર્વને સારી બુદ્ધિ અર્પે એવી પ્રાર્થના છે.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ



# બ્હેન વિમળાને જવાબ.

———:o:———

( સંપાદક X. Y. Z. )

વડોદરા, તા. ૨૦-૧૦-૧૪.

વ્હાલી બ્હેન વિમળા.

ત્હારો બ્હેન નિર્મળા ઉપરનો પત્ર ત્રિમાસિકમાં છપાયેલો તે વાંચી મ્હને ઘણોજ હર્ષ તથા ખેદ થયો છે. હર્ષ એટલા માટે કે ત્હારા વિચારો ઘણાજ આગળ વધ્યા છે; પણ ત્હારા વિવાહની વાત જાણી ઘણી દીલગીર થઇ છું, પણ મ્હારી ખાત્રી છે કે ત્હારા ચાચા ત્હારી મરજી વિરૂદ્ધ થવા દેશે નહીં.

બ્હેન, ત્હારી બાએ નિર્મળાને ઘેર જવા ના દીધી અને તું હઠ લઇને ના ગઇ એ ઠીકજ કર્યું છે, અગર લોકો ત્હારી બાને નીરાંતે બેસવાએ ના દેત. કંઈ કંઈ વાતો કરત, અને તે એટલી બધી વધારત કે ત્હારૂં કાંઇ ઠેકાણું પડતું હોય તેમાં પણ તેઓ વિઘ્ન નાખત. ઓગણીસ વર્ષ સુધી કુંવારી રાખીને વળી ભણાવે છે એજ પરમેશ્વરનો પાડ ! અહીંયા તો કોઇ ભણાવેજ નહીં, બાકી અહીંયા તો અંગ્રેજી નિશાળ મ્હોટાં અગાડી છે તોપણ કોઇ છોકરી નિશાળે જતી નથી. મ્હારા મણીયા ચાચા બહુજ સુધરેલા વિચારના છે પણ એમની મંગુ ગુજરાતી પાંચમી પાસ થઇ કે ઉઠાડી લીધી. એવા જો નિશાળે ના મોકલે તો પછી બીજું કોણ મોકલે ? પણ એ બિચારા શું કરે ? હિરા ચાચી અગાડી એમનું કાંઇ ચાલતું નથી. આપણી નાતના બાયડાઓ મ્હોટી મ્હોટી વાતો કરે પણ ઘરના બૈરાં અગાડી કાંઇ નહીં ! જો મંગુ જાય તો બીજી ઘણી છોકરીઓ નિશાળે જાય. આપણા અમદાવાદમાં તો છોકરીઓને અંગ્રેજી ભણવાની સવડ સારી છે; પણ આપણી છોકરીઓ તેનો જોઇએ તેટલો લાભ લેતી નથી; ઘણી ખરીને તો મ્હોટી ઉમ્મરની થઇ અને કુંવારી છે તેથી નવરા બેઠાં ઘેર કાંઈ ખોટા વિચાર ન આવે તે ખાતરજ તેમનાં મા-બાપ નિશાળે મોકલે છે. ભણવા ખાતરજ આવનારી તો બે ત્રણ જ છે. અને તેટલી જ ભણવામાં હુશીઆર છે; પણ આપણામાં એક ખામી એવી રહી જાય છે કે જેથી આપણી કેળવણી બહુજ વખોડાય છે. આપણી બ્હેનો ઘર-કામ તરફ લગારે ધ્યાન આપતી નથી. "નિશાળે જઇએ છીએ" એમ કહી ઘર-કામ કરતી નથી અને 'ઘરકામ કરવાનું છે' એમ કહી લેસન કરતી નથી. જોને ગયે વર્ષે કેટલી બધી છોકરીઓ નાપાસ થઇ હતી. અરે ! જો આપણે જાણીએ

છીએ તે પણ નહીં જેવુંજ! હું શીફ્યમાંથી ઉઠી ગઇ છું પણ મ્હને લાગે છે કે મ્હારો ન્હાનું થઇમાં છે તે પણ મ્હારા કરતાં વધારે હુશીઆર છે. બ્હેન આપણી કોલેજની છોકરીઓએ જેટલું નિશાળમાં ધ્યાન આપવું જોઇએ તેટલુંજ ઘર કામમાં ધ્યાન આપવું જોઈએ, કેમકે બધાને બ્રાહ્મણ ચાકર રાખે એવા પતિ મળતા નથી અને પૈસાવાળા મળે તોપણ આપણે હાથે રસોઇ કરીને પતિને જમાડીએ અને જે આનંદ મળે છે તે વેઠીયા રસોઇથી મળતો નથી. આ તો મ્હારા અનુભવની વાત છે તે લખું છું.

વળી હમણાં કપડાં લત્તાંમાં આપણી નાતમાં બહુજ ખર્ચ થવા લાગ્યું છે. તેર આનાનું કપડું અને ત્રણ રૂપીઆ સીલાઇ! વગર ખાધે જાડા દેખાય એવાં પોલકાં! અને સાડીઓ તો ખોટા કસબની કોરની, અને કિંમત ત્યારે રૂપીઆ ૪૦! બ્હેન! હાલના વખતમાં આપણે આપણા પતિઓને બાર રૂપ નીવડીએ છીએ. હ્મારા બનેવીને રૂ ૩૦, પગાર મળે છે અને તેમાં આ પ્રમાણે કપડાં લત્તામાં ખરચીએ તો ખાવા પીવામાં તો કશું રહે નહીં, અને તેથીજ બ્હેન! આપણી ઘણીખરી બ્હેનો વગર ખાધે પીધે હીસ્ટીરીયા અને ક્ષયના રોગથી પીડાય છે. બ્હેનો! જો સંસારમાં સુખી થવું હોય અને પતિની ખરી સહચારિણી થવું હોય તો બ્હેન સાદાઇ રાખતાં શીખવું જોઇએ વગર ભણેલીઓ તો એ ન રાખી શકે પણ આપણી કોલેજમાં ભણતી દરેક છોકરીઓ આ ગુણ ગ્રહણ કરશે તો પછી નાતના લોકોને બોલવાનું રહેશે નહીં. થોડા દહાડા પર આપણાં મદમ સાહેબનો કાગળ શાન્તા બ્હેન ઉપર આવ્યો હતો તેમાં તેઓ લખે છે કે, You know, my dear girl, how every one watches to find fault with the so-called educated girls, so mind, you are an example for good to those around you, as by doing right you will help on education.

બ્હેન! તમે તો પુરૂષોની સાથે સરખા હક માટે લડત ચલાવવા તૈયારી કરતાં હો એમ લાગે છે. ખરેખર કલમની તો જરૂર છે. પણ તમે કહોછો તેવા હેતુથી કાઢવામાં આવે તો મ્હને લાગે છે કે પતિ મેળવવાને હજુ ઘણાં વર્ષ તમારે થોભવું પડશે. બ્હેન! હું તો એ વિચારની છું કે આપણી સ્ત્રી જાતિની ઉન્નતિને અર્થે કલમ કાઢવી અને આપણે બતાવી આપવું કે આપણે તેમની સહચારિણી થવાને લાયક છીએ. અને તેને સારુ જોઇતા ગુણો ખીલવવાની જરૂર છે. હાલમાં તો મ્હને લાગે છે કે આપણે તો તેમને બાર રૂપજ છીએ,

અને તેથીજ આપણને પાળવાને તેઓ પૈસા માગે છે. પરણ્યા કે તરતજ ડાકટરનું ઘર શોધીએ છીએ કે તે બિચારાની અરધી કમાણી તેમાં જાય છે. બ્હેન ! આપણી ક્લબમાં શરિર સુધારવાની કાંઇપણ યોજના થવી જોઇએ; ક્લબ ના નીકળે તોપણ આપણી કોલેજમાં જતી છોકરીઓ તો કસરત લઈ શકે એમ છે. કોલેજથી પાછાં આવતાં બધી છોકરીઓ સાથે ચાલતી આવે તો પછી પુરતી કસરત મળશે અને વળી આપણી ખાતર નાતને બોજો પણ ઓછો પડશે.

બીજું કોલેજમાં જે શિવણકામ શીખવવામાં આવે છે તે તદ્દન નકામુંજ છે. સાહેબ લોકના કપડાં શીવતાં શીખીને કાંઇ પણ પૈસાનો બચાવ કરી શકતાં નથી; તેથી આપણી કોલેજમાં આપણા કામમાં આવે એવાં કપડાં શીવતાં શીખવે તોએ ઠીક; પણ જો એમ ના થાય તો આપણાં પોતાનાં ઉપયોગના કપડાં સારાં શીવી ક્લબ તરફથી પ્રદર્શન ભરવું. વળી, બ્હેન રસોઇ તરફ પણ ધ્યાન આપવાની જરૂર છે. આપણી નાતના એક ડાકતર કહેતા હતા કે "જ્યારથી આ છોકરીઓએ ભણવાનું શરૂ કર્યું છે ત્યારથી આપણો ખોરાક બગડતો ગયો છે." બ્હેન ખોરાક એજ આપણા જીવનનું પોષક છે. અને જેમ સારો અને સાદો ખોરાક તેમ શરીર સારૂં; માટે આપણી કોલેજની છોકરીઓએ તો વેકેશનમાં રસોઇ કરવાનું પોતાને માથે રાખવું અને જેમ બને તેમ તે આક્ષેપ દુર કરવા પ્રયત્ન કરવો.

બ્હેન ! આપણો કર્તવ્ય પ્રદેશ પ્રથમ ગૃહ છે; તો તે ગૃહને આનંદગૃહ બનાવવું એ આપણા પર આધાર રાખે છે. અને એ આનંદ ઉત્પન્ન કરવાના ગુણો આપણામાં આવશે ત્યારેજ આપણે લાયક સહચારીણી થઇશું. અને જ્યારે આપણે લાયક સહચારિણી છીએ. એમ સાબીત કરી આપીશું ત્યારે દેવી તરીકે પુજાઇશું. મ્હને યાદ છે કે મુ માસ્તરે સેસનમાં છેવટે કહ્યું હતું કે, "Deserve and desire." પહેલાં લાયક થાઓ અને પછી હક મેળવવાની ઇચ્છા રાખો. માટે બ્હેન! પ્હેલાં આપણે લાયક થવાની જરૂર છે. જેટલી શક્તિ પુરૂષોમાં છે તેથી અરધી પણ જો આપણામાં આવે તોજ આપણે તેમના સહાયક નીવડીએ, અને પછી બ્હેન, મ્હને તો ખાત્રીજ છે કે આપણને માગ્યા વગરજ જે જે હકોને આપણે લાયક ગણાઇશું તે તે હકો મળશેજ.

લી૦ સૌ. શારદાના પ્રીત.

# સ્વર્ગસ્થ જીવણલાલ મુળશંકર છત્રપતિ.

( મળેલું )

કાઠીઆવાડમાં જુનાગઢ એક ઐતિહાસિક અને મ્હોટું દેશી રાજ્ય છે, ત્યાં આપણી જ્ઞાતિના જુજ કુટુમ્બો ઘણા વર્ષોથી વસવાટ કરી રહ્યાં છે; જેમાંના ઘણાખરાં કુટુમ્બોને દીલ્હીના બાદશાહોના સમયમાં ગીરાશ યાને જાગીર મળેલી, જે અદ્યાપિ પર્યંત તેમના વંશજો જુનાગઢના નવાબ સાહેબના અમલ નીચે ભોગવે છે.

હાલ જુનાગઢમાં આશરે કુલ પચ્ચીશ કુટુમ્બો છે; તેમાંના અમુક ત્રણ ચાર કુટુમ્બો જેઓ ઘણાજ મોડા જુનાગઢમાં આવી વસ્યા હશે-તેમનેજ જાગીર બીલકુલ નથી. તે માંહેલા રા. મુળશંકર છત્રપતિ હતા. રા. મુળશંકર સાધારણ સ્થીતિના ગૃહસ્થ હતા. તેમના મરણ વખતે રા. જીવણલાલની વય ઘણીજ ન્હાની હતી. ઘરની સર્વ ઉપાધિ માથે પડેલી હોવાથી રા. જીવણલાલને દુઃખનો સારો અનુભવ ન્હાનપણમાંજ થયો હતો. પોતાનું શ્રેય વિદ્યાભ્યાસ સિવાય મળેજ નહિ તેમ તેમને સ્પષ્ટ સમજાતાં ખંતથી અભ્યાસ ચાલુ રાખ્યો. જે સમયમા કાઠીયાવાડમાં રેલ્વેનું સાધન બીલકુલ નહોતું તે સમયમાં જુનાગઢ આદિ રાજ્યના વિદ્યાર્થીઓને અંગ્રેજી અભ્યાસ કરવા રાજકોટ જવું પડતું; તેથી ગુજરાતી અભ્યાસ જુનાગઢમાં પુરો કરી અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવવા રાજકોટ ગયા. રાજકોટ હાઇસ્કુલમાં એન્ટ્રન્સની પરિક્ષા પસાર કરી. તેમના વખતમાં એન્ટ્રન્સ ક્લાસમાં ("બોટની") વનસ્પતિશાસ્ત્ર શીખવવામાં આવતું-અને તેમાં રા. જીવણલાલ હમેશા પ્રથમ નંબર આવતા, જેથી તેમના હેડ માસ્તરે તે વિષય—વનસ્પતિ શાસ્ત્ર-ખેતી વાડીનું શીખવા જવા શીખામણ આપી.

નડિઆદના પ્રખ્યાત દેસાઇ કુટુંબના નબીરા અને વઢવાણ રાજ્યના તે વખતના દિવાન રા. રા. હરિદાસ વિહારીદાસ દેસાઇ ખેતીવાડીના અભ્યાસને સારૂં ઉત્તેજન આપતા હતા. તેમને જ્યારે રા. જીવણલાલનું મદ્રાસ જવાનું સાંભળ્યું ત્યારે વઢવાણના ઠાકોર સાહેબને ખાસ વિનતી એક માસિક સ્કૉલરશીપ જીવણલાલભાઇને અપાવી, જે આર્થિક મદદને લઇનેજ ત્રણ વર્ષ સુધી મદ્રાસ રહી ખંતથી અભ્યાસ કરી આપણી જ્ઞાતિમાંથી ખેતીવાડીના પ્રથમ ગ્રેજ્યુએટ

થયા; સ્વભાવે ઘણા શાંત અને મિલનસાર હોવાથી કૉલેજમાંના શિક્ષકો અને ઘણા મદ્રાસી સહાધ્યાયીઓ સાથે સારો સંબંધ બંધાઇ ગયો હતો, જે તેમના અવસાન સુધી પત્રદ્વારા જળવાઇ રહ્યો હતો.

રા. જીવણલાલે પરિક્ષા પાસ કરી તેના ખબર વઢવાણ રાજ્યમાં મળતાંજ વઢવાણ દરબાર તરફથી વઢવાણની ગરાશીયા કૉલેજમાં ખેતીવાડીનો નવો વર્ગ ખોલી તેમની પ્રોફેસર તરીકે નીમણુંક કરી; જ્યાં ત્રણ વર્ષ સુધી નોકરી કરી; તે દરમ્યાન તેમના ખેતીવાડીના વિષયોના સારા જ્ઞાનની માહિતી બીજા કાઠીયાવાડના રાજ્યોને થતાં વધુ પગારથી પોતાના રાજ્યમાં રા. છત્રપતિને આવવા આગ્રહ કરતા, પરંતુ વઢવાણ ઠાકોર સાહેબ જ્યાં સુધી રજા આપે નહિ ત્યાં સુધી બીજા રાજ્યની નોકરી ન સ્વીકારવી એ જીવણલાલભાઇનો દૃઢ નિશ્ચય હતો કારણ કે તે રાજ્યની મહેરબાનીથી પોતે જ્ઞાન મેળવવા શક્તિવાન થયા હતા. ગોંડળ રાજ્ય તરફથી રા. જીવણલાલની નોકરીની માંગણી વઢવાણ દરબારને ઘણાજ દબાણ સાથ થઇ જેથી રા. છત્રપતિ ગોંડળ સ્ટેટમાં એગ્રીકલ્ચરલ ઑફીસર તરીકે જોડાયા. નવિન પદ્ધતિઓ ખેતીવાડી ખાતામાં દાખલ કરાવી ખેડુતોની સ્થીતિ સુધારવા તરફ ખાસ લક્ષ આપતા હતા.

જામનગર રાજ્યના જામ વિભાજી ઇ. સ. ૧૮૯૫ માં દેવલોક પામતાં એડમીનીસ્ટ્રેશન બેઠું અને અંગ્રેજી રૂઢી અનુસાર સાજ્યની સર્વ વ્યવસ્થા અને બંદોબસ્ત કરવા માંડયો. જામનગરના એડમીનીસ્ટ્રેટર મે. કર્નલ કેનેડી સાહેબે રાજકોટના એજન્ટ ટુ ધી ગવર્નર પાસે જંગલ અને ખેતીવાડીના કામની ખાસ માહિતીવાળો આદમી માંગતા રાજકોટથી રા. જીવણલાલભાઈની પસંદગી થઈ. જેની મંજુરીયાત મળતાં તેમની નીમણુંક ફૉરેસ્ટ ઑફીસર તરીકે થઇ. અંગ્રેજી પદ્ધતિસર જામનગરમાં જમીનોની વસુલાત નક્કી કરવામાં તેઓએ સારી મહેનત કરી હતી. તેમની હુશીયારી અને લાયકાતથી તેઓ તે રાજ્યમાં આસીસ્ટંટ રેવેન્યુ ઑફીસરનો હોદ્દો મેળવવા ફત્તેહમંદ થયા.

રા. છત્રપતિએ "કૃષિશાસ્ત્ર" નામનું જમીનદારો અને ખેડુતોને ઘણુંજ ઉપયોગી પુસ્તક પ્રગટ કર્યું છે. આ પુસ્તકમાં ખેતીવાડીના તમામ વિષયો સરલ રીતે ચર્ચ્યાં છે.

ઈ. સ. ૧૯૦૦ ની સાલમાં તેઓને પાડાનું દરદ લાગુ પડયું. ઘણા ઉપચારો કર્યાં છતાં દરદ નરમ ના પડયું, તેથી રજા લઇ પોતાને વતન જુનાગઢ ગયા, જ્યાં ૪૫ વર્ષની વયે પોતાની પાછળ ત્રણ પુત્ર સંતતિ મુકી ગુજરી ગયા.

નિરાધાર સ્થીતિમાં ઉછરી, વિટંબણાઓ વેઠી ઉદ્યોગ અને ખંતથી જ્ઞાન સંપાદન કર્યું, તેથી સ્વર્ગસ્થ જીવણલાલભાઇને "self made man" "સ્વાશ્રયી" કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી.

---

## પુસ્તક પરિક્ષા.

(રા. મણીલાલ અજીતરાય બી. એ.)

૧.

શ્રી ગાયત્ર્યર્થ પ્રકાશ નામનું લઘુ પણ ઉપયોગી પુસ્તક અભિપ્રાય માટે અમને મોકલવામાં આવ્યું છે. શ્રી ગાયત્રી ઉપર, સંસ્કૃતમાં શ્રી આત્માનંદજી નામના કોઈ વિદ્વાન્ સ્વામીએ ટીકા લખી છે. તે સંસ્કૃત ટીકાનું ગુજરાતી ભાષાંતર શાસ્ત્રીજી પ્રાણજીવન હરિહરે કર્યું છે, પુસ્તકના પ્રકાશક ધંધુકાના રા. મણીલાલ ભાદરાય છે. એ પુસ્તકની કિંમત રૂ. ૦-૨-૦ છે.

મંત્ર વિદ્યાના ઉપાસકો, વેદમંત્રોના સ્વર, અક્ષર રચના તથા વારંવાર રટનમાંજ કંઇ અસાધારણ શક્તિ છે એમ માને છે. જેમ મેઘગર્જના, સિંહગર્જના, તથા સમુદ્રનો ધ્વનિ, કોઇ અસામાન્ય, ગંભીર વસ્તુની હાજરીની અસર સાંભળનાર ઉપર કરે છે; જેમ ગાયનના સુરોમાં પ્રીતિ-શોક-ભય-હર્ષ, વૈરાગ્ય, શાંતિની વૃત્તિઓ ઉત્પન્ન કરવાની સ્વભાવિક શકિત રહેલી છે; જેમ યુદ્ધમાં વાજીંત્રોના સુરો શૌર્ય ઉત્પન્ન કરે છે; વિવાહ વખતનાં તેજ વાજીંત્રોમાં હર્ષ-માધુર્ય તથા આલ્હાદ ઉત્પન્ન કરનાર ગાયનો ગવાય છે, અને તે પ્રમાણે અસર ઉત્પન્ન થાય છે, તે અસરો અમુક પ્રકારના નાદોની રચનાથીજ થાય છે; તે અસર ઉત્પન્ન કરવા માટે તે નાદોના અર્થ બુદ્ધિમાં ઉતારવાની જરૂર પડતી નથી; સુરોની શકિત તે તે અસર ઉત્પન્ન કરવા માટે બસ છે; તે પ્રમાણે મંત્રોની અસર, તે તે મંત્રોની શબ્દ રચના ધ્વની તથા રટન ઉપરજ આધાર રાખે છે; અમુક અસર ઉત્પન્ન કરવા માટે મંત્રના અર્થના જ્ઞાનની જરૂર નથી એમ મંત્ર વિદ્યાના ઉપાસકોનો સિદ્ધાન્ત છે

દરેક શબ્દ આસપાસના વાતાવરણ (આકાશ) માં અમુક પ્રકારની ગતિ પેદા કરે છે અને આકાશના પરમાણુની રચનામાં ફેરફાર કરે છે, અને તેને અમુક પ્રકારનું સ્ફુરણ આપે છે. આ સ્ફુરણવાળા પરમાણુ, સાંભળનારના

કાન સાથે અથડાય તેથી શબ્દ સંભળાય; શબ્દ સાંભળવાથી અમુક પ્રકારનો ભાસ દરેક વ્યક્તિ ઉપર પડે છે. જેમકે "હું" શબ્દ જોરથી બોલવાથી ધાવતાં બાળકો રડતાં બંધ પડે છે; જાનવરોમાં પણ તે શબ્દ કંઇ ભયની વૃત્તિની પ્રેરણા કરે છે, અને ચુપ રહેવા સૂચના કરે છે. આ અસર અમુક પ્રકારનાં હવાનાં મોજાં કાનની ઇંદ્રિય ઉપર અથડાયાથી થાય છે. વાતાવરણને દરેક શબ્દ અમુક પ્રકારનું સ્ફુરણ આપે છે, તેનો પુરાવો ગ્રામોફોન સબલ રીતે પુરો પાડે છે.

આકાશ શરીરની અંદર તથા બ્હાર સર્વત્ર વ્યાપી રહેલું છે. મંત્રોના ઉચ્ચારથી તે આકાશ ઉપર શાંત-ઘોર-કલ્યાણકારક-દુઃખકારક વિગેરે અનેક જાતની ગતિઓ ઉત્પન્ન થાય છે એમ મંત્રશાસ્ત્રનો સિદ્ધાન્ત છે. ઝીણામાં ઝીણા નાદમાં પણ આવી શક્તિ છે. મંત્રના રટનમાં નાદનો પ્રવાહ ચાલુ થાય છે; તે પ્રવાહ ધારેલી અસર અભ્યાસ પૂર્ણ થયે કરે છે, એમ મંત્ર જપનારા માને છે.

આ સિદ્ધાન્ત માન્ય હોય તે ભાઇ બ્હેનોને મંત્રોના અર્થ માટે બહુ આગ્રહ રહેતો નથી.

હાલનો સમય, કેવળ શ્રદ્ધા માટે નથી. મંત્રનો અર્થ જાણ્યા વગર ઘણા ભાઇ બ્હેનોને તેમાં શ્રદ્ધા ઉત્પન્ન થાય નહિં-અને શ્રદ્ધા હોય તો તે અચલ રહે નહિ. હાલના વખતમાં શ્રદ્ધાના જોર કરતાં વિચારનું બળ બહુ વધારે છે, તેથી મંત્રોમાં શ્રદ્ધા ઉપજે અને સ્થિર રહે તેને માટે કૃપાળુ પુરૂષો, સમયને અનુકુળ તથા પોતાના જ્ઞાન તથા પ્રકાશને અનુકુળ મંત્રોના અર્થો કરે છે.

"ગાયત્રી અર્થ પ્રકાશ" માં દરેક પદ તથા શબ્દોના અર્થો, જુદા જુદા ઋષિ, મુનિ-મહાત્માના અભિપ્રાયોને અનુસરીને આપ્યા છે; તેથી કર્મ-ઉપાસના અને જ્ઞાન, ત્રણે કાંડના અનુયાયીઓને શ્રી ગાયત્રી મંત્રનો અર્થ પોતાની રૂચિને અનુકુળ પડે તેવી રીતે સ્વીકારવા છુટ રહેલી છે. શ્રી મહાદેવના ભક્તો "ભર્ગ" શબ્દનો અર્થ "શંભુ" માને છે, અને તે રૂપે પરમાત્માનું આ મંત્રથી સ્તવન કરે છે. વૈષ્ણવો તેજ "ભર્ગ" શબ્દનો અર્થ શ્રી વિષ્ણુ માને છે. શ્રીમદ્ શંકર સ્વામી "ભર્ગ" શબ્દને "બ્રહ્મ" ના સર્વ વ્યાપક રૂપમાં યોજે છે. અને ગાયત્રી મંત્રનો જપ કરનાર શ્રી પરબ્રહ્મનું ધ્યાન ધરે છે એમ જણાવે છે. કર્મકાંડીને કર્મો માટે શ્રી સૂર્યની હાજરી જોઇએ અને તેઓ "ભર્ગ" નો અર્થ **શ્રી સૂર્યનું** તેજ એમ માની તેની ઉપાસના

કરે છે. ભિન્ન ભિન્ન ભકતો માટે તે મંત્ર પોતપોતાની રૂચિને અનુકુળ ફળ આપે છે એમ આ પુસ્તક ઉપરથી સાર નીકળે છે, અને તે સિદ્ધાન્ત અક્ષરે અક્ષર સાચો છે.

આવી રીતે ભિન્ન ભિન્ન વૃત્તિવાળા દરેક માણસને પોતાના અનુકુળ દેવમાં શ્રદ્ધા થાય અને છેવટે તે માર્ગે તે નિવૃત્તિ માર્ગમાં ઉતરી સંસારના બંધનમાંથી મુકત થાય, એ આ ન્હાના પુસ્તકનો મુખ્ય ઉદ્દેશ છે.

આ પુસ્તક શ્રદ્ધાળુ હિંદુ જનોને પોતાના ઇષ્ટદેવ તરફ શ્રદ્ધા વધારવાને તથા ઉચ્ચ માર્ગે દોરવાને ઘણું ઉપયોગી છે.

૨.

"કુમુદ ચંદ્ર" નામની રસિક તથા ગંભિર વિચારોથી ભરપૂર નવલ કથા અમને તેના કર્તા રા રા. પ્રીતમલાલ ધીરજલાલ દર તરફથી અભિપ્રાયાર્થે ભેટ મળી છે. પુસ્તકની કિંમત રૂ. ૧-૪-૦ છે.

ગ્રંથકર્તાએ પ્રસ્તાવનામાં આ નવલકથા લખવાનો ઉદ્દેશ સરલ-સાદી તથા મધુર ભાષામાં બરોબર બતાવ્યો છે. તે ઉદ્દેશ એ છે કે બ્રહ્મજ્ઞાનનાં સિદ્ધાન્તો ગુજરાતી ભાષામાં મનોરંજક રીતિએ લખવાં અને જે સિદ્ધાન્તો તત્વજ્ઞાનનો વિષય હોવાથી પ્રથમ દર્શને નિરસ તથા લુખ્ખા જણાય છે, તેમને એવા રસમય બનાવવા કે આ નવલકથાનું વાંચન જેમ આગળ વધતું જાય તેમ તેમાં રસ વધતો જાય તથા વાંચન ઉપર પ્રેમ ઉપજે તથા ગ્રંથ પુરો વાંચવાની તીવ્ર જીજ્ઞાસા થાય. બ્રહ્મજ્ઞાનના ગૂઢ સિદ્ધાન્તોને સરલ તથા સ્હેલા બનાવવા, જેથી તેનો વિસ્તાર વૃદ્ધિ પામે અને તે સિદ્ધાન્તો સંબંધી અજ્ઞાનને લીધે જે ગેરસમજ પ્રસરેલી છે તે દૂર થાય. આ ઉદ્દેશને લીધે ગ્રંથકર્તાએ કુમુદ ચંદ્ર નામની નવલકથા લખવા પ્રવૃત્તિ કરી છે.

"થીઓસોફી" એ "બ્રહ્મજ્ઞાન" નો યથાર્થ શબ્દ છે. "બ્રહ્મજ્ઞાન" માં "ઇશ્વર" સંબંધી જ્ઞાનનો સમાવેશ છે. "બ્રહ્મ" ની સંસારી દશામાં "ઇશ્વર" જગત્ ચલાવે છે. તેજ "ઈશ્વર" પ્રલય કાળમાં "બ્રહ્મ" રૂપે શાંતિ પામે છે એટલે "થીઓસોફી" નો બીજો અર્થ "બ્રહ્મજ્ઞાન" જ છે. અને "થીઓસોફીકલ સોસાયટી" નામની સંસ્થા તેજ "ઇશ્વર" સંબંધી ખરૂં જ્ઞાન આપી પ્રજાઓમાં ધર્મ, વિચાર-આચાર તથા ગુણોથી જે ભેદો જણાય છે, તે ભેદો "બ્રહ્મજ્ઞાન" માં એક થાય છે, એજ સિદ્ધાન્ત બતાવવા સતત

પ્રયત્ન કરે છે. શ્રી ગીતાજીમાં અનેક દેખાતા ભેદોમાં ઐક્યતા જોવી તેને " સાત્વિક જ્ઞાન " કહેલું છે.

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते
अविभक्तं विभक्तेषु, तज्ज्ञानं विद्धि सात्विकम् ॥

" જે જ્ઞાનવડે બધા ભૂતોમાં એકજ, સ્થિર, ભાગ વગરનો ભાવ જણાય તેનું નામ સાત્વિક જ્ઞાન જાણવું."

અમારા મત પ્રમાણે ગ્રંથ કર્તાએ પોતાનો સંકલ્પ બરોબર રીતે પાર પાડયો છે. જે ધર્મના સિદ્ધાન્તો સાધારણ રીતે રસ વગરના, લુખ્ખા, અતિ શ્રમથી સમજાય તેવા હોય છે તે સિદ્ધાન્તો, આ વિદ્વાન્ તથા સાત્વિક ગ્રંથ કર્તાના મુખથી રસથી ઉભરાતા બન્યા છે. નવલકથા વાંચવાનો આરંભ કર્યો કે તેનો અંત આવે ત્યાં સુધી તેને હાથમાંથી છોડવી ગમતી નથી. એવી રીતે તે મનને હરણ કરે છે. તેમાં જે પાત્રો ચિત્ર્યાં છે તે જન સમાજમાં, ઊંચી પંક્તિના મધ્યમ વર્ગના કુટુંબોના પ્રતિબિંબો છે. એટલે કેળવાયલાં સ્ત્રિ પુરૂષોને તે બહુ રસમય લાગે તેવી છે. પોતાના ઘરમાં જે બનાવો મધ્યમ પંક્તિના કુટુંબીના જોવામાં હમેશાં આવે છે, તેજ ચિત્રો તે આ નવલકથામાં જુએ છે, તેથી તેને આશ્ચર્ય સાથે આનંદ તથા રસ લાગે છે. ગુજરાતી હિંદુઓમાં નવલકથા વાંચનાર અધિકારી મધ્યમ વર્ગનાં સ્ત્રી પુરૂષો છે, અને તેમને આ નવલકથા અતિ પ્રિય થઇ પડે તેવી છે

નવલકથા લખવાની મતલબ આનંદ સાથે જ્ઞાન આપવાની છે. અને તે આનંદ કેવળ શાંતિનો નહિ પણ હૃદયની ઉર્મિઓનો હોવો જોઇએ. ત્યારે જ નવલકથા રસવાળી તથા મનોહર બને છે. રા. પ્રીતમલાલે પોતાની નવલકથામાં આ ઉદ્દેશ બહુ સારી રીતે પાર પાડયો છે અને તેમનું ગ્રંથ લખવાનું ચાતુર્ય આથી સ્પષ્ટ જણાઇ આવે છે.

" નવલકથા " લખનારના લક્ષ્યો અમારા મત પ્રમાણે નીચે બતાવેલા હોવા જોઇએ.

( અ ) આનંદ, રસ તથા ઉલ્લાસ સાથે વાંચનનો અભ્યાસ વધારવો તથા કલ્પના શક્તિને આકર્ષણ કરી તે સાથે ઉચ્ચ ભાષા જ્ઞાન અને ઉચ્ચ લક્ષ્યો તરફ વાંચનારને દોરવવો.

(ખ) દેશ તથા કાળને આધારે અમુક દેશ અથવા કાળમાં જે માર્ગ જનસમાજની પ્રગતિ તથા વૃદ્ધિ કરે તે માર્ગ તરફ આકર્ષણ કરે તેવાં ચિત્રો નવલકથામાં ચિતરવાં.

(ક) નવલકથામાં જે પાત્રોનાં વૃત્તો, ગુણો-કર્મ ચિતર્યાં હોય તે પાત્રો જનસમાજના બીજા પાત્રો કરતાં અતિશય ઉંચાં ન હોવાં જોઈએ. પણ એટલાં ઉંચા હોવા જોઇએ કે તેમના દૃષ્ટાન્તોથી વાંચનારનું મન નિરાશ થયા વગર આગળ વધવાને ઉત્સાહી બને.

(ડ) "નવલકથા" વ્યવહારિક પ્રપંચનું પ્રતિબિંબ છે, માટે તેમાં ચિત્રેલાં પાત્રો એકબીજાથી સ્વભાવ, ગુણ, કર્મ, વૃત્તમાં જેટલા અંશે જુદાં પડતાં હોય તે વિશેષ અંશે સારી રીતે બતાવવા જોઇએ, કે પ્રત્યેક વાંચનાર પોતાના સમાન પાત્રને દૃષ્ટાની રૂપે ગ્રહણ કરી શકે. અને તે તે પાત્રની કૃતિ તથા તેનું ફળ પોતાની જાતમાં આરોપણ કરી શકે.

(ઈ) ભાષા સ્હેલી, સરળ, રસમય તથા ચિત્તાકર્ષક જોઇએ, જેથી વાચનારની સંખ્યા ધીમે ધીમે વધતી જાય, અને રસ સાથે જે બોધ તેમાં સમાયલો હોય તેનો લાભ ઘણા માણસો લઇ શકે.

રા. પ્રીતમલાલે પોતાની નવલકથામાં ઉપર બતાવેલા બધા ઉદ્દેશો સારી રીતે પાર પાડયા છે તેમના પાત્રો એકબીજાથી જે સ્વભાવથી જુદા પડે છે તે વિશેષ અંશે સારી રીતે દર્શાવ્યા છે. હાલમાં ગુજરાતી સમાજમાં જે પ્રશ્નો વારંવાર ચર્ચાય છે તે પ્રશ્નોનો યુક્તિપુરઃસર ન્યાયી તથા નિષ્પક્ષપાતી ખુલાસો તેમાં આપવામાં આવ્યો છે. વિધવા પુનર્લગ્ન, જ્યોતિષ, ઇશ્વર સંબંધી ચર્ચા, પ્રારબ્ધ કર્મ, આ દરેક વિષય આ નવલકથામાં સરસ ચર્ચ્યો છે. પ્રવૃત્તિ માર્ગ અથવા સંસારી દશામાં પ્રારબ્ધ કર્મનું મુખ્ય બળ જીવો ઉપર ચાલે છે, તેમ નિવૃત્તિ માર્ગ અથવા આત્મજ્ઞાનની ભૂમિકામાં પુરૂષાર્થજ બળવાન છે, એ જે હિંદુ ધર્મનો ગૂઢ પણ પ્રખર સિદ્ધાન્ત છે તે આ નવલકથામાં દૃષ્ટાન્તોથી બહુ સારી રીતે બતાવ્યો છે.

અમારા મત પ્રમાણે આ નવલકથા દરેક ગુજરાતી ગૃહસ્થના ઘરમાં રહવાને લાગ પર્યંત બધાં સ્ત્રી પુરૂષોને વાંચવા લાયક છે. અમે તે નવલકથાનો આર્થિક જય ઇચ્છીએ છીએ.

---

૩

## સ્નેહાંકુર.

( કર્તા—રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા બી. એ. એલ. એલ. બી. )

આ ન્હાનકડું પણ રસીક પુસ્તક કર્તા તરફથી સમાલોચના માટે અમને મળ્યું છે. અને તે માટે અમે તેમનો ઉપકાર માનીયે છીયે. ભિન્ન ભિન્ન પ્રસંગે સ્ફુરેલાં અને જુદાં જુદાં માસિક વગેરેમાં પ્રસિદ્ધ થયલાં ન્હાનકડાં પચીસ કાવ્યોનો આમાં સમાવેશ કરવામાં આવ્યો છે. પુસ્તકના નામ ઉપરથી સૂચન થાય છે તેમ તેમાનાં કાવ્ય રૂપી સઘળા અંકુરો સ્નેહ પરત્વેજ છે. પુસ્તકના આદિ વચનમાં કર્તા કહે છે કેઃ—"સ્નેહ એ જીવનનું પરમ તત્વ છે." સદહું પુસ્તકમાં તે તત્વના અંકુરો એકત્ર કર્યાં છે. અંદરના કાવ્યોમાંના કેટલાંએક ખરેખર ઘણાંજ સુંદર છે. અને કવિતા તરફ કાંઇ પણ અભિરૂચી ધરાવતા હોય તેમને તે પુસ્તક જરૂર જોઇ જવા અમે ભલામણ કરીયે છીયે. "મ્હારી ન્હાનકડી નણંદ" ના કાવ્યમાં નવા જમાનાનો, નણંદ ભોજાઇ વચ્ચેનો સ્નેહ ભાવ તાદૃશ થાય છે. "સહચારિણી" માં ભિન્ન ભિન્ન દિશામાં કાન્તાની સાથે સહચારની ઇચ્છા છે તે પણ સ્પૃહણીય છે આ ઉપરાંત બીજાં પણ કેટલાંક કાવ્યો ઉત્તમ છે. છેવટે રા. ચંદ્રશંકર સાથે એક વાતમાં અમારે મત ભેદ છે. આદિ વચનના કાવ્યમાં તેઓ લખે છે કે "રસ નથી—ના ભાવના—ના કલ્પના છે ના કલા" પરંતુ અમે કહીયે છીયે કે એમનાં કાવ્યો રસથી તરબોળ છે, ભાવનાનાં ભર્યાં છે, કલ્પનાથી અંકાયલા છે અને કલાથી રચાયલાં છે.

૪

## સ્નેહ માળા.

પશ્ચાત્ય દેશોમાં નાતાલ અને નવા વર્ષની શુભ વાંચ્છનાઓ પરગામના મિત્રો અને સંબંધિઓને મોકલવાનો રિવાજ ઘણા વર્ષોથી પ્રચલિત છે. જેનું અનુકરણ આપણે ધીમે ધીમે કરવા માંડયું છે. નવાં વર્ષે મિત્રો તેમજ સ્નેહિ વર્ગમાં અભિવંદન આપવાને "સ્નેહ માળા" નામનું પુસ્તક મુંબઇના સત્ય શોધક મંડળ તરફથી આ વર્ષે પ્રગટ કરવામાં આવ્યું હતું. આ પુસ્તકમાં સાલ મુબારક અને નવા વર્ષની શુભેચ્છાઓથી ભરપુર કાવ્યો છે. સત્ય શોધક મંડળના કાર્યે વાહકોને તેમના શુભ પ્રયાસ સારૂ અભિવંદન આપીયે છીયે.

આપણા ગુજરાતી સાહિત્યમાં વખતોવખત જે ઉત્તમ પુસ્તકો પ્રસિદ્ધ થાય છે તે તરફ સર્વ જ્ઞાતિ જનોને ધ્યાન આપવા વિનંતિ છે. હમણાં હમણાં સસ્તાં સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી **નેપોલીયન બોનાપાર્ટ** તથા **સ્વામી વિવેકાનંદનાં** બે પુસ્તકો બહાર પડયાં છે. તે ઘણાંજ ઉત્તમ છે. ઇંગ્રેજીમાં આ બન્ને પુસ્તકો છે, પરંતુ ગુજરાતીમાં લખાવાને લીધે તે પુસ્તકોની ઉત્તમતામાં જરાએ ખામી આવી નથી. વળી રા. રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ રચિત **"ધર્મ વર્ણન"** નામનું પુસ્તક વડોદરાના કેળવણી ખાતા તરફથી બહાર પડયું છે તે પણ દરેક જણે વાંચવા યોગ્ય છે. તેમાં દરેક ધર્મ વિષે સમજ આપવામાં આવી છે. એમનું **"નીતિ શિક્ષણ"** નામનું પુસ્તક બાળકોને માટે લખવામાં આવ્યું હતું (જોકે દરેક જણને તે વાંચવા યોગ્ય છે) જ્યારે આ પુસ્તક તેથી આગળ વધેલાઓને માટે છે. વળી પાકાં પુઠાનાં દળદાર પુસ્તકની કિમ્મત માત્ર નવ આનાજ છે. રા. પાંડુરાવ જીવણલાલ તરફથી પ્રસિદ્ધ થએલો **શ્રી. ગોખલેનો** બીજો ભાગ અમારી તરફ મોકલી આપવામાં આવ્યો છે તે પણ ઘણો બોધક છે. અને દરેક જણને વાંચવા ભલામણ કરીએ છીએ. **સુંદરી સુબોધનો** ઑગસ્ટ ૧૯૧૪ નો અંક સ્ત્રીઓથીજ લખાયલો છે, અને તેમાંના લેખો ઉત્તમ છે તે તરફ દરેક સન્નારીનું ધ્યાન ખેંચવા રજા લઇએ છીએ. વળી સ્વ. સૌ. ઉર્મિલા કૃત **"ઉષાનંદિની"** ની ન્હાનકડી વાર્તાની ચોપડી ઘણી સરળ છે તે સાથે રસિક અને બોધપ્રદ છે. **"ગુજરાતી"** ના દિવાળીના અંકમાં ઘણા વાંચવા લાયક લેખ છે. તેમાં રા. રા બ. ક. ઠાકોરના લખેલા એક સંવાદ તરફ સૌનું ધ્યાન ખેંચાયે છીયે. **"ગુજરાતી પંચ"** ના દિવાળીના અંકમાં રા. પ્રાણલાલ દેસાઈ, કેશવપ્રસાદ દેસાઈ તથા વૈકુંઠરાય મા. દેસાઇના લેખો જોવામાં આવે છે. વસંતમાં રા. વૈકુંઠલાલ શ્રીપતરાયે ભાંડારકરની મૂલાકાત સબંધમાં ઉત્તમ લેખ લખ્યો છે

**અન્ય પુસ્તકો.**

નીચેના ચોપાનીયાં ત્રિમાસિકના બદલામાં અમને મળ્યાં છે જેની પહોંચ ઉપકાર સાથે સ્વીકારીએ છીએ.

**સાભાર સ્વીકાર.**

બુદ્ધિ પ્રકાશ, સમાલોચક, સાહિત્ય, કેળવણી, સુન્દરીસુબોધ, બાળ શિક્ષક, બાલ્યોદય, ગુલશન, કપોળ, કપોળ મિત્ર, દશાલાડ પત્રિકા, સારસ્વત પ્રકાશ, ઉનેવાળ અભ્યુદય, શ્રીમાળી અભ્યુદય, ભાર્ગવ ત્રિમાસિક અને વાલ્મિક કાયસ્થ ત્રિમાસિક.

———:○:———

# પ્રાસંગિક નોંધ.

—:o:—

**જ્ઞાતિસંસ્થા.** પુનાની સંસાર સુધારા પરિષદ્‌ના પ્રમુખ મી. જોશીએ એમનાં ભાષણમાં જણાવ્યું હતું કે જ્ઞાતિની પરિષદો દેશના હિતને નુકશાન કર્તા છે, એમ માનવું બરોબર નથી. રા. જોશીના આ કથનની સ્હામે "જ્ઞાન સુધા" માં સખત વિવેચન કરવામાં આવ્યું છે અને જણાવ્યું છે કે જ્ઞાતિ સંસ્થા અનિષ્ટ છે અને જ્ઞાતિની દરેક હિલચાલો પણ અનિષ્ટ જ છે. કપોળ માસિકના દિવાળી અંકમાં રા. ચંદ્રશંકર પંડયાએ "જ્ઞાતિ સંસ્થા દેશોપયોગી કેમ બનાવાય" તે સંબંધમાં એક લેખ લખ્યો છે. જો કે સૂચનાઓ એવી વ્યવહારૂ નથી, અથવા ખાસ વિશેષતા તેમાં કાંઇ નથી, છતાં એ લેખ સારો છે. જ્ઞાતિ સબંધમાં બે મત છે એમ તેઓ કહે છે. એકમત એમ કે જ્ઞાતિ સંસ્થાનો નાશ કરવો તેજ દેશ સેવાનું મહા કાર્ય છે, એટલે તેમને દેશોપયોગી બનાવવાની વાતજ કરી શકાય નહિ. બીજો મત પહેલા મત સ્હામે શંકા ઉઠાવે છે કે જ્ઞાતિનો નાશ કરવો તે ઇચ્છવા જોગ છે કે કેમ? તેનો નાશ થયા પછી બીજી કોઈ સારી, સુવ્યવસ્થિત સંસ્થા રચી શકાશે કે કેમ? અને આ બન્ને વાતો કબૂલ કરીયે તોપણ જ્ઞાતિ સંસ્થા તોડવી તે શકય છે કે કેમ? અને બીજા મત પ્રમાણે આટલા વખતથી ચાલી આવેલી, બુદ્ધદેવના સમયથી અનેક પ્રહરો ખમ્યાં છતાં પણ ટકી રહેલી આ સંસ્થાનો નાશ કરવો શકય નથી. વળી તેનો નાશ કરવાની જરૂર પણ નથી, કારણ કે તે મત પ્રમાણે "ઘટતા ફેરફારો કરવામાં આવે તો જ્ઞાતિ સંસ્થાને દેશોદયનું સાધન બનાવી શકાય તેમ છે. અને આ માટે એક સૂચના તેઓ એમ કરે છે કે દરેક કોમોએ ધ્યાનમાં રાખવું કે તેઓ હિંદુસ્તાન દેશનાં અંગો છે, અને દેશના ઉદયમાંજ તેમનો ઉદય છે. અને પરસ્પર વૈર અને સ્પર્ધા દૂર કરી ઐકયવર્ધક ભાવનાઓનો પ્રસાર કરવો. બીજી સૂચના એમ છે કે ચાલુ રીત રિવાજોમાં જે બાબતો દેશોદયમાં અંતરાયરૂપ હોય તે ધીમે ધીમે દૂર કરવા યત્ન કરવો. છેવટે રા. ચંદ્રશંકર લખે છે કે જ્ઞાતિ પ્રવૃત્તિઓ હિતકર નિવડે અને યોગ્ય દિશામાં તેમનો વિકાસ થાય, તે માટે આવશ્યક છે કે પ્રતિષ્ઠિત અને કેળવાયલા પુરૂષોના હાથમાં જ્ઞાતિનું સુકાન જોઇયે, અને નહિ કે ટુંકી દૃષ્ટીના રૂઢીદાસોના હાથમાં રા. ચંદ્રશંકરના વિચારો ઘણા ઉત્તમ છે, પરંતુ જ્ઞાતિ સંસ્થાઓને

તોડવાનું કામ જેટલું કઠણ અને "અશક્ય" છે તેટલુંજ કઠણ કામ જ્ઞાતિની અંદરથી સુધારા કરવાનું પણ છે. આગળ વધેલી, કેળવાયલી, આંગળીના વેઢા ઉપર ગણાય તેટલી નાતો બાદ કરતાં, બીજી નાતોને તો એમની સૂચનાઓ સમજાવવીજ ઘણી કઠણ પડી જશે. રૂઢીદાસોના હાથમાંથી જ્ઞાતિનું તંત્ર લેવું તે કાંઇ સ્હેલ નથી, એ વાત તેઓ આસપાસની નાતોના કારભાર તપાસશે તો સહજ જોઈ શકશે. વળી દેશોદયને અંતરાયરૂપ રીત રિવાજો દૂર કરવા તે પણ ઘણુંજ મુશ્કેલ કામ છે. સુધરેલા વિચાર વાળાઓ પણ જ્ઞાતિ સંસ્થાની અંદર રહીને-રૂઢીદાસોનો ત્રાસ જોઇને પોતાના વિચાર પ્રમાણે આચાર કરી શકતા નથી. અસ્પર્શ્યા સ્પર્શ અને અભોજ્યા ભોજ્યમાં, આર્યન બ્રધરહુડનું ભોજન આપણા મનમાં તાજું જ છે. આ જ્ઞાતિઓને દેશોદયના સાધન બનાવવાનો, અને અંદરના સુધારાનો પ્રશ્ન પણ અતિ કઠણ છે. અને તે માટે તો **દેશમાં કેળવણીનો પ્રચાર જ્યાં સુધી એકદમ વધશે નહિ ત્યાં સુધી કાંઇપણ બની શકશે નહિ** આ સંબંધમાં અમારી એક સૂચના છે કે એક "જ્ઞાતિ મહા પરિષદ" કરવી અને તેમાં દરેક નાતના ડેલીગેટો, તથા જ્ઞાતિ વિષયની જુદી જુદી પ્રવૃત્તિઓ સાથે સબંધ ધરાવનારાઓને નોતરવા, અને બધા વિષયો તેમની આગળ રજુ કરી આંતર સુધારાની ચર્ચા કરવી.

**વાડ અને વેલો.**

આપણે ઘણીવાર સાંભળીયે છીયે કે "વાડ વગર વેલો ચઢે નહિ." વળી એમ પણ ફરિયાદ સાંભળીયે છીયે કે ફલાણાએ આટલી મદદ કરી હોત તો મ્હારી આટલી ચઢતી થાત અથવા મ્હને આટલો "ચાન્સ" મળ્યો હોત તો આમ બતાવી આપત. થોડા વખત ઉપર **સર એડવર્ડ ક્લાર્ક** કરીને એક પ્રખ્યાત ધારાશાસ્ત્રિ વિલાયતમાં વાનપ્રસ્થ થયો તે વખતે એના વખાણ કરતાં વર્તમાન પત્રોએ લખ્યું હતું કે, તે કદિ કોઇની તરફથી "ચાન્સ" મેળવવાની ઇચ્છા રાખતો નહિ. પરંતુ પોતાનો "ચાન્સ" પોતેજ મેળવી લેતો હતો. વ્હેના બાળપણમાં તે એક સંદેશા લઇ જનાર છોકરો હતો. તે વખતે રાત્રી શાળાઓમાં રહેણે અભ્યાસ કરી જ્ઞાન સંપાદન કર્યું, અને એ કઇ વાડને આધારે ચઢયો તે કોઇ બતાવી શકતું નથી, કારણ કે તે આપબળથી આગળ વધ્યો હતો, અને શ્રેષ્ઠ પદ્દીઓ પામ્યો હતો. ગમે તે ધંધાના શ્રેષ્ઠ નરો તરફ નજર નાખીશું, તો જણાઇ આવશે કે પારકી આશા નહિ રાખનારાજ ટોચ સુધી પહોંચી જાય છે. **લીપ્ટન** અને **કારનેગીએ** **સ્વાશ્રયથીજ** અઢળક ધન પેદા કર્યું છે. અંધારા

કારખાનામાં કામ કરતા ગંદા છોકરાયેજ પોતાનો ઉદ્ધાર જાતે કરી "પીકવીક પેપર્સ" લખી સાહિત્યમાં નામના કરી છે. કોઇનું એ ધ્યાન નહિ ખેંચી શકનારા ફ્રૉર્સીકન સૈનિકે આપ બળથી મ્હોટી લડાઇઓ જીતી **નેપોલીયન** નામ ઘરગતુ કરી નાખ્યું છે. અને એક તોફાની કારકુને સ્વાશ્રયના બળથી હિંદુસ્થાનના મહારાજ્યનો પાયો રોપ્યો છે; અને **કલાઇવ** નામ ન ભૂંસાય તેવા અક્ષરે ઇતિહાસમાં લખ્યું છે. આ પ્રમાણે જો જોઇશું તો અસંખ્ય નામ મળી આવશે. માટે હમેશ યાદ રાખવું કે ઉત્તમતા પ્રાપ્ત કરવા માટે, ટોચ સુધી પહોંચવા સારૂ, સૌથી અગત્યની ચીજ તે પારકાની મદદ નથી પણ **સ્વાશ્રય આપ બળ-અને ચારિત્ર્યજ** છે.

**બ્ર. ક્ષ. એસોસીએશ**

અમદાવાદની ખબરો ઉપરથી જણાય છે કે મેટ્રીકની પરીક્ષા આપવા આવેલા વિદ્યાર્થીઓને માટે ન્હા પાણીનો મેલાવડો કરવામાં આવ્યો હતો, તથા ભાષણો થયાં હતાં. આશા છે કે ત્યાંના યુવકો એસોસીએશન પાછી ચાલુ કરશે. આપણી કૉલેજ કે નિશાળની કેલવણી છતાંએ આપણામાં ઘણી ન્યૂનતા રહી જાય છે. તે પૂરવા માટે બ્હારના સામાન્ય વાંચનની તથા કેટલાએક પ્રશ્નો ઉપર ચર્ચા કરવાની ઘણીજ જરૂર છે. આ જરૂરીયાતો પૂરી પાડવાનું એક સાધન ઍસોસીએશન છે. તેથી પરસ્પર બંધુ ભાવ વધે છે તથા જ્ઞાન વૃદ્ધિ પણ કરી શકાય છે. ભરૂચ વગેરે સ્થળોમાં પણ તે ચાલુ થઇ શકે તો ઘણુંજ સારૂં.

**કન્યાઓની પરીક્ષા**

બ્હેન સુલોચના તથા રા. કેશવપ્રસાદના પ્રયાસથી કન્યાઓની એક પરીક્ષા લેવાની યોજના અમદાવાદમાં થઇ છે તે તરફ અમે સઘળાનું ધ્યાન ખેંચીયે છીયે. નિશાળે જતી કન્યાઓ લેસન ઉપરાંત, તથા ન જતી કન્યાઓ એમને એમ, કાંઇક સારા પુસ્તકો વાંચી પોતાનું જ્ઞાન વધારે તે ઈચ્છવા જોગ છે. શાળાઓની કેળવણી ઉપરાંત ગૃહ શિક્ષણ દરેક યુવક યુવતીને માટે અતિ અગત્યનું છે. અને જો કોઇ સારા પુસ્તકનું, અને કાંઇક સામાન્ય જ્ઞાનનું વાંચન તેઓમાં વધી શકે તો ઘણો લાભ થાય. આશા છે કે આવી પરીક્ષાઓથી આ હેતુ કાંઇક સફળ થશે. ભરૂચ, જુનાગઢ વગેરે સ્થળોએ પણ આવી યોજના થાય તો લાભદાયક થઇ પડે. આ વખતે પસંદ કરાયલું, "નીતિ શિક્ષણ" નું પુસ્તક પણ ઉત્તમ છે. આપણી નાતની યૂવતીઓમાં સામાન્ય જ્ઞાન વધે અને

તેઓમાં વાંચન પ્રીતિ ઉદ્ભવે તથા તેમને વ્યવહારિક જ્ઞાન પણ આપી શકાય તે માટે દર રવીવારે એકાદ કલાક તે માટે તેમની સાથે ગાળવાની કાંઇક યોજના કોઇ આધેડ અને અનુભવી વિદ્વાન કરશે તો ઘણો લાભ થઈ શકશે.

**સ્ત્રી ઉપયોગી વિષયો અને સ્ત્રી અંક**

આપણી કૉન્ફરન્સની સાથે આમોદ અને અમદાવાદમાં મહિલા પરિષદ મળી હતી અને તે બન્ને મહિલા પરિષદોમાં સ્ત્રીઓને ઉપયોગી ઘણા વિષયો ઘણી સારી રીતે ચર્ચાયા હતા. જ્ઞાતિ સુધારણાની અંદર સ્ત્રીઓની સહાયતા વિના પૂરૂષો એકલાજ કાંઇ આગળ વધી શકવાના નથી. સ્ત્રીઓની સંમતિ અને મદદથી ઘણી બાબતો સરળ થઇ જશે. કમનસીબે કૉન્ફરન્સ ભરાતી બંધ પડી તે સાથે મહિલા પરિષદ પણ બંધ થઇ ગઇ છે. નાતના લાભને અર્થે ફરીથી તે ચાલુ થાય તેવો પ્રયત્ન કરવા સર્વે ભાઇ બ્હેનોને વિનંતિ છે. જ્યાં સુધી મહિલા પરિષદ ભરાય નહિ ત્યાં સુધી સ્ત્રીઓ માટે સ્ત્રી ઉપયોગી વિષયો ઉપર સ્ત્રીઓ તરફથીજ ચર્ચા ચાલુ રહે તે માટે કેટલાંએક સન્નારીઓ તથા સદ્ગૃહસ્થો તરફથી અમને સૂચના કરવામાં આવી છે કે ફક્ત સ્ત્રીઓથીજ લખાયલો એક ખાસ અંક અમારે પ્રસિદ્ધ કરવો. આ સૂચનાને માન આપીને ચાલુ વર્ષમાં એક ખાસ સ્ત્રી અંક પ્રસિદ્ધ કરવાનો અમારો ઇરાદો છે. આ સંબંધી નાતની સર્વે સુશીક્ષિત બ્હેનોને વિનંતી કરવાની કે સ્ત્રી ઉપયોગી કોઈ પણ વિષય ઉપર કન્યા કેલવણી-મ્હોટી ઉમરની સ્ત્રીઓની કેલવણી-કાંઇ રીત રીવાજ કે ક્રીયા કર્મોતરમાં સુધારા થવાની અગત્ય હોય તો તે સંબંધી-બાળકોના ઉછેર સંબંધી-સ્ત્રીઓની તંદુરસ્તી સંબંધી-વગેરે જ્ઞાતિ સંબંધી અથવા સામાન્ય જ્ઞાન સંબંધી લેખ અમને લખી મોકલવા કૃપા કરવી. આશા છે કે સર્વે બ્હેનો પોતાના જ્ઞાન અને વિચારનો લાભ બીજાને આપશે.

**અમારૂં નવું વર્ષ**

આ અંકની સાથે ત્રિમાસિક નવી વ્યવસ્થાના બીજા વર્ષમાં પ્રવેશ કરે છે. ત્રિમાસિક શા ધોરણ ઉપર ચાલવું જોઇયે, તથા તેમા કેવા પ્રકારના અને કયા ઉદ્દેશથી લેખો આવવા જોઇયે તે સબંધમાં કાંઇક મત ભેદ હોય તેમ અમને લાગે છે. અને આવી બાબતમાં મત ભેદ પણ હોય. પરંતુ પોતાનાથી જુદો મત પણ હોઇ શકે, અને તે પણ ચર્ચાઇ શકે, એટલું સાંખવાની ઉદાત્તતા સુભાગ્યે આપણી નાતમાં આવી છે. હમણા આપણી સમસ્ત સમાજ ડામાડોળના વખતમાંથી પસાર થાય છે. પૂર્વ અને પશ્ચિમના આદર્શો વચ્ચે અથડા-

મણી ચાલે છે. તો તેની કાંઈક અસર આપણા ત્રિમાસિકમાં પણ જોવામાં આવે તે સ્વાભાવિક છે. આ અથડામણીમાંથી, આ વલોણામાંથી, અંતે માંખણજ નિકળશે. માટે કોઈયે નિરાશ થઇ, વિરોધી વિચારો વાંચી, ઉછાછળા લાગતા દૂરી બિંદુઓ જોઇ, મનમાં જરાયે ઉદ્વેગ કરવો નહિ કે સદ્દન શકિત તજવી નહિ. નાતની અંદર કેવા વિચારોના વ્હેણ ચાલે છે તે જાણવામાં જ લાભ છે, કારણ કે જો તે આવકાર દાયક નહોય તો તે માટેના ઉપાયો યોજી શકાય. આવાજ કાંઈક વિચારોથી, ખાસ વાંધાભરેલાં ન હોય તેવા સઘળા લેખોને સ્થાન આપવું એવા સિદ્ધાંત પર અમે આવ્યા છીયે. ગયા વર્ષમાં અમે કેવી સેવા કરી શકયા છીયે તે જોવાનું કામ તો વાંચક વર્ગનું છે. ગયા વર્ષમાં ચાર સ્ત્રી લેખો આવ્યા હતા ત્યારે આ એકજ અંકમાં અમે ચાર સ્ત્રી લેખો આપવા સમર્થ થયા છીએ. આ અંકના સુંદર પુઠા તરફ તથા તેના મ્હોટા કદ તરફ પણ સૌનુ ધ્યાન દોરીયે છીયે. ત્રિમાસિકને હજી પણ વધારે સુંદર અને વધુ ઉપયોગી બનાવી શકવા માટે વધારે ગ્રાહકોની અગત્ય છે. આ વાત ધ્યાનમાં રાખીને, અત્યાર સુધી જેઓ ગ્રાહક નથી થયા તેઓ થશે જશે એમ આશા છે. આ અંક જેઓએ વી. પી. થી સ્વીકાર્યો છે તેમનો ઉપકાર માનીયે છીયે.

**આવાગમન અને ગમન**

રા. ચંદુલાલ મણીલાલ દેસાઈ વિલાયતથી દાંતના ડાકટરની પદ્વી લઇ પાછા ફર્યા છે તેમને અમે આવકાર આપીયે છીયે. "વસંત-વિનોદિ"ના નામથી લખેલી એમની કવિતા ગૂજરાતે અભિમાન સાથે વાંચેલી છે. અને તેમાં દેખાઇ આવતો દેશ પ્રત્યેનો ઉલ્લસતો પ્રેમ સૌને હજી યાદ છે. તેમનું કાવ્ય "વિધવા" હજી પણ રસ ભેર વંચાય છે. સાહિત્ય ક્ષેત્રમાં, સમાજ સુધારા સબંધમાં અને દેશ હિતના કાર્યો માટે ગૂજરાત રા. ચંદુલાલ તરફથી ઘણી આશા રાખે છે. અમને ખાત્રી છે કે ગૂજરાત નિરાશ નહિ થાય.

વળી આ ડીસેમ્બરમાં ડૉ. મંજુલાલ જાદવરાય એલ. એમ એંડ એસ. વધુ અભ્યાસ માટે વિલાયત ઉપડી ગયા છે. તેમને અમે સફળ સફર ઇચ્છીયે છીયે. તેઓ સુશિક્ષિત હોઇ પુખ્ત વયે ગયા છે એટલે ત્યાંના સમાનું નિરીક્ષણ કરી પાછા આવશે ત્યારે તેમના અનુભવનો લાભ આપણને આપશે એમ આશા છે.

---

# વર્તમાન તરંગ.



સૌ. મંગળાગૌરી ચુનીલાલ સેતલવડ મુંબઇ અલેકઝાન્ડ્રા ગર્લ્સ સ્કુલની વાર્ષિક પરિક્ષામાં ઑનરરી પરિક્ષક નીમાયાં છે.

રા. અંબાલાલ માધવલાલ લાખીયાની દાહોદથી દસક્રોઇ મામલતદાર તરીકે બદલી થઇ છે.

રા. ત્રીકમલાલ પ્રાણજીવનદાસ લાખીયાની નડીયાદથી બોરસદના મામલતદાર તરીકે નીમણુંક થઇ છે.

રા. નગીનલાલ બાળકૃષ્ણને ભરૂચથી ગોધરાના પોલીસ ઇન્સ્પેકટર તરીકે નીમ્યા છે.

રા. જાદવરાય હુકુમતરાયને સારૂં કામ કર્યા બદલ રૂ. ૫૦૦) વડોદ્રા રાજ્ય તરફથી રીટાયર થતી વખતે બક્ષીસ આપ્યા છે.

રા. ભોગીલાલ ધીરજરામ દેસાઇ ધંધુકા સબ જડજ કોર્ટના નાજર નીમાયા છે.

રા. ચીમનલાલ હરદેરામની વઢવાણ સ્ટેટના રેવન્યુ ઑફીસર તરીકે નીમણુંક થઇ છે.

રા. હીરાલાલ ગોવિંદલાલની બદલી અમદાવાદ કલેકટરની ઑફીસમાં થઇ છે.

રા. ઇશ્વરલાલ ગોવિંદલાલ ( એન્જીનીયર ) અમદાવાદ કીલીક નીકસનની કું. માં વિજલી ખાતામાં રૂા. ૬૦) ના પગારથી નીમાયા છે.

રા. લક્ષ્મીરામ હરીલાલની બદલી ભરૂચથી જંબુસર થઇ છે.

રા. પ્રાણલાલ કીરપારામ દેસાઇ નડીયાદ તાલુકાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેકટર નીમાયા છે.

રા. અજીતરાય ચંદુલાલ ઠાકોર (અમદાવાદ–જમાલપુર ડ્રેનેજ પમ્પીન્ગ સ્ટેશન) નો પગાર રૂા. ૧૫૦ થી વધી રૂા. ૧૬૦ થયો છે.

રા. હીરાલાલ મણીલાલ ઠાકોર પાટડી જીનમાં એન્જનેર તરીકે નીમાયા છે.

રા. કાન્તિલાલ ભોગીલાલ દેસાઇ વીરમગામ વ્હીટલ મીલમાં નીમાયા છે.

ડૉ. ત્રીભોવનદાસ કેશવલાલ જી. બી. વી. સી. પોરબંદર રાજ્યની નોકરી-માંથી જામનગર સ્ટેટમાં પાછા જોડાઇ ભાદલા પેડોક સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે નીમાયા છે.

રા. ભોગીલાલ હરકીસનદાસને નવા રીવીઝનમાં રૂા. ૧૦) નો વધારો મળ્યો છે.

રા. ત્રીકમલાલ ડુંગરાશમની વલસાડથી લીમખેડ રેલ્વે સબ ઈન્સ્પેક્ટર તરીકે રૂા. ૧૦) ના પ્રમોશનથી બદલી થઇ છે.

# પરિક્ષાના પરિણામો.

—:o:—

**એલ એલ. બી.**

| | |
|---|---|
| ઇશ્વરલાલ નરસીલાલ દેસાઇ | ભરૂચ |
| ઇશ્વરલાલ હીરાલાલ | અમદાવાદ |
| સાકરલાલ ઘેલાભાઇ અલમૌલા (પુરોહિત) | ભરૂચ |
| અંબાલાલ પ્રાણલાલ અલમૌલા ( ,, ) | ,, |

**એમ. એ.**

| | |
|---|---|
| કાન્તિલાલ દોલતરાય ઠાકોર | ભરૂચ |

**બી. એ.**

| | |
|---|---|
| વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોર | આમોદ |
| મણીલાલ કલ્યાણરાય ઠાકોર | ભરૂચ |
| જયંતિલાલ નરસીલાલ | અમદાવાદ |

**ઈન્ટરમીડીયેટ સાયન્સ**

| | |
|---|---|
| મોતીલાલ ઉત્તમરામ અલમૌલા (પુરોહિત) | ભરૂચ |

**ઈન્ટર મીડીયેટ**

| | |
|---|---|
| બાબુરાવ ગણપતરામ ઠાકોર (બીજા વર્ગમાં) | અમદાવાદ |
| રતીલાલ દુર્ગાદાસ દેસાઇ ( ,, ) | જુનાગઢ |
| ઠાકોરલાલ ધીરજલાલ ઠાકોર | સુરત |
| હરિપ્રસાદ જીવણલાલ લાખીયા | અમદાવાદ |
| કેસરીપ્રસાદ સાકરલાલ ઠાકોર | ,, |
| કનૈયાલાલ કલ્યાણરાય ઠાકોર | ,, |
| જયંતિલાલ બળવંતરાય દેસાઇ | આમોદ |
| કૃષ્ણલાલ નરભેરામ દેસાઇ | ભરૂચ |
| સાકરલાલ કલ્યાણરાય ઠાકોર | ,, |
| ચંદ્રશંકર જગન્નાથ ભાઉ (પુરોહિત) | ,, |

**પ્રીવીયસ**

| | |
|---|---|
| કૃષ્ણપ્રસાદ છોટાલાલ દેસાઇ | અમદાવાદ |
| છોટાલાલ બીહીલાલ અલમૌલા (પુરોહિત) | ભરૂચ |
| કે. બી. અલમૌલા ( ,, ) | ,, |

મેટ્રીક

| | |
|---|---|
| રમણીકલાલ બળવંતરાય ઠાકોર ... ... | ભરૂચ |
| મોક્ષમદનલાલ નરભેરામ દેસાઇ (જ્યેષ્ઠ ઑન્ડ સ્કૉલરશીપ મળી છે) | ,, |
| નટવરલાલ ભગવાનલાલ દેસાઇ | જુનાગઢ |

## સનાતન ધર્મની પરીક્ષા પસાર કરી.

| | | ઈનામ રૂા. |
|---|---|---|
| **પરિક્ષા નં. ૩ જી** | | |
| રામપ્રસાદ નંદરાય દેસાઇ | અમદાવાદ | ... |
| **પરિક્ષા નં. ૪ થી** | | |
| ભાનુમતિ ત્રીકમલાલ ઠાકોર | ભરૂચ | ૨ |
| ઇશ્વરલાલ માધવલાલ ઠાકોર | જામનગર | ૨ |
| **પરિક્ષા નં. ૭ મી** | | |
| પદ્માવતિ ચીમનલાલ | અમદાવાદ | ... |
| ઇશ્વરલાલ ટી. અલમોલા | ભરૂચ | ૧ |
| **પરિક્ષા નં. ૧૦ મી** | | |
| રમણીકલાલ કલ્યાણરાય ઠાકોર | અમદાવાદ | ૭ |
| જીતેન્દ્રમણી ચુનીલાલ સેતલવાડ | ,, | ૩ |
| નિર્મળા ઠાકોરલાલ ઠાકોર | ,, | ૧ |
| પ્રાણગૌરી દ્વારકાદાસ ઠાકોર | ,, | ... |
| **પરિક્ષા નં. ૧૨ મી** | | |
| નિર્મળા ચીમનલાલ ઠાકોર | અમદાવાદ | ૬ |
| વિમળા અંબાલાલ | ,, | ૧ |
| શારદા ધીરજલાલ ઠાકોર | ,, | ૧ |
| સુશીલાગૌરી હરિપ્રસાદ | ,, | ... |
| કુમુદગૌરી ઠાકોરલાલ | ,, | ... |

બ્હેન અરવિંદા ગીરધરલાલ પરમોદરાયે અંગ્રેજી પાંચમા ધોરણમાં બીજે નંબરે પાસ થઇ ઇનામ મેળવ્યું છે.

બ્હેન ઉર્મિલા વૈકુંઠરાય અંબાલાલે અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં પહેલે નંબરે પાસ થઇ શેઠ મણીલાલ ઝવેરી તરફનું રૂા. ૫૦) નું ઇનામ તથા સ્કુલ પ્રાઇઝ મેળવ્યાં છે.

## લગ્ન.

| | | | | |
|---|---|---|---|---|
| દીનકરરાય બળવંતરાય દેસાઇ | ઉમર વર્ષ ૨૭ ના લગ્ન | બ્હેન નેત્રમણી કલ્યાણરાય જસુભાઇ | ઉમર વર્ષ ૧૫ | ભરૂચ |
| કાન્તિલાલ બળવંતરાય દેસાઇ | ,, ૨૨ ,, | ,, ચમનગૌરી બલવંતરાય આત્મારામ દેસાઈ | ,, ૧૫ | ,, |
| મહેન્દ્રલાલ ચીમનલાલ (પુરોહિત) | ,, ૨૭ ના ,, | ,, ધનલક્ષ્મી અમૃતલાલ જગન્નાથ | ,, ૧૩ | ,, |

## મરણ.

| | ઉમર વર્ષ | રોગ | |
|---|---|---|---|
| શા. ઠાકોરલાલ દ્વારકાદાસનો બાળક પુત્ર | | | ભરૂચ |
| શા. નરસીલાલ નરભેરામનો ,, ,, | | | ,, |
| ચંદુલાલ ઉમેદરામ | ૩૫ | ક્ષયરોગ | ,, |
| હરીલાલ વસંતરાય | ૬૦ | અકસ્માત | અમદાવાદ |
| ગં. સ્વ. મુળીબ્હેન | ૮૫ | ઘડપણ | ,, |
| સૌ. લીલાવતિ શંભુપ્રસાદ બલવંતરાય | ૨૧ | સુવારોગ | ,, |
| ધીરજલાલ કેશવલાલની બાળક પુત્રી | | રતવા | ,, |
| નીકમલાલ બાપાલાલની પુત્રી | ૧૨ | તાવ | ,, |
| મૃદુલા દીલસુખરાય નવનીધરાય | ૬ | ન્યુમોનીયા | જુનાગઢ |
| દીલસુખરાય નવનીધરાયનો બાળક પુત્ર | ૨ | મ્હોટી ઉધરસ | ,, |
| કૃષ્ણલાલ નરભેરામનો બાળક પુત્ર | ૧ | અકસ્માત | આમોદ |

## જન્મ.

| | | |
|---|---|---|
| સૌ. કમળાગૌરી ઠાકોરલાલ દ્વારકાદાસ | ને પુત્ર | ભરૂચ |
| સૌ. જયાગૌરી નરહરીલાલ કુરણારામ | ,, | ,, |
| સૌ. ઇંદ્રગૌરી તનમનલાલ કલ્યાણરાય | ,, | ,, |
| સૌ. હંસગૌરી જીવણલાલ હરરાય | ,, | ,, |
| સૌ. મોતીગૌરી નરસીલાલ નરભેરામ | ,, | ,, |
| સૌ. મંગળાગૌરી ગુણવંતરાય અનુપરામ | ,, | ,, |
| સૌ. શીવલક્ષ્મી ચુનીલાલ નંદલાલ | પુત્રી | ,, |
| સૌ. ધનલક્ષ્મી ચીમનલાલ નરભેરામ | ,, | અમદાવાદ |
| સૌ. ધનલક્ષ્મી છોટાલાલ પ્રાણલાલ | ,, | ,, |
| સૌ. ઇંદ્રગૌરી ધીરજલાલ કેશવલાલ | ,, | ,, |
| સૌ. પદ્માવતિ મણીલાલ કેશવલાલ | પુત્ર | |
| સૌ. ચંદ્રમણી નટવરલાલ હરીલાલ | ,, | ,, |
| સૌ. ધનલક્ષ્મી હરીલાલ ચંદુલાલ | ,, | ,, |
| સૌ. શીવલક્ષ્મી હીરાલાલ ગોવિંદલાલ | ,, | ,, |
| સૌ. ભાનુમતિ પ્રીતમરાય વ્રજરાય | ,, | ,, |
| સૌ. પદ્માવતી મોતીલાલ અમુલખરાય | ,, | ,, |
| સૌ. રતનગૌરી હરીલાલ ચંદુલાલ | ,, | ,, |
| સૌ. મંગળાગૌરી ત્રીકમલાલ લલ્લુભાઇ | ,, | ,, |
| સૌ. અતીલક્ષ્મી બળવંતરાય પરમોદરાય | ,, | ,, |
| સૌ. તારામણી ત્રીકમલાલ બાપાલાલ | ,, | ,, |
| સૌ. ધનલક્ષ્મી હરરાય અમુલખરાય | ,, | ,, |
| સૌ. શરતકાન્તિ ઠાકોરલાલ ચીમનલાલ | ,, | ,, |
| સૌ. મંગળાગૌરી ભુપતરાય બલવંતરાય | પુત્રી | ,, |
| સૌ. ગુણવંતગૌરી ત્રીભોવનદાસ કેશવલાલ | ,, | જુનાગઢ |
| સૌ. શીવલક્ષ્મી હીરસુખરાય નવનીધરાય | પુત્ર | ,, |

મે. ત્રિમાસિકના અધિપતિ સાહેબ,

ગયા ત્રિમાસિકમાં કેળવણી ફંડના સેક્રેટરી સાહેબો નિંદ્રાવસ્થામાં હોવાનું વાંચતાં અંત્યત દિલગીરી ઉત્પન્ન થઈ છે; તેથી વધુ દિલગીરી તમને તથા તમારા વાંચકોને આ ચર્ચાપત્ર વાંચતા થશે. આજ કેટલાંએક વર્ષો થયાં દર વર્ષે અમદાવાદ કેળવણી ફંડમાંથી લગભગ ૧૫૦ થી ૨૦૦ રૂપીઆની ચોપડીઓ ખરીદ કરી આર્ટસ એન્જીનીયરીંગ તથા મેડીકલ લાઇનના વિદ્યાર્થીઓને ઉપયોગ સારૂ આપવામાં આવતી હતી. ગયે વર્ષે સાત આઠ વિદ્યાર્થીઓએ પુસ્તકોને વાસ્તે ટ્રસ્ટ ફંડના માનવંતા સેક્રેટરીઓ તથા પ્રમુખ સાહેબને અરજી કરી હતી; પરંતુ તે અરજીઓનો નિકાલ હજી સુધી આવ્યો નથી. તેજ એમની કાર્ય કરવાની પદ્ધતિનું ખ્યાન આપે છે. વિદ્યાથીઓએ ત્રણ ત્રણ મહિના સુધી પુસ્તક વિના ચલાવ્યું, રોજ સેક્રેટરીને ત્યાં ધક્કા ખાધા તેના પરિણામમાં પુસ્તક મળ્યાં નહિ તેમજ કરો અરજીનો જવાબ હજી સુધી મળ્યો નથી! ડીસેંબર મહીનામાં પરિક્ષાના પરિણામ આવ્યા પછી વિદ્યાર્થીઓ અરજીઓ કરે તે લોકોની અમારા જેવી અવદશા ન થાય તે ઇચ્છું છું.

લી. વિદ્યાર્થી.

---

મે. બ્ર. ત્રિ. ના તંત્રી સાહેબ,

વિ. તમે ગયા અંકમાં કેળવણી ફંડના સેક્રેટરી સાહેબોને ચીમકી આપનારો ચર્ચાપત્ર છાપ્યો છે તેવીજ રીતે આ ચર્ચાપત્રને પણ છાપી જ્ઞાતિની સેવા બજાવશો.

આપણી જ્ઞાતિની ભરૂચ તેમજ અમદાવાદમાં, વાડીઓ—મકાનો છે છતાં પંચના વાસણો બ્રાહ્મણોને ત્યાં રાખવામાં આવે છે અને તે રાખ્યા બદલનો તેમને પગાર આપવામાં આવે છે. આજથી દાયકા પહેલાં ભરૂચ, અમદાવાદના પંચના વાસણો હતાં તેના હાલ અડધા પણ દીસતાં નથી, તો તે વાસણો જ્ઞાતિના આદમી લઇ જાય છે તે પાછા બરોબર દરકાર લઇને પ્હોંચાડતા નથી અગર ખોવાયલા ભરપે કરી આપતા નથી કે શી રીતે તે તેના સેક્રેટરીઓજ જાણે!

સાંભળ્યા મુજબ, અમદાવાદની ટ્રસ્ટની લાઇબ્રેરીમાંથી અભ્યાસને માટે અપાતાં પુસ્તકો પાછાં આવતાંજ નથી; તેવીજ રીત ભરૂચમાં સ્થપાએલી લાઈબ્રેરીનું આજે અસ્તિત્વ—નામ નિશાન પણ નથી.

સારા વિદ્યાર્થીઓ, વિદ્યાર્થી જીવન પુરૂં કર્યા પછી પોતાના અન્ય જ્ઞાતિ બંધુઓને તે પુસ્તકો ઉપયોગમાં આવે તે અર્થેજ આપ્યાં હતાં; તે વડેજ ઉકત લાઇબ્રેરીઓની હયાતી થઇ હતી. જ્યારે આવી રીતની વ્યવસ્થા આપણા માનનીય સેક્રેટરી સાહેબો કરી રહ્યા છે અને જ્યારે પુસ્તકની ભેટ આપનારાઓ તેનો આવો સદુપયોગ (?) થતો જાણશે ત્યારે ભવિષ્યમાં પંચને કોઇ પણ પ્રકારની ભેટ આપશે કે ?

લી૦ જ્ઞાતિબંધુ.

---

## જીંદગીમાં ફાવવું શી રીતે.

(સંપાદક—રા. D. K.)

એક ઇંગ્રેજી પુસ્તકમાં આ સંબંધિ ટુંકાણમાંજ લખવામાં આવ્યું છે. તે ઉપયોગી લાગવાથી તેનું ભાષાંતર અત્રે આપ્યું છે.

૧ ઉંડું જ્ઞાન—દરેક વિષયનું બરોબર જ્ઞાન હોતું નથી તો પરીક્ષામાં સફળ થવાતું નથી તેવીજ રીતે સામાન્ય જ્ઞાનનો પણ ઉંડો અભ્યાસ હોતો નથી તો જીવનમાં પણ સફળ થવાતું નથી, માટે જ્ઞાન ઘણુંજ જરૂરી છે.

૨ નિર્ણય—ઘણી બાબતોનું જ્ઞાન હોય પણ તેના ઉપયોગમાં-સારાસારમાં નિર્ણય કરવામાં આવે નહિ તો તે જ્ઞાન નકામું થઇ પડે. ડહાપણથી દરેક વાતનો જો નિર્ણય કરવામાં આવે તો ઘણોજ લાભ થઇ શકે.

૩ ઉદ્યોગ—દુનિયામાં ફાવવું હોય તો ઉદ્યોગ તો ઘણોજ જરૂરનો છે. સર્વત્ર ઉદ્યોગી પુરૂષોને જ જય મળે છે. આળસ સમો શત્રુ નથી અને ઉદ્યોગ જેવો બીજો એક પણ મિત્ર નથી.

૪ ઉત્સાહ—ઉદ્યમ કરવો પણ તે ઘસડાઈ ઘસડાઇને નહિ પણ હમેશા ઉત્સાહથીજ કરવો જોઇયે. કોઇના કહ્યાથી ફક્ત વેઠજ ઉતાર્યા જેવું કામ ઉત્તમ થાય નહિ પણ જો તે ઉત્સાહથી કર્યું હોય તો ઘણુંજ ઉત્તમ થાય.

૫ પદ્ધતિ—જે કાંઈ ઉદ્યમ કરવો, જે કાંઇ કામ કરવું તે બધામાં કાંઇક પદ્ધતિ-કાંઇક ધોરણ હોવું જોઇયે. પદ્ધતિ વગરના કામમાં ઘણોજ ગોટાળો થઇ જાય છે અને તેમાં કાંઇ ભલીવાર હોતો નથી.

૬ ચોટ—કામ કરવામાં ચોટ પણીજ રાખવી; જોઇયે, થાય છે, કરાય છે એમ ના કરવું જોઇયે. નહિ તો કામ રખડી જાય.

૭ **નિયમિતપણું**—હમેશા કરેલો વાયદો નિયમથી પાળો. અમૂક વખતે કોઇને મળવા વચન આપ્યું હોય તો મળવુંજ જોઇયે. શાળામાં, સભાઓમાં વગેરે ઠેકાણે પણ વખતસરજ જવું જોઇયે.

૮ **સ્વ આધાર**—કોઇપણ બાબતમાં પારકી આશાએ બેસવું નહિ, હમેશા પોતાની જાત ઉપરજ ભરોસો રાખવો અને જાતેજ પોતાનું કામ કરવાની ટેવ પાડવી. "પારકી આશ સદાય નિરાશ."

૯ **સાવધતા**—હમેશા સાવધ રહેવું. મળતી તક ગુમાવવી નહિ. દુનિયામાં દરેક માણસને એવા ઘણા પ્રસંગો આવી જાય છે કે તે વખતે જો સાવધતાથી તેનો બરોબર ઉપયોગ કરી લીધો હોય તો તેનું પરિણામ ઘણું જ સારૂં આવે.

૧૦ **કરકસર**—નકામું ખર્ચ કમી કરવું. પોતાની આવકનો તેમ ખર્ચનો બરોબર હિસાબ રાખવો. આવક કરતાં જાવક વધવા દેવી નહિ જ. આડીઅવળી નુકશાનકારક ખર્ચાળ ટેવો રાખવી નહિ. પૈસાનો તેમ વખતનો પણ બચાવ કરતાં શીખવું.

૧૧ **આશા**—હમેશા દરેકની સારી બાજુ જોવી અને આશાભર્યા રહેવું. અડચણો નહિજ આવે એમ તો ના ધારવું, પણ તે આવશે તો આ પ્રમાણે દૂર કરી શકાશે એમ નક્કી કરી આશાભર્યા રહેવું; પહેલેથીજ નિરાશા આવે તો કામ થઇ શકે નહિ.

૧૨ **ખંત**—હમેશા ખંતીલા થવું. એકાદ વખત કોઇ વાતમાં વિજય મળે નહિ તેથી તે છોડી દેવી નહિ પણ ઉત્સાહથી મંડ્યા રહેવું. એકવાર કામ શરૂ કર્યા પછી વિઘ્નથી ફરી ફરીને અડચણ આવે તોપણ ઉત્તમ જનો તે તજી દેતા નથી.

૧૩ **નમ્રતા**—હમેશા નમ્ર રહેવું, અદબસર વર્તવું, બોલવા ચાલવામાં ઘણીજ સભ્યતા રાખવી અને વાણી ઉપર કાબુ રાખવો.

૧૪ **ઉપરી સાથેનું વર્તન**—ઉપરીઓને ખુશી કરવાનો સ્હેલો રસ્તો પોતાનું કર્તવ્ય બરોબર બજાવવું તે છે. કદાચ ભૂલ થાય તો તે છુપાવવાનું પાપ કરવું નહિ પણ ખુલ્લે દિલે તે કબુલ કરવી અને જુઠા બ્હાના કાઢવા નહિ; કોઈ વાર ઉતાવળીયો ઉપરી હોય છે તો તરત તપી જાય છે, તે વખતે શાંતિ રાખવી; શાંતિથી તે પણ શાંત થઇ જાય છે, પણ સામા તપી જવાથી વિપરીત પરિણામ આવે છે.

૧૫ **નીતિમય વર્તન**—આ વિના તો કદીયે ખરેખરી સફળતા જીવનમાં મળવાની નહિજ. પોતાની જાતને અને પોતાના મનને ઘણુંજ પવિત્ર માનવું. અંતે સત્યનોજ જય છે તે હમેશા યાદ રાખવું.

૧૬ **ધર્મ**—ધર્મ સંબંધિ ઉત્તમ ભાવનાઓ રાખવી. જ્હેમ કે એવુંજ બીજું કાંઈ હોય તે દૂર કરવું. ધર્મમાં કદિ સ્વાર્થ ધારણ કરવો નહિં.

જીંદગીમાં સફળતા મળી કે નહિ તે કાંઇ માણસે એકઠા કરેલાં પૈસા ઉપરથી મપાય નહિ. પૈસો તો પાપથી પણ આવે છે. ખોટાં કામથી-પાપથી દૂર રહી નીતિમય જીવન રચવું તેજ ખરી સફળતા છે. અત્રે તો સફળતા મેળવવા ફક્ત વિષયોજ ગણાવ્યા છે પણ તે દરેક વિષયને કોઇ વિદ્વાનો એક પછી એક લઇને વિસ્તારથી ચર્ચશે તો ઉપકાર થશે. છેવટે મી ટ્રાઇનના શબ્દો ટાંકી આ બંધ કરીશું.

"તમારે દુનિયામાં એક સત્તા સમાન ગણાવું છે ? તો તમે તમારાપણું
"રાખો અને ફલાણા આમ કહે છે અને ઢીકણા આમ કહે છે એમ ક્હેમાં
"તણાનારા બીજી પંક્તિના મનુષ્ય થશો નહિ. તમારા અંતરાત્માની ઉચ્ચતાનો
"અવાજ સાંભળો અને પછી જે સાબુત મુદ્દાથી અને બુદ્ધિના ધોરણથી ન
"બંધાયલા હોય તેવા કોઇપણ રીતરિવાજો કે મનુષ્યકૃત કાયદાઓની દરકાર
"કરો નહિ."



આ બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક શા. મગનલાલ જગજીવનદાસના 'સરસ્વતિ' પ્રીન્ટીંગ પ્રેસ ૩૩૨-૩૩૪ નાગદેવી સ્ટ્રીટ મુંબઇમાં બ્ર. ક્ષ. મંડળને માટે કેશપ્રસાદ છોટાલાલ દેસાઇએ છાપી મુંબઇ ૩૯ સી. પી. ટેન્ક નં. ૪ માં પ્રગટ કર્યું છે.

## પૃથ્વિ ઉપર દૈવી અમૃત.




ભૂખ લાગતી ન હોય, ખાધુ પચતું ન હોય, ખાટા ઓડકાર આવતા હોય, ઉલટી થતી હોય, મોળ રહેતી હોય, એ વિગેરે સર્વ ઉપદ્રવોને સમાવી, બગડેલી પાચનક્રિયામાં સુધારો કરી, દસ્ત સાફ લાવી, શરીરમા નવું લોહી લાવવામાં સિંહનાદી ચૂર્ણ અદ્‌ભૂત કામ કરે છે. બીડી પીવાની કે તંબાકુ ખાવાની ટેવ છોડવી હોય તો છોડાવી દે છે. જમ્યા પછી હમેશાં સોપારીને ઠેકાણે પણ ઉપયોગમા લેવાય છે. શરીરે અશક્ત ન્હાનાં બચ્ચાંને પણ અપાય છે, સ્વાદમાં અમૃત જેવું છે, પાંચ હજાર વર્ષ પહેલાંના પ્રાચીન વૈદ્યકીય ગ્રંથો ઉપરથી બનાવવામા આવ્યું છે. તેના અતિ ઉત્તમ ગુણને લઇને અનેક ઉમદા કુટુંબો હમેશાં ઉપયોગ છે. આપ એનો એક વખત ઉપયોગ કરશો તો એમજ કહેશો કે ઘરગતુ ઉપયોગની અનેક વસ્તુઓમાં ખરેજ સિંહનાદી ચૂર્ણ એ પણ એક ખાસ ઉપયોગનીજ વસ્તુ છે. શીશી એકના દસ આના પોસ્ટેજ જુદું.

**થાણા જીલ્લાના હજુર ડેપ્યુટી કલેક્ટર સાહેબ મે૦ રા૦ રા. મણીલાલભાઇ અજીતરાય ઠાકોર લખે છે કે**—સિંહનાદી ચુર્ણ મ્હેં મગજના થાક ઉપર, અજીર્ણ ઉપર તથા શરીર અને મનને ઊતેજીત કરવા માટે વાપરી જોયું છે અને તે બાબતમા ર્હેંડબીલોમા તે ચુર્ણના જે ગુણો આવ્યા છે તે મને અનુભવથી ખરા માલમ પડ્યા છે,

## વૈદ્ય હરગોવિંદ હરિદત્ત ઠાકર.

માલીક—આર્ય ઔષધાલય સિંહનાદી ચુર્ણ ડીપો.

ઠે૦ માધવબાગ, પાંજરાપોળ સામે પો નં ૪ મુંબઇ

# બ્રહ્મક્ષત્રિય

## ત્રિમાસિક.

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ॥

Awake! Arise! Stop not Until the Goal is Reached

જાગો, ઉઠો, વિરમો નહિ, સાધ્યો ન આશય જ્યાંસુધી —

ઉપનિષદ

—— ० ——

૧લી એપ્રિલ. ૧૯૨૫.

—— ० ——

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે
રૂ. ૧-૨-૦.

—— ० ——

પ્રયોજક—કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ
બી એ એલએલ બી

વ્યવસ્થાપક—બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક મંડળ,
[illegible] મુંબઈ.

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

પુસ્તક ૮મું.] એપ્રીલ ૧૯૧૫. [અંક ૨જો.

## અનુક્રમણિકા.

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

પુસ્તક ૮મું.] ૧લી એપ્રીલ ૧૯૧૫. [અંક ૨જો.

## સન ૧૯૧૪ની સાલનું અવલોકન.

(શા. ત્રિલોચન.)

આ લેખમાં સન ૧૯૧૪ ની સાલમાં આપણી ન્યાતમાં બનેલા બનાવોનું અવલોકન કરવાનું યોજ્યું છે સમાજ તેમજ ન્યાતના આયુષ્યની દ્રષ્ટિથી જોતાં એક વર્ષ ઘણીજ અલ્પ મુદ્દત કહેવાય અને એ અલ્પ મુદતમાં બનેલા બનાવો ઉપરથી જે કાંઇ અનુમાન કાઢવામાં આવે તે હમેશને માટે લાગુ પાડી શકાય નહિ. જેમ ઘાસ જેવી નજીવી વસ્તુ પવન કઇ દિશા તરફ ફુંકાય છે તે દર્શાવી આપે છે તેવી રીતે આ અલ્પ સમયમાં બનેલા બનાવો ઉપરથી આપણી ન્યાતનું વળણ કઇ દિશા તરફ છે તેનો કાંઇક ખ્યાલ બાંધી શકાય.

૧. ત્રિમાસિકનો પુનર્જન્મ—કેટલાક અનિવાર્ય કારણોને લીધે ત્રિમાસિક બંધ પડયું હતું તે મુંબાઈ નિવાસી કેટલાક ઉત્સાહી-યુવકોની સહાયતાથી ઉક્ત વર્ષની શરૂઆતથી પાછું સજીવન થયું છે. અંગ્રેજી રાજ્ય શરૂ થયા પછી હિંદુસ્થાન બહાર વસતી અનેક પ્રજાઓ અને મુખ્યત્વે કરી આપણાથી સંસ્કૃતિમાં આગળ વધેલી પાશ્ચાત્ય પ્રજાઓના નિકટ સંબંધમાં આવવાથી આપણા સમાજની બીજી સમાજો સાથે તુલના કરવાનો આપણને પ્રસંગ મળ્યો; તુલના કરતાં આપણા સમાજમાં કેટલીક ન્યૂનતા માલમ પડવા લાગી; આ ન્યૂનતાનું મૂળ કારણ આપણા રીતરિવાજોમા જણાયું અને હાનિકારક રિવાજોમાં બનતો ફેરફાર કરવાની જરૂર જણાઇ. લગભગ અડધી સદી થયાં સમાજ સુધારાના અનેક પ્રશ્નો આપણા દેશમાં ચર્ચાય છે. આપણી ન્યાતમાં

પણ હાનિકારક રિવાજો કાઢી નાખવાનો અથવા તેમાં ઘટતો ફેરફાર કરવાનો ઘણો વખત થયાં પ્રયાસ થાય છે. પહેલો પ્રયત્ન સંવત ૧૯૦૩માં એટલે આજથી ૬૮ વર્ષ ઉપર થયો હોય એવું ત્રિમાસિકના પહેલા વર્ષના પહેલા અંકમાં પ્રસિદ્ધ થએલા "એક જુનો એકરો યાને ઠરાવ" એ નામના લેખ ઉપરથી માલુમ પડે છે. લગભગ વીસ પચીસ વર્ષ ઉપર નવીન વિચારના કેટલાક ગૃહસ્થોનું એક ખાનગી મંડળ સ્થપાયું હતું અને ન્યાતમાં કયા કયા રિવાજોમાં શા શા ફેરફાર કરવાની જરૂર છે એ વિષય ઉપર એક ખરડો એ મંડળ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલો. આ ખરડાએ થોડો વખત ન્યાતમાં ચળવળ કરી મુકી હતી, ત્યાર પછી વખતોવખત છુટાછવાયા યત્નો થયા કરતા, પણ દરેક વ્યક્તિને પોતાના વિચાર દર્શાવવાને અને તે ન્યાતની સમક્ષ મુકવાને કાંઇ સાધન નહોતું. આ ખોટ ત્રિમાસિકે પુરી પાડી છે, તેને માટે એના જન્મદાતા અને પુનર્જન્મ દાતાઓની ન્યાત ઋણી છે ત્રિમાસિકમાં આજ સુધી ચર્ચાયલા વિષયોનું વિવેચન કરવાનું આ સ્થાન નથી. ન્યાતની ઉન્નતિનું એ એક સાધન છે એમ કહીએ તો અતિશયોક્તિ કહેવાય નહિ. ન્યાતની ઉન્નતિનું બીજું સાધન કોન્ફરન્સ બાળવયમાં મૃતપ્રાય થઇ તેને પાછી સજીવન કરવાની ન્યાતી બંધુઓને લેખકની સવિનય વિનંતી છે.

૨. જન્મ મરણ—ગઈ સાલમાં ૭૫ જન્મ થયાં છે જે પૈકી ૪૭ છોકરાઓ અને ૨૮ છોકરીઓ છે; આમાં છોકરાઓની જન્મ સંખ્યા છોકરીઓ કરતાં અધિક છે. સને ૧૯૦૭ની આપણી ન્યાતની વસતી ગણત્રીના આંકડા ઉપરથી માલમ પડે છે કે આપણી ન્યાતમાં સ્ત્રી કરતાં પુરૂષની સંખ્યા અધિક છે. વળી છોકરીઓ કરતાં છોકરાઓનું જન્મ પ્રમાણ અધિક જણાય છે જેથી સ્ત્રી અને પુરૂષની સંખ્યામાં દિવસે દિવસે અધિક અંતર પડતો જતો હોય એમ લાગે છે.

મરણ ફક્ત ૪૫ થયાં છે; જેમાં ૨૧ સ્ત્રી અને ૨૪ પુરૂષ છે. આથી સ્ત્રી પુરૂષનું મૃત્યુ પ્રમાણ લગભગ સરખું જણાય છે. જન્મની સંખ્યામાંથી મરણની સંખ્યા બાદ કરીએ તો એકંદરે ગયા વર્ષમાં ૩૦ વ્યક્તિઓનો વધારો થયો છે. મરણનું તપસીલવાર કોષ્ટક નીચે પ્રમાણે છેઃ—

| ઉમ્મર. | પુરૂષ. | સ્ત્રી. | કુલ. |
|---|---|---|---|
| ૧ | ૯ | ૮ | ૧૭ |
| ૨ | ૧ | ૧ | ૨ |
| ૩ | ૧ | ૦ | ૧ |
| ૪ | ૦ | ૦ | ૦ |
| ૫ | ૦ | ૨ | ૨ |
| ૫ વર્ષ સુધીનું કુલ | ૧૧ | ૧૧ | ૨૨ |
| ૬ થી ૧૦ | ૧ | ૧ | ૨ |
| ૧૧ થી ૧૫ | ૦ | ૧ | ૧ |
| ૬ થી ૧૫ વર્ષ સુધીનું કુલ | ૧ | ૨ | ૩ |
| ૧૬ થી ૨૦ | ૦ | ૧ | ૧ |
| ૨૧ થી ૩૦ | ૧ | ૪ | ૫ |
| ૩૧ થી ૪૦ | ૨ | ૧ | ૩ |
| ૧૬થી ૪૦ વર્ષ સુધીનું કુલ | ૩ | ૬ | ૯ |
| ૪૧ થી ૫૦ | ૧ | ૦ | ૧ |
| ૫૧ થી ૬૦ | ૪ | ૧ | ૫ |
| ૬૧ થી ઉપર. | ૪ | ૧ | ૫ |
| ૪૧ થી ઉપરનું કુલ | ૯ | ૨ | ૧૧ |
| એકંદર... | ૨૪ | ૨૧ | ૪૫ |

ઉપરના કોષ્ટક ઉપરથી મનને ચોંકાવનારી બીના એ માલમ પડે છે કે એકંદર મૃત્યુ સંખ્યા ૪૫ માં ૨૨-એટલે સેંકડે પચાસ ટકા, પાંચ વર્ષની અંદરના બાળકો છે. વળી એ ૨૨ પૈકી ૧૭ એક વર્ષની અંદરના વયના બાળકો છે. ઇંગલાંડ અને બીજા યુરોપીય દેશો સાથે સરખાવતાં હિન્દુસ્થાનમાં બાળકોનું મૃત્યુ પ્રમાણ ઘણું અધિક છે. આપણી ન્યાત પણ એ બાબતમાં અપવાદ રૂપ જણાતી નથી. સને ૧૯૧૧ માં ઇંગલાંડમાં બે વર્ષની અંદરના બાળકોનું મૃત્યુ પ્રમાણ સેંકડે ૮ ટકા હતું, તેની સાથે સરખાવતાં એ વર્ષમાં હિન્દુસ્થાનમાં સેંકડે ૪૮ ટકા હતું આ અધિક મૃત્યુ પ્રમાણના મુખ્ય ત્રણ કારણો માનવામાં આવે છે.

( ૧ ) દેશની દરિદ્રતા ( ૨ ) બાળવિવાહ ( ૩ ) કેળવાયલી હુશીયાર દાઇઓનો આ દેશમાં અભાવ.

આ પૈકી પહેલાં બે કારણો આપણી ન્યાતને લાગુ પાડી શકાય નહિ. ત્રીજા કારણથી થતાં મરણો અટકાવવાને પ્રસુતી વખતે જેમ બને તેમ કેળવાયલી અને અનુભવી દાઇની મદદ લેવાની ખાસ ભલામણ કરવામાં આવે છે. ઉપર બતાવેલા ત્રણ કારણો શિવાય આપણી ન્યાતમાં બાળકોના અધિક મૃત્યુ પ્રમાણનું કારણ જુવાન સ્ત્રીઓની શક્તિનો દિવસે દિવસે થતો જતો હ્રાસ છે. આપણી ન્યાતની જુવાન સ્ત્રીઓ પૈકી લગભગ પચાસ ટકા-બલ્કે તેથી પણ વધારે હીસ્ટીરીયા, સુવારોગ, ક્ષય, વિગેરે રોગથી પીડાતી માલમ પડે છે આ રોગોના કારણો શોધી કાઢી તે અટકાવવાને બનતો પ્રયાસ કરવાની જરૂર છે.

વળી એ કોષ્ટકનું સૂક્ષ્મ રીતે અવલોકન કરતાં બીજી એક હકીકત આપણી નજરે પડે છે તે એ કે ૧૬ થી ૪૦ વર્ષના વયમાં એટલે ભર જુવાન વયમાં પુરૂષ કરતાં સ્ત્રીઓનું મૃત્યુ પ્રમાણ બેવડું છે; ૨૧ થી ૩૦ વર્ષની વયમાં સ્ત્રીઓમાં ૪ મરણ થયાં છે જ્યારે એ વયમાં પુરૂષમાં ફક્ત ૧ જ મરણ છે; સને ૧૯૧૧ ના સેન્સસ રીપોર્ટ ઉપરથી માલમ પડે છે કે મુંબઇ ઇલાકામાં ૧૫ થી ૩૦ વર્ષની વયમાં પુરૂષ કરતાં સ્ત્રીનું મૃત્યુ પ્રમાણ અધિક છે. આપણી ન્યાતમાં પણ એ વયમાં સ્ત્રીઓનું મૃત્યુ પ્રમાણ વધારે જણાય છે. આ અધિક મૃત્યુ પ્રમાણના ઉક્ત રીપોર્ટમાં નીચે મુજબ કારણો આપેલાં છેઃ—

( ૧ ) ન્હાની છોકરીઓની અવગણના.
( ૨ ) બાળ વિવાહ અને તેને લીધે ન્હાની વયથી માતૃત્વ પ્રાપ્તિ.
( ૩ ) પ્રસુતી સમયે સ્ત્રીઓની માવજત તરફ બેદરકારી.
( ૪ ) પ્રસુતી પછી થોડા વખતમાંજ પાછું ઘર ધંધામાં પડવું.
( ૫ ) વિધવા સ્ત્રીઓનું કષ્ટમય જીવન.

ઉપર કહેલાં કારણો પૈકી કેટલાંક કારણો આપણી ન્યાતને પણ લાગુ પાડી શકાય. પણ એ શિવાય આપણી ન્યાતની સ્ત્રીઓની શક્તિના હ્રાસનું એક વિશેષ કારણ છે. એ કારણ સગાં વહાલાંના મરણ પાછળ લાંબા કાળ સુધી નિઃસત્વ અન્ન ઉપર નિર્વાહ કરવાનો રિવાજ છે અને લીધે ઇશ્વરે આપેલી શક્તિનો વિના કારણ નાશ કરી પરમાત્માની સામે આપણે બળવો કરીએ છીએ. આ રિવાજની સામે ત્રિમાસિકમાં વારંવાર લેખો આવે છે, કોન્ફરન્સે નિષેધદર્શક ઠરાવો પસાર કર્યા છે અને એનાથી થતા ગેરફાયદા આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ છતાં પણ આપણાથી એ રિવાજ નાબુદ થઇ શકતો નથી એ રૂઢિદેવીના અમલનો પ્રતાપ છે. રૂઢિદેવી ! તારા ખપ્પર નીચે તેં કેટલા પ્રાણિઓને નિઃસત્વ, નિર્માલ્ય, નિર્બળ, નિસ્તેજ મારી નાખ્યાં છે ! પણ તેમાં તારો દોષ નથી. હું તારા જનક મારા જ્ઞાતિ બંધુઓનો દોષ કાઢું છું. હું તારૂં પ્રાબલ્ય સારી રીતે જાણું છું; પણ તારૂં મરણ અમારા હાથમાં છે એ પણ હું ઠીક સમજું છું. મારા જ્ઞાતિ બંધુઓ, જીવન કલહના આજ કાલના રણસંગ્રામમાં ટકી શકવાને અને આપણા બાપદાદાઓએ સંપાદાન કરેલો મોભો જાળવી રાખવાને અધિક શકિતની જરૂર છે. માટે આ રિવાજ બંધ કરી સ્ત્રીઓની શકિતનો હ્રાસ થતો અટકાવો. આ રિવાજને શાસ્ત્રની સંમતી નથી પણ એથી ઉલટું મરનારની પાછળ શોક કરવાથી તેની અસદ્ ગતિ થાય છે, એવું ગરૂડ પુરાણમાં સ્પષ્ટ લખેલું છે; જેથી તમારા મૃત સંબંધીઓના હિતની ખાતર તથા શાસ્ત્રને માન આપવાની ખાતર આ રિવાજ બંધ કરો. મારી જ્ઞાતિ ભગિનીઓ ! તમારૂં હિત તમે સમજતાં નથી એ જોઇ મારૂં હૃદય રૂદન કરે છે. તમારો ધાણીઆટો તો અમારો આટો કાઢી નાખે છે. ઉપરના કોષ્ટક તરફ જરાક નજર કરો અને બાળક અને જુવાન સ્ત્રીના અકાળ મૃત્યુ જેમ બને તેમ અટકાવવા તમારાથી બનતો પ્રયાસ કરો. તમારા પોતાના, તમારી સંતતીના, તમારા કુટુંબના, તમારી ભાવિ પેઢીના હિતની ખાતર રડવા કુટવાનું અને તેની સાથે હલકું નિઃસત્વ અન્ન ખાવાનું છોડી દો. રડવા કુટવા પાછળ તથા ધાણી આટો વિગેરે હલકું અન્ન ખાવા પાછળ જે પૈસા ખર્ચો છો તે પૌષ્ટિક ખોરાક ખાવામાં વાપરો એમ કરવાથી વૈદ્ય અને દાકતરનાં બીલ પણ ઓછાં થશે.

આ કોષ્ટક ઉપરથી ત્રીજી એક હકિકત માલમ પડે છે તે એ કે ૪૦ વર્ષની ઉપરની વયમાં સ્ત્રીઓ કરતાં પુરૂષોનું મૃત્યુ પ્રમાણ ચાર ગણું વધારે છે. આ ઉપરથી એક અનુમાન કાઢી શકાય કે એ વયમાં સ્ત્રીઓની સંખ્યા પુરૂષ

કરતાં ઓછી હોવી જોઈએ. ગયા વસ્તી પત્રકના આંકડા આ અનુમાનને પુષ્ટિ આપે છે. જો આપણે આ અનુમાન સ્વીકારીએ તો સ્ત્રીઓ કરતાં પુરૂષો વધારે આયુષ્ય ભોગવે છે, એવું એક ઉપ-અનુમાન કાઢી શકાય. પરંતુ આ લેખના ઉપોદ્‌ઘાતમાં જણાવ્યા પ્રમાણે એક વર્ષના આંકડા ઉપરથી ખાત્રી-લાયક અનુમાન કાઢી શકાય નહિ.

રોગના પ્રમાણમાં મૃત્યુ સંખ્યા નીચે પ્રમાણે છે. આ સંખ્યામાં પાંચ વર્ષની અંદરના બાળકોની ગણત્રી કરી નથી કારણકે ન્હાનાં છોકરાંના મરણનું કારણ જાણવું ઘણી વખતે મુસ્કેલ પડે છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ક્ષય. | ૪ | હૃદયબંધ. | ૨ | ગળાંનો સોજો. | ૧ |
| ધડપણ. | ૩ | લુખ. | ૧ | ન્યુમોનીઆ. | ૧ |
| અકસ્માત. | ૩ | કેન્સર. | ૧ | આંતરડાનોસોજો. | ૧ |
| તાવ. | ૨ | સુવારોગ. | ૧ | | |
| લકવો | ૨ | જળંધર. | ૧ | કુલ | ૨૩ |

એકંદર ૨૩ મરણ ૧૩ રોગોથી થએલાં જણાય છે અને તેમાં રોગનો રાજા ક્ષયરોગ અગ્રસ્થાને છે એ જરાક શોચનીય કહેવાય.

૩ લગ્ન.

ગયા વર્ષમાં લગ્ન છ થયાં છે તેમાં વધૂની ઓછામાં ઓછી વય ૧૪ વર્ષની અને વધારેમાં વધારે ૧૮ વર્ષની છે; વરની ઓછામાં ઓછી ૨૨ અને વધારેમાં વધારે ૩૦ વર્ષની છે. આપણી ન્યાતમાંથી બાળ વિવાહનો રિવાજ ધીરે ધીરે નાબુદ થતો જાય છે એવું ઉપરના આંકડા ઉપરથી અનુમાન થઇ શકે. સન ૧૯૦૭ની વસ્તી ગણત્રીના આંકડા જોતાં પણ એજ અનુમાન નીકળે છે. કેટલીક વખતે ૪૦થી અધિક વયના વિધૂર સાથે ૧૫-૧૬ વર્ષની કુમારીકાના લગ્ન કરવામાં આવે છે આવાં લગ્ન કન્યાની દ્રષ્ટિથી અહિતકર કહેવાય; પણ જે ન્યાતમાં વિધવા વિવાહ નિષિદ્ધ ગણવામાં આવે છે અને પુરૂષને ગમે તેટલી વખત અને ગમે તેટલી વય સુધી લગ્ન કરવાની છૂટ આપવામાં આવેલી હોય છે તે ન્યાતમાં આવાં લગ્ન અનિવાર્ય છે. બાળ વિવાહ, છોકરીઓને ઉચ્ચ પ્રકારનું શિક્ષણ આપવામાં વિઘ્નરૂપ છે એવી ફરીયાદ વારંવાર સાંભળવામાં આવે છે. આપણી ન્યાતમાંથી બાળવિવાહ બંધ થયો છે છતાં ઘણીજ થોડી બાળાઓ ઉચ્ચ પ્રકારનું શિક્ષણ લે છે. પરિસ્થિતિ બદલાયા છતાં જુની ભાવનાઓ બદલાતાં ઘણો વખત લાગે છે તેનું આ એક ઉત્તમ ઉદાહરણ છે

૪. **શિક્ષણઃ**—યુનિવર્સિટીની જુદી જુદી પરિક્ષાઓનું ગયા વર્ષનું પરિણામ નીચે પ્રમાણે છે:—

| પરિક્ષા | બેઠેલા | પાસ થયા. |
|---|---|---|
| એમ. એ. ... ... | ૧ | ૧ |
| એલ. એમ. એન્ડ એસ.... | ૧ | ૧ |
| એલએલ. બી. ... | ૩ | ૨ |
| બી. એ. ... ... | ૫ | ૩ |
| ઇન્ટર... ... ... | ૧૪ | ૬ |
| પ્રીવીયસ ... ... | ૧૬ | ૬ |
| મેટ્રીક ... ... ... | ૪૫ | ૧૧ |

મેટ્રીક અને પ્રીવીયસની પરિક્ષાઓનું પરિણામ સંતોષકારક કહેવાય નહિ. મેટ્રીકની પરિક્ષાનું પરિણામ આ વખતે આખી યુનિવર્સિટીનુંજ ઘણું ઉતરતું હતું જેથી એમાં વિદ્યાર્થીઓનો ઝાઝો દોષ કઢાય નહિ. દરેક માબાપનું વલણ છોકરાઓને કૉલેજનું શિક્ષણ આપવા તરફ વધારે જણાય છે પણ આજકાલ ઉચ્ચ પ્રકારના શિક્ષણની પાછળ વધી ગએલો ખર્ચ અને યુનિવર્સિટીની છેલ્લી પરિક્ષા પસાર કર્યા પછી હલકી નોકરી સ્વીકારવાની ફરજ પડતી હોવાને લીધે વેપાર ધંધાનું શિક્ષણ લેવા તરફ લક્ષ આપવાની હવે જરૂર છે. ધંધા રોજગારમાં પડવાથી આપણી ન્યાતનો મોભો આપણે જાળવી શકીશું નહિ એવી કેટલાકને ધાસ્તી લાગે છે. એ વિષે અધિક વિવેચન નહિ કરતાં ફેબ્રુઆરી માસના "મૉડર્ન રિવ્યુ" માં પ્રસિદ્ધ થએલો કૈલાસવાસી રાય બહાદુર લાલા બૈજનાથનો "The future of the Educated Hindu" નામનો લેખ વાંચવાની વાંચકને ખાસ સલામણ કરવામાં આવે છે.

સ્ત્રી શિક્ષણના સંબંધમાં લેખકને જોઇએ તેટલી માહિતી મળી શકી નથી. ત્રિમાસિકના ગયા વર્ષના અંકો જોતાં માલમ પડે છે કે એક બાળાએ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી લેવાયલી પરિક્ષામાં તથા ચાર બાળાઓએ શાળાની પરિક્ષામાં ઉપલે નંબરે પાસ થઇ; તથા કેટલીક બાળાઓએ સનાતન ધર્મની પરિક્ષા પસાર કરી ઇનામો મેળવ્યાં છે. આપણી ન્યાત બીજી ન્યાતો કરતાં સ્ત્રી કેળવણીમાં અગાડી છે એવી માન્યતા છે, પરંતુ ઉચ્ચ પ્રકારનું શિક્ષણ ઘણીજ થોડી બાળાઓ લે છે. હજી સુધી સારી સ્ત્રી લેખક આપણી ન્યાતમાંથી નીકળી હોય એવું લેખકની જાણમાં નથી. સ્ત્રીઓને કેવા પ્રકારનું શિક્ષણ આપવું એ વિષય હાલમાં સમાજમાં ઘણો ચર્ચાય છે. ગૃહકાર્યમાં, સમાજ સેવામાં અને સંસાર સુધારાના કામમાં સ્ત્રીઓ

મદદરૂપ થાય તેટલા માટે પ્રગલ્ભ વિચારના પુસ્તકો વાંચી અને સમજી શકે એવા પ્રકારનું ઉચ્ચ શિક્ષણ એમને આપવું જોઇએ એવો લેખકનો અભિપ્રાય છે.

૫. **સાહિત્ય સેવા**—ગઈ સાલમાં નીચે લખેલાં ત્રણ પુસ્તકો આપણી ન્યાત તરફથી પ્રસિદ્ધ થયાં છેઃ—

૧. પ્રમાદધનની પ્રભુતા—કર્તા રા. રા. ધીરજલાલ નરભેરામ દેસાઇ.
૨. રવિકાન્ત—કર્તા રા. રા. ચુનીલાલ નરભેરામ દેસાઈ
૩. મોતીના પડદા—કર્તા સૌ. મંગળાગવરી સેતલવડ.

આ સિવાય માસિકોમાં આપણી ન્યાતના લેખકોના છુટાછવાયા લેખો જોવામાં આવે છે. આથી સાહિત્ય સેવા તરફ આપણે બેદરકાર નથી પણ ન્યાતના સુશિક્ષિતોની સંખ્યાના પ્રમાણમાં અન્ય જ્ઞાતિની સાથે સરખાવતાં લેખકોની સંખ્યા ઘણી ઓછી છે.

૬. **સમાજ સેવા**—સમાજ સેવાની કલ્પના અંગ્રેજી શિક્ષણનું પરિણામ છે. આપણી ન્યાતના કેટલાક ગૃહસ્થો એમાં આગળ પડતો ભાગ લે છે એ ઘણી આનંદની વાત છે. રા રા કેશરીપ્રસાદ મણીલાલ ઠાકોરે ઇંગ્લાંડમાં કેટલાંક વર્ષ રહી ત્યાંનો અનુભવ મેળવ્યા પછી પાછા ફરી ગયે વર્ષે સમાજ સેવાને માટે પોતાની જીંદગી અર્પણ કરી છે. એમના જેવા સ્વાર્થ ત્યાગી નરો આપણી ન્યાતમાં ઉત્પન્ન થયા છે તેને માટે આપણે ઘણું અભિમાન આણવા જેવું છે. સોશ્યલ સર્વીસ લીગ તરફથી હોલીકા સંમેલનના મેળાવડાઓમાં ગયે વર્ષે મુંબઇનિવાસી કેટલાક યુવકોએ સહકારીપણું તથા મદ્યપાન નિષેધ ઉપર ભાષણો આપ્યાં હતાં કેટલાક યુવકો મુંબઇમાં જુગાર નિષેધક મંડળીમાં કામ કરે છે. અમદાવાદમાં કેટલાક વિદ્વાન ગૃહસ્થોએ વસંત સંમેલનમાં ભાગ લીધો હતો. ભરૂચમાં પણ કેટલાક ગૃહસ્થો ખેતીવાડી અને ઉદ્યોગ ધંધાની સંસ્થામાં, કોઑપરેટીવ સોસાઇટીમાં તથા અનાથ આશ્રમમાં ઉત્સાહથી કામ કરે છે. એ સિવાય ડા. તિલકંઠરાય ડાહ્યાભાઇ છત્રપતિ મુંબઈમાં તથા રા. પ્રાણશંકર લલ્લુભાઇ મુગાં બહેરાંઓની નિશાળ અને શ્રીમતી સુલોચના બ્હેન અમદાવાદમાં વનિતા વિશ્રામ ચલાવે છે એ સર્વને વિદીત છે.

ઉપસંહારઃ—ઉપલી હકીકત પરથી માલમ પડે છે કે, બાળક અને જુવાન સ્ત્રીઓનું મૃત્યુ પ્રમાણ ઘણું અધિક છે. આ મૃત્યુ પ્રમાણ ઓછું કરવાને અને જુવાન સ્ત્રીઓની શક્તિનો હ્રાસ થતો અટકાવવાને હાનિકારક રિવાજો કાઢી નાખવાને દરેક વ્યક્તિએ બનતો પ્રયત્ન કરવો જોઇએ. બાળ વિવાહ બંધ થયા છે છતા ઉચ્ચ પ્રકારનું શિક્ષણ ઘણીજ થોડી બાળાઓ લેછે. સમાજ સેવામાં આપણે ઘણો સારો ભાગ લઇએ છીએ; સાહિત્ય સેવા તરફ દુર્લક્ષ નથી પણ એ તરફ વધારે લક્ષ આપવું જોઇએ.

———o———

# વાંચનના ફાયદા.*

—+++∽+++—

(ગં. સ્વ. બ્હેન સુલોચનાએ આપેલું ભાષણ.)

દિનપ્રતિદિન આપણી ન્યાતમાં કેળવણીની કીંમત સમજાઇ છે અને તેનો લાભ હવે બધાંજ ધરોમાં લેવાય છે તે ઘણું હર્ષ પામવાનું છે. જુના વિચારવાળા પણ છોકરીઓને ભણાવવામાં આડે ન આવતાં ખુશીથી બાળપણથીજ નિશાળે બેસાડે છે; તેમ બાળલગ્ન થોડાં થાય છે તેથી, કે વરની અછતને લીધે, અભ્યાસ કરવાનો વખત પણ પહેલાં કરતાં વધારે મળે છે તેથી પ્રથમ કરતાં અભ્યાસમાં વધારે ફાયદો થાય છે. છતાં ફક્ત નિશાળમાં ચાલતા વિષયનું જ્ઞાન મળવાથી બુદ્ધિનો વિકાસ જોઇએ તેટલો થતો નથી, તે માટે તો બહોળા વાંચનની જરૂર છે.

જ્યાં સુધી વાંચનનો ખરો શોખ લાગ્યો નથી ત્યાં સુધી કંઇપણ અવલંબન હોય અથવા સ્પર્ધા કરી ઇનામ મેળવવાનું હોય તો વાંચવાનું મન થાય માટે આ પરિક્ષાનો ઉદ્ભવ થયો છે. આ વર્ષે ફક્ત આઠજ બ્હેનોએ તેનો લાભ લીધો છે તેમને ધન્યવાદ ઘટે છે આશા રાખવામાં આવે છે કે વાંચનના ફાયદા જણાવાથી દરેક માતાઓ તથા ઉછરતી બ્હેનો તેનો વધારે લાભ મેળવશે અને તે ફક્ત ઈનામો મેળવવા માટે નહીં પરંતુ પોતાના જ્ઞાનના વિસ્તાર ખાતર તેનો અભ્યાસ જારી રાખશે.

બે ચાર ચોપડી ભણ્યા કે અમુક અમુક પરીક્ષાઓ પાસ કરી તે ખરી કેળવણી કહેવાય જ નહી; તે તો પાશેરામાં પહેલી પુણી જેવું છે. નિશાળોમાં જે કાંઇ શીખીએ છીએ તે આપણી શક્તિઓને કેટલીક રીતે કેળવે છે પણ તેથી આપણને સંપૂર્ણ કેલવણી મળી છે એમ મનાય નહિ.

ભણતું એ એક માત્ર સાધન છે આપણે સ્વીકારવું જોઇએ કે મનુષ્યમાં જન્મથી ગુણ, શક્તિ, જ્ઞાન વિગેરે ગુપ્ત રહેલાં છે. જેમ દુધનું દહિં બનાવી તેમાંથી માખણ કાઢીએ છીએ તેજ પ્રમાણે મનુષ્યમાં ગુપ્ત રહેલા ગુણો અમુક અમુક સાધનોથી બહાર આણી શકાય છે. ઉપદેશથી, વાંચનથી, અવલોકનથી મનુષ્ય માત્ર પોતાનામાં ગુપ્ત રહેલા ઉત્તમ ગુણો બરાબર જાણી શકે છે.

નિશાળનાં અભ્યાસ શિવાય દરેક બ્હેનોને સારાં પુસ્તકો વાંચવાની ઘણી જરૂર છે. સારી સોબતથી આપણી બુદ્ધિ સુધરે છે અને સારા ગુણો આવે છે;

* કન્યા વાંચન ઉત્તેજક પરિક્ષાના ઈનામ સમારંભ વખતે આપેલું ભાષણ.

તેમજ સારાં ઉપયોગી પુસ્તકોનું સેવન કરવાથી બુદ્ધિનો વિકાસ થાય છે ને આનંદ મળે છે. પુસ્તકોમાંથી આનંદ મેળવવો હોય તો વાંચનનો શોખ રાખવો.

આ વિષે મ્હારા વાંચવામાં આવેલું એક દ્રષ્ટાંત એ છે કે એક વિદ્વાન નર, "મેકોલે" પાસે સંપત્તિ હતી. તેને કીર્તિ, પદ્વી અને અધિકાર મળેલાં હતાં અને તે છતાં પણ તે પોતાના જીવન વૃત્તાંતમાં લખે છે કે પોતાની જીંદગીમાં તેણે જે ઘણા જ આનંદી અને સુખદાયી કલાકો ગાળેલા તે પુસ્તકોને લીધે જ તેવા જણાયા હતા એક ન્હાની છોકરીને લખેલા એક મનોરંજક પત્રમાં તેણે લખ્યુ છે કે—'તમારા ઘણા સુંદર પત્રો માટે હું તમારો ઉપકાર માનું છું, તમને આનંદ આપે તે કામ કરવા હું હમેશાં તત્પર છું, અને તમે પુસ્તકોને ચાહો છો એ જાણી મને ઘણોજ હર્ષ થાય છે; કારણ મારી ઉમ્મરે તમે પહોંચશો ત્યારે તમારી ખાતરી થશે કે દુનિયામા મળતાં ફળ, સુખડી અને પૂરી, રમકડાં ને રમતો અને તમાસા એ બધાના કરતાં પુસ્તકો ઘણુંજ સારાં છે. મોટા મોટા મહેલો અને બાગો હોય, સારાં સારાં ખાણું થાય, ગાડીઓ અને સુંદર કપડાં જોઈએ તેટલાં મળી શકે અને સેંકડો નોકર હાથ નીચે હોય એવી સ્થિતિવાળો મોટામાં મોટો રાજા મને બનાવે અને તેની સાથે એવી શરત રાખે કે મારે પુસ્તક વાંચવા નહી તો હું કદી પણ રાજા થવાની હા પાડીશ નહીં. જેને વાંચવાનો શોખ નથી એવા રાજા થવાના કરતાં તો પુષ્કળ પુસ્તકો વાચવા મળે એવા કાતરીયામાં રહેનારા ગરીબ માણસની સ્થિતિ હું વધારે પસંદ કરીશ."

બ્હેનો ! આમાંથી આપણે સમજી શકીશું કે જેને વાંચનનો શોખ લાગ્યો છે તેને બીજી હરેક વસ્તુ ઉંચી ન જણાતાં-આનંદ ન આપતાં-તુચ્છવત્ લાગે છે. તે વસ્તુઓ ભોગવવા છતાં પણ તેમાં તેનો રસ જણાતો નથી. વાંચન એ એવી ઉત્તમ વસ્તુ છે કે જો તેનો આપણને શોખ લાગે તો જંગલમાં પણ આનંદથી રહી શકીએ છીએ. કેટલીક વસ્તુઓ એવી હોય છે કે તે અમુક વખતે કે અમુક સ્થળે અનુકૂળ આવતી નથી પરંતુ આ શોખ તો ગમે તે વખતે ઉપયોગી થઇ પડે છે. દુઃખના વખતે, નીતિ અને ધર્મનાં પુસ્તકો વાંચવાથી અનેક દ્રષ્ટાંતો જાણીને ધૈર્ય આવે છે. ઘેર કે બહાર તે બોજારૂપ લાગતું નથી. પરદેશમાં પણ તે સાથે આવે છે. ઉજ્જડ જગ્યામાં પણ રાત્રિ દિવસ આનંદમાં પસાર થાય છે. વાંચન એ એક મિત્ર કરતાં વધારે ગરજ સારે છે. તે આપણને જ્યારે તેનો શોખ લાગે છે ત્યારે જણાય છે. જેને તે બાબતનો રસ પડયો હોય છે તેને વાંચન એ એક ખોરાક તુલ્ય જણાય છે;

અને જેમ ખાવાનું ન મળતાં જીવ આકુળ વ્યાકુળ થાય છે તેમ વાંચનના શોખીનને જો તે વસ્તુ નથી મળતી તો આખા દિવસમાં કાંઇપણ કર્તવ્ય નથી કર્યું એમ લાગે છે. પુસ્તકો એ ઉત્તમ શિક્ષક છે અને તેનો ઉપયોગ શિક્ષકોની ગરજ સારતો હોયની એમ જણાય છે. ખરું છે કે બાલ્ય હૃદયોને અનુભવી જ્ઞાનવાળાની જરૂર છે, અને તેથી પુસ્તકોમાં જણાવેલા વિચારોમાંથી પોતાને માટે કયા ઉપયોગી છે તે જાણવા વડીલ અને અનુભવીની મદદની જરૂર છે. વાંચન કેવી રીતે વાંચવું જોઇએ તો ફાયદાકારક થઇ પડે તે પણ જાણવું જોઇએ. ઉપર ઉપરથી પાનાં ફેરવી ગયા અને ચોપડીઓ વાંચી રહ્યા એમ કરવાથી ફાયદો થતો નથી. હાલમાં આપણે જોઇએ છીએ તો નિશાળોમાં ભણતી બ્હેનોને પુસ્તકો વાંચવાને આપવામાં આવે છે, પરંતુ તેમાંનાં ઘણાં ખરાં તો ઉપર ઉપરથી તે વાંચી પાછાં આપે છે; તેથી તે વાંચન જોઇએ તેવું ઉપયોગી થતું નથી.

વેદાંત શાસ્ત્રમાં શ્રવણ, મનન અને નિદિધ્યાસન એમ ત્રણ વિભાગ પાડેલા છે. પુસ્તકોને બરાબર અથથી તે ઇતિસુધી રસપૂર્વક વાંચવા એનું નામ શ્રવણ છે. વાંચતી વખતે વંચાતા નિયમમાં જે જે ગુણ ગ્રહણ કરવા લાયક હોય તે બાબતપર ધ્યાન રાખી વિચાર કરવો તેનું નામ મનન છે. તેજ વાંચેલા વિષયને આચારમાં મૂકવો, તે પ્રમાણે આપણું વર્તન રાખવું-તે તે ગુણમય થવું તેનું નામ નિદિધ્યાસન છે.

દ્રષ્ટાંત તરીકે હરિશ્ચંદ્ર તારામતિનું નાટક વાંચતાં હોઇએ તો તે પૂર્ણ વાંચી જવું, વાંચતાં વાંચતાં તેને આવી પડેલી અનેક વિપત્તિઓ, ને વખતે રાજા હરિશ્ચંદ્રે રાખેલો સત્નિશ્ચય, તારામતિનું પતિ સાથેનું સહધર્મચારિણીપણું, અંતમાં તેમને મળતો વિજય એ બાબતો ઉપર વિચાર કરીએ તો તેમાંથી આપણે તદનુસાર વર્તવા કાંઇક નિશ્ચય ઉપર આવીએ છીએ; અને વાંચ્યા પ્રમાણે વર્તવું એજ વાંચન વાંચવાની રીતિ છે.

બ્હેનો! બીજો એક નજર આગળ બનેલો દાખલો લઇએ. શ્રીયુત ગાંધી કે જેમણે દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડાઇમાં અનેક કષ્ટ વેઠયાં, તેમનાં પત્ની તેમનાં સહાયક બન્યાં અને અત્યારે ઠેર ઠેર ગૌરવને પાત્ર બન્યાં છે.

આ ઉપરથી આપણે એ સૂત્ર યાદ રાખવાનું છે કે હરેક મનુષ્યે જોવું વિચારવું અને આચરવું. અને આ સૂત્ર પ્રમાણે જ્યારે આપણે વર્તીશું જ આપણે સતિઓનાં ઝળહળતાં નામોની સ્મરણાવળીમાં જોડાઇશું.

બ્હેનો! પૂર્વની સતિ સ્ત્રીઓ જુઓ અને તેમના જેવા બનવા પ્રયત્ન કરો. પૂર્વનાં અને આજનાં ચારિત્રવાન્ પુરૂષો અને સ્ત્રીઓનાં જીવન અવલોકવા માટે જેમ બને તેમ વાંચનનો શોખ જરૂરનો છે.

ચારિત્રવાન્ અને બળવાનનાં વૃત્તાંતો આપણને તેવાં બનવાની છાપ પાડી શકે છે તેમજ ધર્મિષ્ટ મહાત્માઓનાં વૃત્તાંતો આપણને તેવાં બનાવે છે. ઐતિહાસિક બિનાઓ વાંચવાથી પણ આપણી પૂર્વની સ્થિતિ, હાલની સ્થિતિ, જગત્‌ની ઉથલપાથલો, કુદરતની અગમ્ય લીલાઓ અને આ સઘળા ઉપરથી જગતકર્તા તરફનું આપણું વલણ વિશેષ અંશમાં ખીલાવી શકાય છે.

બ્હેનો! આ ઉપરથી આપણે એજ જોવાનું છે કે જેમ બને તેમ ઘરકામ ઉપરાંતનો નવરાશનો વખત ઉપયોગી વાંચનમાં ગાળવા પ્રયત્ન કરવો. વાંચનનો શોખ હોય તો વર્તમાન પત્રો, માસિકો વાંચવાનું મન થાય, બાકી તો ઘણા ઘરાકોમાં પોતાના નામ પ્રમાણે રોજીંદા કે અઠવાડિક પત્રો ને માસિકો ઘણા આવતાં છતાં કંઇપણ તેમને ખબરો હોતી નથી. પેપરો વાંચવાથી ચાલુ કાળમાં શું શું થાય છે તે જાણી શકીએ છીએ, ખોટા વહેમો તથા કઢંગા રીવાજો કેવી રીતે દુર કરવા તે પણ વાંચનના અભ્યાસથી થઇ શકે છે. સંસારમા પુત્રી તરીકે, પત્ની તરીકે, માતા તરીકે, સાસુ, નણંદ, દેરાણી, જેઠાણી તરીકે આપણી શું શું ફરજો છે, કેવી રીતે વર્તવાથી આપણો સંસાર સુખમય નિવડે એ સઘળુ પુસ્તકોના બહોળા અભ્યાસથી જ થઇ શકે છે. જેમ વિશેષ જ્ઞાન મેળવાય છે તેમ આપણુ કર્તવ્ય વગર ગુંચવણે સમજાય છે. દરેક સ્ત્રીઓ જ્યા સુધી પોતાના ધર્મો સમજે નહિ, હૃદય કેળવાઇને કોમળ બને નહીં, પ્રેમથી પીગળે નહીં, નમ્રતારૂપી નૂર ઝળકે નહિ, બીજાને ઉત્તમ પ્રકારે શીખામણ આપવા સમર્થ બને નહિ, કુટુંબ પ્રતિની પરસ્પરની ફરજો અદા કરી શકાય નહીં ત્યાં સુધી ખરી કેલવણી લીધી છે એમ મનાય નહીં. તેથી અંતમાં પણ એજ શબ્દો વાપરૂં છું કે વાંચનરૂપી મિત્રની સાથે ગોષ્ઠી કરો, અને શાસ્ત્રકારોના द्रष्टव्यो, श्रोतव्यो, मन्तव्यो, निदिध्यासितव्य: એ આત્માપ્રતિ અવલંબના વચનોને આપણા વ્યવહારની ભૂમિકામાં લાગુ પાડી "વાંચો, સાંભળો, વિચારો અને આચરો" એને આપણું જીવનસૂત્ર બનાવી જગતકર્તાની વિશાળ ભૂમિ ઉપર આનંદથી દિવસ ગાળવા આપણા અલ્પ જીવનમાં ભાગ્યશાળી થઇશું.

# કૈલાસવાસી ગોપાલ કૃષ્ણ ગોખલે.

( રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર બી. એ. )

Be inspired with the belief that life is a great and noble calling; not a mean and grovelling thing, that we are to shuffle through as we can, but an elevated and lofty destiny. ( Gladstone ).

But for whom should I work if not for the people? Born of the people, trusted by the people, I hope to die of the people.

( C. Bradlaugh ).

આશરે દશેક વર્ષપર રા. રા. ડબલ્યુ. સી. બૅાનરજી તથા ન્યાયમૂર્તિ બદ્રુદ્દીન તૈયબજીના સ્વર્ગવાસ નિમિત્તે શોક જાહેર કરવા અમદાવાદમાં સભા મળી હતી તેમાં સ્વ. દિ. બ. અંબાલાલજીએ કહ્યુ હતું કે "આપણો દેશ ગરીબ છે, અને તેમાં દેશાભિમાનની લાગણીમાં અને દેશાભિમાની પુરૂષોની સંખ્યામાં તે મુખ્ય કરીને ગરીબ છે. તેવા દેશમાથી દેશ ભક્તનુ સ્વર્ગગમન થવું તે ખચીત દિલગીરી ઉપજાવનારી બીના છે. × × × મહા પુરૂષો દેશની દોલત છે. હિંદ ગરીબ છે, અને મહાપુરૂષોરૂપી દોલતના સંબંધમાં તે ખાસ કરીને ગરીબ છે. જે દેશોમાં મહાપુરૂષો મોટી સખ્યામાં ઉત્પન્ન થાય છે તે મોટા અને ધનવાન ગણાય છે. આપણા દેશમાં મોટા પુરૂષો થોડા ઉત્પન્ન થાય છે તેની સાથે બીજી અફસોસની વાત છે કે જે મહાન નરો સ્વર્ગવાસી થાયછે તેમની જગો પૂરે એવા પુરૂષો આપણા દેશમાં ઘણે પ્રસંગે માલમ પડતા નથી."

દશ વર્ષપર બોલાયલા ઉપલા શબ્દો આજે વિશેષે કરી લાગુ પડેછે. જે મહાપુરૂષનાં જીવનપર હિંદે ઘણી આશા બાધી હતી, જે મહાપુરૂષે જીવન પર્યન્ત લોક સેવાનો ઝળકતો વાવટો દેશસમક્ષ ધર્યો હતો, જે મહાપુરૂષ પોતાની જ બુદ્ધિ, વ્યવહારકુશળતા, સાદાઈ અને મીલનસાર સાત્વિક વૃત્તિયા હિંદી તેમજ યુરોપી અને અવર દેશની પ્રજાના તમામ વર્ગમાં પ્રિય થઇ પડયા હતા તે મહાપુરૂષ નામદાર ગોપાલ કૃષ્ણ ગોખલે સી. આઇ. ઇ.ના પરલોકવાસથી હિંદને પડેલી ખોટ નાની સૂની નથી.

રા. ગોખલેનો જન્મ ઇ. સ. ૧૮૬૬ માં ગરીબ માબાપને પેટ થયો હતો. અઢાર વર્ષની ઉમ્મરે મેજ્યુએટ થઇ તેઓ વીશ વર્ષની વયે ફર્ગુસન કૉલેજમા

પ્રોફેસર તરીકે જોડાયા, અને ફક્ત રૂા. ૭૫) ના માસિક પગારથી સંતોષ માની વીશ વર્ષ સુધી એ રસ્તે દેશ સેવા કરવાનું વ્રત લીધું. ઇતિહાસ અને અર્થશાસ્ત્ર એમને બહુ પ્રિય હતાં અને તેનો જ એમણે આ જગોએ ખાસ અભ્યાસ કર્યો. એ વિષયો એમની રાજકીય પ્રવૃત્તિઓમાં કેટલા ઉપયોગી થઈ પડયા એ જગજાહેર છે. એકત્રીશ વર્ષની વયે તેમને પુના સાર્વજનિક સભાના ત્રિમાસિકનું આધિપત્ય સોંપ્યું; પચાસમે વર્ષે તેઓ પ્રોવિન્સિયલ કૉન્ફરન્સના અને એગણત્રીશમે વર્ષે કોંગ્રેસના સેક્રેટરી નીમાયા.

ફર્ગ્યુસન કોલેજમા જોડાયા ત્યારથી, ઘણું ખરૂં તે પહેલાં, તેમણે મર્હુમ મહર્ષિ રાનડેની આંખ આગળ હિંદના આર્થિક પ્રશ્નોનો ઉંડો અભ્યાસ કર્યો; એમ કહીયે તો ચાલે કે એમની દરેક પ્રગતિમાં રાનડેનો મુખ્ય હાથ હતો. રાનડે એમના ગુરૂ, એમના સહાયક હતા. સને ૧૮૯૭માં હિંદની નાણાં વિષયક સ્થિતિ સંબંધી તપાસ ચલાવવા ઇગ્લાંડમાં જે કમિશન બેઠું તેમાં, સરકારી નોકરીને લીધે રા રાનડેથી જઈ શકાય તેમ નહીં હોવાથી, એકત્રીશ વર્ષના યુવાન ગોખલેને મોકલ્યા. તેમણે ત્યાં આપેલી જુબાની, રજુ કરેલા આંકડા અને સમર્થ દલીલો હિંદના દેશભક્તને લાયક હતા.

ઇગ્લંડની મુસાફરી દરમિયાન બનેલા બે બનાવો આ વખતે યાદ આવ્યા સિવાય રહેતા નથી પ્રથમ તો એમને કેલે આગળ થયેલો અકસ્માત અને બીજો મુંબાઇ સરકારની પ્લેગ વખતની રાજનીતિ સામે ઇગ્લાંડમાં એમણે લખેલા લેખો. કેલે આગળ એમની કેબિનનું બારણું એમની છાતી સામું જોરથી પછડાયું; હિંદુસ્તાનના સુભાગ્યે તેઓ તે વખતે બચ્યા પણ તે દિવસથી છાતીનું દરદ હર હમેશનું કાયમ રહ્યું ઇગ્લંડમાં લખેલા લેખોથી લાર્ડ સેન્ડહર્સ્ટની સરકાર અને અહીંના એંગ્લો ઇન્ડિયન પત્રો ઘણાં ઉશ્કેરાઇ ગયાં, અને લખેલી હકીકત પુરવાર કરી આપવા અગર માફી માગવા રા ગોખલેને સુચના કરી રા ગોખલે સાથે રહેલા એક માનનીય સદસ્ય જેઓ આ સઘળી બીનાથી વાકેફગાર હતા તેમણે આ લેખકને કહ્યું હતું કે રા ગોખલેને ખબર પુરી પાડનાર સદસ્યોને કંઇ નુકસાન થશે એ બીકેથી જ તેમના બચાવ ખાતર તેમણે માફી માંગી. અને લોકની હાંસી-અપ્રીતિનો ટોપલો માથે લીધો. પણ નિષ્કામ વૃત્તિથી કાર્ય કરનાર દેશસેવક માન અપમાન, શાબાશીની કયાં પરવા હોય છે? એમનું અંતિમ લક્ષ્ય દેશસેવા જ હોય છે, તો પછી તેમને બીજો ભય કયાં રહો? રા. ગોખલે એમના કાર્યમાં નિત્ય નિયમ મુજબ મચ્યા રહ્યા, અને ત્રણ વર્ષ બાદ મુંબઇની ધારાસભામાં વિદ્વતા અને દેશદાઝભર્યા ભાષણોથી અને તે પછીની કારકીર્દીથી બની ગયેલા દુઃખદ બનાવની વિસ્મૃતિ કરાવી.

સને ૧૯૦૨માં સર ફીરોજશાહ મહેતાએ એક ઉચ્ચ નેતાને શોભે એવા એમના હમેશના સ્વભાવ મુજબ રા. ગોખલેને પોતાની જગોપર નામદાર વાઇસરાયની કાઉન્સિલમાં મોકલ્યા, અને એ જગોપર તેઓ છેવટ સૂધી રહ્યા. એ ચૌદ વર્ષ દરમિયાન એક કેળવાયલો હિંદી પ્રસંગ મળે દીર્ઘઉદ્યોગ અને કર્ત્તવ્યનિષ્ઠાથી શું કરી શકે તેમ છે એ એમણે પ્રત્યક્ષ બતાવ્યું. લોકપ્રતિનિધિ છતાં કાઉન્સિલમાં અને રાજકર્ત્તા કોમમાં એમના અભિપ્રાયોનું વજન-ગૌરવ સૌથી વિશેષ માનનીય ગણાયું, દેશ વિદેશના સમર્થ નાયકોના આદર અને પ્રેમના પાત્ર થઇ યુરોપી પ્રજામાં હિંદના એક સર્વોત્તમ રાજકીય પ્રતિનિધિ તરીકે તેઓ લેખાયા એ એમની કામ લેવાની-કરવાની રૂઢીનું રહસ્ય હતું.

સને ૧૯૦૫માં કોંગ્રેસનું પ્રમુખપદ તેમને મળ્યું, તેજ વર્ષે તેમણે રાનડે ઇન્સ્ટિટ્યૂટ અને તેમનું ચિરંજીવ સ્મારક સર્વન્ટ્સ ઑફ ઇંડિયા સોસાયટી સ્થાપ્યાં. છેલ્લાં વરસોમાં મફત અને ફરજીયાત કેળવણીનો કાયદો પસાર કરાવવા સારૂ લીધેલી તનતોડ મહેનત ઉપરાંત ડીસેન્ટ્રલાઇઝેશન કમિશન, અને નહીં ભૂલાય એવી આફ્રિકામાં હિંદવાસીઓની હાડમારીની ચલવલ અને પબ્લિક સર્વિસ કમિશનમાં એમનું સંપૂર્ણ લક્ષ પરોવાયુ હતું. છેલ્લા કમિશનનો રીપોર્ટ બહાર પડે તે પહેલાં તો ફક્ત ઓગણપચાસ વરસની વયે હિંદના આ એક મહાન નાયક, સેવક અને ભક્તે શુક્રવાર તા. ૧૯ ફેબ્રુઆરીની રાત્રે સાડાદશ વાગે દેહ છોડી. આજે આખી દુનિયા એક અવાજે એમના યશોગાન કરે છે. હિંદના જાહેર જીવનમાં લગભગ એક દાઢેકા સૂધી એમની જગો પૂરવી મુશ્કેલ છે એ દેશનું કમભાગ્ય છે. દેશસેવાના કામો એક હાથે થવા મુશ્કેલ છે. આપણા દેશમાં નિઃસ્વાર્થી કામ કરનારાઓ પણ ઘણા ઓછા છે, અને જે છે તેમના શીરપર અતિશય બોજો છે. જાહેર. સેવાનો આવો બોજો કાંઇક ઓછો હોત તો રા. ગોખલે થોડું ઘણું વધુ જીવત એ નિઃસંશય છે. એમનું અકાળ મૃત્યુ દેશને એક શ્રાપ સમાન છે, અને તેનું પ્રાયશ્ચિત રા. ગોખલેના ગુણ ગાઇ હાથ જોડી બેશી રહેવાથી નહીં પણ દેશસેવાનો જે માર્ગ એ મહાપુરૂષે બતાવ્યો તે માર્ગે જઇ, થયેલું નુકસાન ઓછું કરવાનો અને એમનું આરંભેલું કાર્ય સંતોષપૂર્વક પૂરૂં કરવાનો છે.

આજ કાલ મહાપુરૂષનો ઈલ્કાબ જેને તેને છૂટથી આપી દેવામાં આવેછે; પણ દેશની ધાર્મિક, સામાજિક, આર્થિક યા રાજકીય પ્રગતિનું ચક્ર જે પોતાની બુદ્ધિ, કળાકૌશલ્ય યા બાહુબળ વિગેરે ગુણોથી અસાધારણ વિજયથી સુમાર્ગે

# ઑનરેબલ મી. ચીમનલાલ હરીલાલ સેતલવાડ.

( લેખક:—સેવાધર્મી. )

પરમાત્માના કોઇ નહિ કળી શકાય તેવા મહાન્ નિયમને આધીન થઇ, આખા હિંદુસ્તાનને પ્રિય થઇ પડેલા, ચાલુ જમાનામાં આખા ભારત વર્ષને કર્મ યોગનો ગૂઢ પાઠ શીખવી રહેલા, અને આખી ઇંગ્રેજી સલ્તનતમાં ફતેહબાજ રાજ્યદ્વારી તરીકે નામના કરી રહેલા, ગોપાલ કૃષ્ણ ગોખલે એમના પ્રિય કર્તવ્ય પ્રદેશને છોડીને ગયા માસમાં ચાલી ગયા. તેમના જવાથી જે ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં હિંદના ઉદ્ધાર માટે તેઓ કામ કરતા હતા ત્યાં તેમનું સ્થાન સુનુ પડયું; અને તે પુરવાનું અન્ય દેશાભિમાની પુરૂષોનું પરમ કર્તવ્ય થઇ પડયું. આવું એક સ્થાન આપણા દેશની ના. વાઇસરોયની વડી ધારાસભામાં ખાલી પડયું, અને તે પુરવાને માટે આપણા જ્ઞાતિબંધુ રા. રા. ચીમનલાલ હરીલાલ સેતલવાડ ખરા દેશ સેવકોને છાજે તેવી તત્પરતાથી તૈયાર થયા. અને ગઇ તા. ૧૩ મી માર્ચે મુંબાઇની ધારાસભાના બિન સરકારી સભાસદોએ તેમને ના. વાઇસરોયની ધારાસભામાં કામ કરવાને માટે યોગ્ય ઠરાવીને ના ગોખલેની જગોએ ચુંટી કાઢયા. લોકો તરફથી ચુંટાઇને જે ઉચામાં ઉચી જગ્યાએ પહોંચવાનું કોઈ પણ હિંદીને આપણા દેશમાં શકય છે, તે જગ્યાએ રા. ચીમનલાલજી ચુંટી કઢાયા છે. આ માન મેળવનારા તેઓ પ્રથમ જ ગુજરાતી હિંદુ છે; અને તે માટે આપણી આખી નાત વ્યાજબી અભિમાન ધરાવી શકે; આ પ્રસંગનો લાભ લઇ તેમના ઉપયોગી અને બોધક જીવનનું ટુંક વૃત્તાંત અત્રે આપ્યું છે.

રા. ચીમનલાલજી એક પુરાણા અને જાણીતા કુટુંબના નબીરા છે. તેમના દાદા અંબાશંકર બ્રીજરાયનું નામ આખા ગુજરાતમાં જાણીતું છે અને પ્રમાણિકપણા માટે તો તે કહેવત રૂપ છે. તેઓ અમદાવાદના મુખ્ય સદર અમીનના ઉંચા અને માનભર્યા હોદ્દા ઉપર હતા, અને તેમને વિષે લખતાં જેમ્સ સધરલેંડ સાહેબે જણાવ્યું છે કે "શુદ્ધ દાનત અને કામની એકાગ્રતા તથા પ્રમાણિકપણામાં એમને આંટે તેવો બીજો કોઈ દેશી ગૃહસ્થ મ્હેં જોયો નથી." વળી એમના પ્રમાણિકપણાની કથા તો હજી પણ ગુજરાતમાં ઘણી જાણીતી છે.

રા. ચીમનલાલજીના પિતા રાવ સાહેબ હરીલાલજી પણ સદર અમીનને ઓધ્ધે આવવા ભાગ્યશાળી નિવડયા હતા. સને ૧૮૫૪ની સાલમાં ગુર્જર સાહિત્યમાં જાણીતા થયલા, "ફાર્બસ વિલાસ" અને "ફાર્બસ વિરહ" ના નાયક, એ. કે. ફાર્બસ સાહેબે લખ્યું હતું કે, હરીલાલ અંબાશંકર, એમના પિતા જેઓ મ્હારી ઓળખાણના સઘળા ન્યાયાધીશોમાં ઘણાજ હોશિયાર અને પ્રમાણિક હતા, તેમનો હોદ્દો ઘણી જ સારી રીતે શોભાવે તેવા ચિન્હ દાખવે છે. આ ઉપરાંત વૅાકર સાહેબ, ન્યુનહેમ સાહેબ વગેરે જાણીતા ન્યાયાધિકારીઓએ વખતોવખત તેમના કામ માટે સંતોષ દર્શાવ્યો હતો; અને સને ૧૮૭૭માં તેઓ નોકરી ઉપરથી ફારગ થયા ત્યાર પછી તેમની સેવાની પિછાન કરીને હિંદુસ્તાનના વાઇસરોય લૅાર્ડ લીટને તેમને રાવ સાહેબના ઇલ્કાબની સનદ બક્ષી હતી. ઇંગ્રેજ સરકારની સેવા બજાવ્યા બાદ બીજાં દશ વર્ષ સુધી રા. સા. હરીલાલજીએ લીમડીના દિવાનનો માનવંત ઓધ્ધો ભોગવ્યો હતો; દિવાન તરીકે તેમણે રાજા અને પ્રજા બન્નેની પ્રીતિ સંપાદાન કરી હતી. રા. ચીમનલાલજી મર્હુમ રા. સા. હરીલાલજીના બીજા પુત્ર છે. તેઓનો જન્મ ભરૂચ શહેરમાં ઇ. સ. ૧૮૬૪માં થયો હતો. તેમણે પોતાની શરૂઆતની કેળવણી અમદાવાદમાં લીધી હતી. સને ૧૮૮૦માં મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી, તેઓ વધુ અભ્યાસ માટે મુંબાઇ આવ્યા અને એલ્ફીન્સ્ટન કૅાલેજમાં દાખલ થયા. આ વખતે જાણીતા ડૅા. વર્ડસ્વર્થ ત્યાં પ્રીન્સીપાલ હતા; અને તેઓને રા. ચીમનલાલજીની ખંત, ઉલટ તથા વિદ્યા પ્રીતિને લીધે તેમની તરફ પક્ષપાત થયો હતો; અને તેમનો સંબંધ ગુરૂ શિષ્યમાંથી ફેરવાઇને મૈત્રિનો થઇ ગયો હતો. અને કૅાલેજ છોડયા પછી વર્ષો સુધી બન્ને વચ્ચે પત્ર વ્યવહાર ચાલુ હતો સને ૧૮૮૪માં ઇતિહાસ અને અર્થશાસ્ત્રનો વિષય લઇને તેમણે બી. એ. ની પરીક્ષા પસાર કરી. આ સમયમાં, દરેક વિદ્યાર્થીની માફક તેમની આગળ પણ "ધંધાની પસંદગી" નો સવાલ આવીને ઉભો રહ્યો. ડૅા૦ વર્ડસ્વર્થ તેમના કુટુંબની પ્રખ્યાતી જાણવા પામેલા હોવાથી તેમણે સૂચના કરી કે સનંદી નોકરી માટે ઉમેદવારી કરવી. તે વખતે જીલ્લાના જાણીતા અને નામીચા કુટુંબના નબીરાઓને આ ઉંચી જગાઓએ નીમવાનો રિવાજ હતો, અને ડૅા૦ વર્ડસ્વર્થે ફકત સૂચના કરી એટલુંજ નહીં પણ સેતલવાડ કુટુંબની તવારીખ આપીને ગવર્નર સાહેબના સેક્રેટરી ઉપર મજબુત સલામણ પણ આપી; પરંતુ વિધિએ કાંઈ જુદુંજ નિર્મ્યું હતું. રા. ચીમનલાલજીને

વખતને માટે ન્હાની લાલચ આપી સદાને માટે સરકારી નોકરીની સુનાની સાંકળે બાંધી લેવા નહોતા; પણ બીજા ક્ષેત્રોમાં ઘુમવાનું, રળવાનું અને અવનવી લોકસેવા કરવાનું તેમને માટે નિર્માયલું હતું. તેથી તેજ વખતે સરકારે ઠરાવ બહાર પાડયો કે હવે એ જુની રૂઢીને બદલે ખાતાના માણસોને જ ઉંચા હોદ્દા ઉપર નિમવા. આ ઠરાવને લીધે રા. ચીમનલાલજીની નિમણુંક થઇ નહીં. બી. એ. પાસ થયા પછી સરકારી ટ્રાન્સલેટરની ઑફીસમાં રૂ. ૧૦૦)ને પગારે તેઓ નિમાયા હતા, અને સાથે સાથે કાયદાનો અભ્યાસ પણ કરતા હતા. ૧૮૯૭ના જાન્યુઆરી માસમાં તેમણે એલએલ બી.ની ડીગ્રી મેળવી અને મુંબઈમાં વકીલાત કરવા માંડી.

આ પછીના એમના જીવનનું વૃત્તાંત તે એક ઝળકતી કારકીર્દીની કહાણી છે; વકીલાતના ધંધામાં દિનપરદિન તેઓ વધુ અને વધુ ફાવતા ગયા. હાઇકોર્ટમાં જાણીતી અપીલોમાં તેઓ રોકાતા હતા, તેમ બહારગામની કોર્ટોમાં પણ તેઓને લઈ જવામાં આવતા હતા. અને ધીમે ધીમે એક બાહોશ ધારાશાસ્ત્રી તરીકે તેમની કીર્તિ ચોદિશ પ્રસરવા લાગી; પરંતુ ધંધાના દબાણમાં તેઓ લોકસેવા વિસર્યા નહોતા. બી. એ. પાસ થયા તે વખતથીજ કોઈપણ પ્રકારે દેશસેવા કરવા તરફ તેમની તીવ્ર વૃત્તિ હતી. તે સમયમાં ગુજરાતી ભાષાનો વિકાસ ઘણોજ ઓછો થયેલો હતો અને તેમાંએ રાજકીય અથવા તો શાસ્ત્રીય પુસ્તકો તો ઘણાજ ઓછા લખાયલા હતા. આ ઉપરથી પોતાની માતૃ ભાષાને સમૃદ્ધ કરવાના હેતુથી, તથા પોતાના દેશભાઇઓમાં નવીન જ્ઞાન પ્રસારવાના ઉત્સાહથી તેમણે કૉટન સાહેબના "બ્રિટીશ હિંદુસ્તાન" નામના ગ્રંથનું ભાષાંતર કર્યું. ત્યારબાદ બીજા બે શાસ્ત્રીય ગ્રંથના પણ તેમણે ગુજરાતીમાં અનુવાદ કર્યા. આપણાજ જ્ઞાતિબંધુ સદ્‌ગત દિ. બા. અંબાલાલજીએ ગ્રીકકૃત અર્થશાસ્ત્રનું ભાષાંતર કર્યું હતું. તે પહેલાં અને ત્યાર પછી ગુજરાતી ભાષામાં અર્થશાસ્ત્રનું એક પણ પુસ્તક નહોતું, તે ખોટ પુરી પાડવા રા. ચીમનલાલજીએ ફૉસેટકૃત પુસ્તકને આધારે "અર્થશાસ્ત્રના મૂળતત્વો" નામનું પુસ્તક રચ્યું. આમાં તેમણે ઘણા પારિભાષિક શબ્દો નવા રચીને દાખલ કર્યા છે. આ પુસ્તક ટ્રેનીંગ કૉલેજમાં વિદ્યાર્થીઓને વંચાવવામાં આવે છે. ત્યાર બાદ તેમણે અર્થશાસ્ત્રનું જ્ઞાન લોકપ્રિય થાય તે સારૂ અર્થશાસ્ત્રની વાતો ઇંગ્રેજી ઉપરથી અનુવાદ કરીને લખી. આ વાતો ઘણીજ સરળ ભાષામાં લખેલી છે, અને તેમાં અર્થશાસ્ત્રના મૂળ સિદ્ધાંતોનો સમાવેશ કરેલો છે.

માંડયો, જેને પરિણામે તેઓ પોતાના ધંધામાં ઘણાજ આગળ વધ્યા. અને અત્યારે તેઓ મુંબઇના ધારાશાસ્ત્રીઓના મોખરાની હારમાં ગણાય છે.

મુંબઇની અંદર પ્રાથમિક કેળવણી ઉપર દેખરેખ માટે પહેલાં એક જોઇન્ટ સ્કુલ કમિટી નામે મંડળ હતું. ઑ૦ મી૦ સેતલવાડના કેળવણી સંબંધી પ્રશ્નોના ખાસ અભ્યાસને લીધે ઇ. સ. ૧૮૯૭ની સાલમાં સરકારે તેમને આ મંડળના સભાસદ નીમ્યા. ૧૯૧૦માં પ્રાથમિક કેળવણીનો બધો જુમ્મો તેમજ કારોબાર મુંબઇની મ્યુનિસિપાલીટીને હાથ આવ્યો તે વખતે, અને ત્યાર પછી પણ ઑન૦ સેતલવાડને મ્યુનિસિપાલીટીએ સ્કુલ્સ કમિટીમાં ચુંટી કાઢીને મોકલ્યા. અને ૧૯૦૨ની સાલથી તો આ કમિટીના સભ્યોએ પોતાના પ્રમુખ તરીકે વખતોવખત ચાલુ નિમ્યા છે અને હજી પણ તેઓ તેના પ્રમુખ તરીકે ચાલુ છે. આ કમિટીદ્વારા તેમણે મુંબઈમાં પ્રાથમિક કેળવણી સંબંધી સંગીન સુધારા દાખલ કર્યા છે. તેમાં ખાસ કરી શિક્ષકોની યોગ્યતા, તથા શાળાઓ માટે યોગ્ય મકાનોની બાબતમાં તેમણે ઘણું ધ્યાન આપ્યું છે. વળી મ્યુનિસિપાલીટીના તેઓ હજી પણ સભાસદ છે અને તે દ્વારા પણ દેશસેવા બજાવેછે.

૧૮૯૭ થી ૧૯૦૩ સુધી તેઓ ધારાસભાની બ્હાર રહ્યા. પરંતુ જે સંસ્થાના પ્રતિનિધિ થવાને તેઓ સર્વાંશે યોગ્ય હતા તેજ સંસ્થાએ છેવટે તેમની કદર કરી, અને ૧૯૦૩ની સાલમાં મુબાઇ યુનીવર્સીટીએ તેમના પોતાના પ્રતિનિધિ તરીકે ધારાસભામાં ચુંટી કાઢીને મોકલ્યા. તે વખતથી કે આજ સુધી તેઓ આ સંસ્થા તરફથીજ ધારાસભામાં બિરાજે છે, અને આજ ત્યાં આગળ નિડરતાથી લોક સેવા કર્યા કરે છે અને આ લીટીઓ લખાય છે તે વખતે પણ તેઓ હાઇ કોર્ટના ઓરીશીયલ એસાઇનીની જગોના સવાલ ઉપર મુંબાઇની ધારાસભામાં ચર્ચા ચલાવી રહ્યા છે. ધારાસભામાં ઉચ્ચ કેળવણી બાબત તેમણે જે સેવાઓ કરી છે તેમાં બે મુખ્ય તરી આવે છે. લૉર્ડ હેરીસના વખતમાં પુનાની ફર્ગ્યુસન કૉલેજની મળતી સરકારી ગ્રાંટ બંધ કરવામાં આવી તે સંબંધી એમણે ઘણી સખત લડત ચલાવી હતી. તથા બીજી સેવા અમદાવાદની ગુજરાત કૉલેજના સંબંધમાં તેઓએ કરી હતી. અમદાવાદની વધતી જતી આબાદી તથા વિદ્યાર્થીઓની સંખ્યા ધ્યાનમાં લઇને ત્યાં આગળ અવ્યવસ્થિત કૉલેજને બદલે આદર્શરૂપ સરકારી કૉલેજ હોવી જોઇયે, એ મત તેમણે સરકાર આગળ રજુ કર્યો અને સરકારે તે છેવટે સ્વીકાર્યો પણ ખરો. આ ઉપરાંત બીજી કૉલેજના સાધન વધારવા તરફ તથા છોકરાઓને રહેવાના મકાનોના સુધારા તરફ તેમણે વારંવાર સરકારનું ધ્યાન ખેંચ્યું છે અને તેમાં સુધારા પણ કરાવ્યા છે. આ સામાન્ય કેળવણી ઉપરાંત

બેસી રહેનારા પણ, જો ધારે તો પોતાના ધંધા ઉપરાંત દેશ સેવામાં ઘણો સમય આળી શકે. અલબત્ત સ્વ. ગોખલે માફક નિવૃત્તિ નિવાસ અંગીકાર કરી શકાય તો તો ઘણુંજ ઉત્તમ; પરંતુ તેમ ન થાય તો કાંઈજ ન કરવું તે કાંઇ વ્યાજબી નથી.

ગૃહજીવનમાં તેઓ સાદા, નિરભિમાની, શાંત પ્રકૃતિના અને મિલનસાર સ્વભાવના ગૃહસ્થ છે. ધંધાની રોકાણને લીધે અને અન્ય પ્રવૃત્તિઓને લીધે સાંસારિક પ્રશ્નો તરફ તેઓ જોઇએ તેટલું ધ્યાન આપી શકયા નથી; છતાં એ પોતે જાતે તો ઘણાજ આગળ વધેલા વિચારો આ બાબતમાં ધરાવે છે. તેઓ ઉપલાજ કારણથી તથા મુંબઈના વસવાટને લીધે, નાત સંબંધી બાબતો તરફ પણ કાંઇ લક્ષ આપી શકયા હોય તેમ લાગતું નથી. પરંતુ આપણે બ્રહ્મક્ષત્રીઓ જાહેર દેશસેવાઓ કરનાર આ જ્ઞાતિબંધુને-આપણા જ્ઞાતિભોગે પણ-ખડખડાટ કે કચવાટ વિના વધુ ને વધુ દેશસેવાઓ કરવા માટે આનંદ સાથે આગ્રહ કરીશું. ઑન૦ મી૦ સેતલવાડનાં પત્નિ પણ મુંબઇમાં કેટલું થયાં ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળદ્વારા પોતાની બ્હેનોની સેવા કરે છે તેની નોંધ લેવી અસ્થાને નહીં ગણાય.

ઑન૦ મી૦ સેતલવાડની બુદ્ધિશક્તિ, ધારાસભાનો તેમનો અનુભવ, તેમની ચર્ચા કરવાની પદ્ધતિની ઉત્તમતા, ભાષણની છટા તથા જાહેર સવાલોનો અભ્યાસ તથા કેળવણી સંબંધી વિષયોનું તેમનું જ્ઞાન ધ્યાનમાં લેતાં, જે માનવંત ગૃહસ્થની અધુરી મુકેલી સેવા બજાવવા તેઓ વડી ધારાસભામાં જાય છે તે તેઓ ઘણે દરજ્જે બજાવી શકશે એમ આશા રાખીશું. તે સંબંધીની તેમની યોગ્યતા બાબત મુંબઇના એક જાણીતા પત્રમાંથી ઉતારો કરીને આ ટુંકો લેખ સમાપ્ત કરીશું:—

" × × × × × તેઓ ખચીતજ એવું પાણી ધરાવે છે કે જે
" કીર્તિવંત નરની જગ્યાએ તેઓ ચુંટી કઢાયા છે, તેમના જેવીજ મ્હોટી
" લોકપ્રિયતા, નામના, અને પ્રજા તથા નામદાર સરકારની બંનેની એકસરખી
" પ્રશંસા મેળવવાને, અને મર્હુમ મી૦ ગોખલેની માફક દેશ પરદેશમાં
" પોતાની કીર્તિનો ડંકો વગાડવાને તેઓ ભાગ્યશાળી થયા વિના રહેશે નહિ.
" **દેશસેવાને ખાતર મર્હુમ મી૦ ગોખલેની માફક જાતિભોગ આપ-**
" **વાને તૈયાર થવાની ઑન૦ મી૦ સેતલવાડને અમો મજબુતીથી**
" **માનપૂર્વક અપીલ કરેછે."**

# જ્ઞાતિ ગૌરવ.

—+++∞+++—

( રા. ધીરજલાલ ચીમનલાલ દેસાઈ )

## ૧. સ્થિતિ.

ઉપજાતિ વૃત્ત.

*યુગો ગયા કાળ અનેક વિત્યા,
અનેક કષ્ટો ધરી ખંત જીત્યા;
જીવી રહી સુસ્થિતિ એ અત્યારે,
શું જ્ઞાતિ એવી તજવી અમારે? ૧

પ્રજા થઈ છન્નું જન્મી મહાન,
યુનાન કાર્થેઝ્યન ને રૂમાન;
*હજી જીવી કાળ ઘણા અત્યારે,
શું જ્ઞાતિ એવી તજવી અમારે? ૨

પિતાજ માતા બહુ બંધુ છે જ્યાં,
દિને દિને વૃદ્ધિ અનેક છે ત્યાં;
‡અમારી કીર્તિ હજુ જે વધારે,
શું જ્ઞાતિ એવી તજવી અમારે? ૩

વર્ણાશ્રમે પંક્તિ ગણાય ઉંચી,
ગુણેજ જ્ઞાને કરમેય ઉંચી;
ઉંચી અમારી બહુ છાપ પાડે,
શું જ્ઞાતિ એવી તજવી અમારે? ૪

ન દુઃખ દે ને નહિ કષ્ટ દે એ,
ન વાત વિપ્રિત કદિ વદે એ;
ન બંધનો કારી જરા અત્યારે,
શું જ્ઞાતિ એવી તજવી અમારે? ૫

ન અન્ય જ્ઞાતિ સમ બંધનો છે,
ન અન્ય જ્ઞાતિ સમ પીડનો છે;
પ્રદેશ જતાં હરખે વધારે,
શું જ્ઞાતિ એવી તજવી અમારે? ૬

* The Hindu Caste system has existed for much longer than two thousand years and may continue to exist as long in the future. I do not believe in the probability of the extinction of the caste system. The modern modifications of it are merely superficial. (The Indian Review: *July 1913 p. 501*)

‡ Caste is a unifying factor in India. It makes the whole Hindu world kin, etc. (Ibd).

## ૨. ઉદ્દેશ.

રહ્યાં છે ફુંડા બહુ જ્ઞાતિ તત્વે,
જણાય રહેજે ન ખરૂં મહત્વે;
ભલે નકામી ગણતા અત્યારે,
ન જ્ઞાતી તેથી તજવી અમારે. ૭

સ્વ દેહના સુખની પૂર્ણતાનો,
ઉદ્દેશ છે હાલની વિદ્વતાનો;
સુજે ખરે તેથી નવું અત્યારે,
ન જ્ઞાતી તેથી તજવી અમારે. ૮

અનેક જન્મો તણી શુધ્ધતાનો,
ઉદ્દેશ છે જ્ઞાતિ તણો મહાનો;
* જન્મ્યા મરીશું નીજ જ્ઞાતિ માંહે,
ન જ્ઞાતિ તેથી તજવી અમારે. ૯

કહે ન કો' જ્ઞાતિ તજી જવું ક્યાં,
રહીત જાતી નહિ કોઇ સંસ્થા;
સદાય જ્ઞાતિ સુખદા અમારે,
ન જ્ઞાતિ તેથી તજવી અમારે ૧૦

વિદેશ દેશે બધુંએ નિહાળી,
†વિવેક સ્વામી વદતા પુકારીઃ—
" સર્વે ભૂમિને સહુ દેશ માંહે—
" બધેજ જાતિ વસતિ વિષે તો—
" વર્ણાશ્રમી જાતિ જ આર્ય વર્તે
" સુશ્રેષ્ટ તે " ડોલર " જાતિ કર્તે "
પ્રમાણ વાણી ઋષીની અમારે,
ન જ્ઞાતિ તેથી તજવી અમારે. ૧૧-૧૨

---

* દિ. બા. અંબાલાલ ભાઇએ એક પ્રસંગે કહ્યું હતું કે હું ક્ષત્રી કોમે જન્મ્યો છું અને ક્ષત્રી તરીકે મરવા ખુશી છું.

† વિવેકાનંદ સ્વામીએ એક ભાષણમાં કહ્યું છે કે દરેક દેશમાં મેં જાતિ વિભાગ જોયા છે, પાશ્ચિમાત્ય દેશોમાં જાતિ વિભાગ ડોલર (અમેરીકામાં ચાલતો એક સિક્કો)-દ્રવ્ય ઉપર આધાર રાખે છે; તેના કરતાં વર્ણાશ્રમ ધર્મ પ્રમાણેના ભારત વર્ષના જાતિ વિભાગ ઘણા સારા હેતુવાળા છે.

છેલ્લી બે કડીનું યુગ્મ-જોડકું છે.

# જ્ઞાતિના રીતરિવાજ.*

—+++○+++—

( લેખક–જ્ઞાતિબંધુ. )

જુલાઈ ૧૯૧૪ના ત્રિમાસિકમાં ઉપરના વિષય ઉપર રા. રા. મણીલાલ ચાકુતરાયના વિચારો વાંચ્યા પછી દરેક શુભ પ્રસંગે શું ખર્ચ થાય છે તે લખી મોકલું છું. અને તેમાંથી કેટલો ખર્ચ આવશ્યક છે તે વિચારવાનું કામ જ્ઞાતિ સમસ્તનું છે. આપણી નાતમાં હિંદુ ધર્મ પ્રમાણે ગર્ભાધાનથી માંડીને થતા સંસ્કારો પૈકી કેટલાક તો છેક નીકળી ગયા જેવા છે; એટલે તે સંસ્કારોને વાસ્તે દરેક કુલમાં જુદા જુદા રીતરિવાજો છે. કેટલાક કુટુંબોમાં આમાંના ઘણાખરા સંસ્કારો બીલકુલ થતા જ નથી, તેથી જે રિવાજો જ્ઞાતિ સમસ્તને લાગુ પડે છે તે વિષે જ લખું છું.

## ઉપનયન.

ઉપનયન ( યજ્ઞોપવિત ) સંસ્કાર હજુસુધી આપણી જ્ઞાતિમાં દરેક કુટુંબમાં પ્રચલીત છે. આ સંસ્કારમાં થતા કેટલાક ખર્ચ જરૂરના છે જ્યારે બીજા દેખાદેખીથી અને રૂઢીને અંગે થતા હોય એમ જણાય છે. આ સંસ્કારમાં મુખ્ય વાત બાળકને દ્વીજ બનાવવાની છે: બાળકને ગાયત્રીના મહામંત્રનો ઉપદેશ કરવામાં આવે છે; પછી તેને વિદ્યાભ્યાસ કરાવવાને ચારે વેદનું અતિ સુક્ષ્મમાં સુક્ષ્મ રૂપ–ફક્ત પ્રત્યેક વેદનો એક એક શ્લોક બોલાવીને પાંચ મીનીટમાંજ વિદ્યાભ્યાસની ક્રિયા પુરી કરવામાં આવે છે; તેને અંગે થતા ખર્ચમાં આશરે દશેક રૂપિયા દવેજી કિંવા અસ્તીજી ( શુકલજી ) ને અને પુરોહિત–ગોરને પાંચ રૂપિયા મળી કુલે ખર્ચ ધર્મક્રિયામાં રૂપિયા પંદરને સુમારે થાય છે. સાધારણ રીતે ઘણેખરે ઠેકાણે આ પ્રસંગને દિવસે જ જ્ઞાતિ જમણ કરવામાં આવે છે, તેમાં આશરે બસોથી ત્રણસો સુધીનો ખર્ચ થાય છે. લોકોમાં પોતાની આબરૂ જળવાય અને પોતાનું સારૂં કહેવડાવવા સારૂ વરઘોડો કાઢવામાં આવે છે જે ખાતે આશરે પચાસથી પોણોસો રૂપિયા સુધીનો ખર્ચ કરવામાં આવે છે

## લગ્ન.

આ વિધિ કાયદા પ્રમાણે સરકારે માન્ય રાખેલી અને ધર્મશાસ્ત્રે પણ ગૃહસ્થાશ્રમની ખાસ જરૂરીયાત તરીકે સ્વીકારેલી હોવાથી બધાંને કરવી પડેછે.

*૧૯૧૪ના જુલાઇના અંકમાં રા. રા. મણીભાઇએ જ્ઞાતિના રિવાજ કેવા હોવા જોઇએ તે ચર્ચા કરી છે. આ લેખમાં જુદુંજ દૃષ્ટિ બિંદુ દેખાય છે. રિવાજ કયા ચાલે છે અને તેમાં શું ખર્ચ થાય છે તે આમાં ઠીક બતાવ્યું છે.

ત્રિમાસિક ઑફીસ.

## મરણ પ્રસંગે થતો ખર્ચ.

આ ક્રિયામાં થતા ખર્ચમાં પહેલાં કરતાં હાલ ઘણો ઘટાડો થયો છે. જે દિવસે મરણ થાય છે તે દિવસે કાંઇ નકામું ખર્ચ થતું નથી. ત્રીજે દિવસે ચોઠી એટલે ઉઠમણું આપણે કરીએ છીએ. વૃદ્ધ મરણના ઉઠમણા વખત તેના ઘરના તેમજ તેના નજદીકના સગાંવહાલાં તરફથી બધી મળી કુલે દશથી પંદરેક રૂપિયાની રકમ ગોરને આપવામાં આવે છે. આ રકમ સાથે જ કાંઈક વધુ રકમ સખાવત તરીકે સગાંવહાલાંઓ આપે તો સારી રકમ એકઠી થાય જે કેળવણી ફંડમાં જાય અગીયારમાને દિવસે રૂપિયા દશ દવેજીને મળે છે તેમાંથી ગોરને ફક્ત બે રૂપિયા શુકલજી આપે છે. તેરમાને દિવસે પદસજ્યા કરવામાં આવે છે. સજ્યા તેમજ મ્હોટું પદ ગોરને અપાય છે, જેમાં રૂપિયા દશથી માંડીને તે રૂપિયા દોઢસો સુધીનો માલ ગોરને મળે છે. જે છુટાં તેર પદ કરવામાં આવે છે તેમાંથી એક શુકલજી-દવેજીને મળે છે અને બાકીનાં કુળ ગોર સિવાયના બીજા પુરોહિતોને વહેંચી દેવામાં આવે છે દરેક પદની કિંમત દરેક માણસની સ્થિતિ પ્રમાણે બે ત્રણથી પાંચ યા સાત રૂપિયા સુધીની હોય છે; અને તે દરેક પુરોહિત જે ત્યાં હાજર હોય તેનેજ મળવું જોઇએ એવી ગેરસમજ લેનાર તેમજ આપનાર માને છે. વાસ્તવિક રીતે આ પદો બ્રાહ્મણોને જ આપવાં જોઇએ. અગર જો પુરોહિતોને જ તે પદ આપવાં હોય તો તે પુરોહિતોને અગાઉથી કહેવડાવવું જેથી ઘણા પુરોહિતો નકામા તે વખતે આવી દાન આપનારને તકલીફ આપે છે તે બંધ થાય, તેમજ પુરોહિતોમાંથી પણ કલેશ ઓછો થશે જે પુણ્ય આપવાથી થાય છે તેના કરતાં પણ વધારે પુણ્ય તે રિવાજ બંધ કરવાથી થશે. છમાસી તેમજ વર્ષી ખાતે કંઇ ખાસ ખર્ચ થતું નથી. વર્ષી વખતે બે ચાર રૂપિયા પુરોહિતને અને પાંચ રૂપિયા દવેજીને આપવામાં આવે છે.

તેરમું, છમાસી અને વર્ષીના એમ ત્રણ જ્ઞાતિભોજન વૃદ્ધના મરણ પ્રસંગે થતાં હતાં તે ઘટીને ફક્ત તેરમાની એક નાત કરવામાં આવે છે. મરણની નાતમાં લગ્નની નાત જેટલો ખર્ચ થતો નથી કારણ કે તેમાં જમવા જનારાં હવે માત્ર બૈરાંઓ અને છોકરાંઓજ હોય છે. આ નાતનો ખર્ચ કમી કરી તેને બદલે કેલવણી ફંડ અગર જ્ઞાતિના બીજા ફંડોમાં રકમ ભરવામાં આવે તો સારૂં.

છેલ્લાં દશ બાર વર્ષમાં ઘણાં ખર્ચ કમી થાય છે છતાં કેલવણી ફંડ-ટ્રસ્ટ ફંડની ભંડોળ વધતી નથી એ ખેદજનક છે. આવકનો વિચાર કરી ધર્મ-દાનની બાબતમાં ધનની શઠતા બતાવવી જોઇએ નહીં.

---

# બુદ્ધિ તેજ ખરૂં નાણું છે.

( સૌ૦ રસીકમણી બાળમુકુંદરાય દેસાઇ. )

એક સખસને પગાર મળતો હોય તો તેને વ્યાજ લેખી તેની મુડી કેટલી થાય તે લેવાથી તેના પગારની તુલના સારી રીતે કરી શકાશે. જો સેંકડે પાંચ ટકા લેખે વ્યાજ ગણવામાં આવે અને તેને પગાર બાર માસે રૂા. ૪૦૦૦) મળતો હોય તો તે માણસનો પગાર રૂા. ૮૦૦૦૦) ની મુડીના વ્યાજની બરોબર ગણી શકાય. જો તેના પગારમાં બાર મહીને રૂા. ૧૦૦૦) નો વધારો થાય તો તેની મુડી પચીસ ટકા વધી એમ કહેવું તે ખોટું નથી. અને તેને મળતો પગાર રૂા. ૧૦૦૦૦૦)ની મુડી ઉપર પાંચ ટકાના વ્યાજની આવક બરોબર લેખી શકાય.

પૈસો હોય અને બુદ્ધિ ન હોય તેના કરતાં પૈસો ન હોય અને બુદ્ધિ હોય એ હજાર દરજ્જે સારૂં છે બુદ્ધિશાળી માણસ બુદ્ધિબળ વડે પોતાની કમાણી વધારી શકે છે, પરંતુ બુદ્ધિહીણ પણ પૈસાદાર માણસ તેમ કરી શકતો નથી. બુદ્ધિશાળી માણસને દર માસે રૂ. ૧૦૦) મળતા હોય તે પોતાની અક્કલના જોરથી બાર માસ બાદ રૂ. ૨૫)નો દરમાયો વધુ મેળવી શકે છે એટલે પાંચ ટકાનું વ્યાજ ગણતાં પોતાની મુડી રૂ. ૨૪૦૦૦) ઉપરથી રૂપીઆ ૩૦૦૦૦) ની કરી શકે છે. જ્યારે તેટલીજ મુડીવાળો બુદ્ધિહીણ પણ પૈસાદાર માણસ પોતાની મુડીમાં કેવળ વ્યાજનો જ એટલે રૂ. ૧૨૦૦)નો વધારો કરી શકે છે. બુદ્ધિશાળી માણસની આવક અગર પગાર વધવાનો એટલે મુડી વધવાનો દરેક સંભવ છે, જ્યારે બુદ્ધિહીણ માણસની મુડી ઘટવાનો પણ સંભવ છે.

પોતાની જાતે પોતાની ભૂલ સુધારી વિચાર કરી સુધરવું એ દરેક માણસ કરી શકે તેમ છે. બુદ્ધિશાળી માણસ હમેશાં શાંત મગજે વિચાર કરે છે, પોતાની ભૂલો ઉપરથી ધડો લે છે, અને તક મળે પોતાની આવક એટલે અહીં મુડી વધારવા હમેશાં તત્પર રહે છે, અને છેવટે પોતાના મનોરથ પાર પાડે છે.

ઘણા લોકો પૈસાને મુખ્ય ચીજ ગણે છે તે ભૂલ છે, કારણ પૈસો બુદ્ધિ આણી શકતો નથી પરંતુ બુદ્ધિબળથી પૈસો આવે છે, એમાં શક નથી.

# પરીક્ષાનું ઇનામ.

( રા. K. )

"Congratulations" દીનુ! મ્હને લીલી હમણાંજ કહી ગઇ કે તારા પાસ થયાનો તાર આવી ગયો. ખરેખર ઘણુંજ ખુશી થવા જેવું છે કે તું એક પણ પરીક્ષામાં પાછો પડ્યો નથી અને વળી M. A. માં તો બીજા વર્ગમાં આવ્યો. હવે તો તું M. A., LL. B. થયો તે મ્હારા સામું જોઇશ પણ ખરો કે? હું તો બિચારો B. A." આમ ઉતાવળું બોલતો બોલતો એક યુવક એક મધ્યમ કદના ઓરડામાં પેઠો. આ ઓરડો તદન સાદો હતો, પણ સ્વચ્છ હતો. વચ્ચોવચ્ચ એક મ્હોટો દિવો લટકતો હતો. તેની તળે ગોળ નાનું ટેબલ હતું; તેના ઉપર કાચનું ફ્લાવર પૉટ હતું. અને તે સાથે પાનની પેટી તથા ઇમેજી છાપું પડ્યાં હતાં. એક ખુણામાં વાંચવાનું ટેબલ હતું, તેના ઉપર કેટલીએક ચોપડીઓ ગોઠવેલી હતી, કેટલીએક ઉઘાડી અને અર્ધ ખુલ્લી પડી હતી. ટેબલની બાજુમાંજ નાનું સરખું કબાટ હતું. તે આખુંએ ચોપડીઓથીજ ભર્યું હતું અને બીજી તરફ કાચના આરસાવાળું મ્હોટું ભંડારીયું ભીંતમાં જરેલું હતું તે અડધું ઉઘાડું હતું અને અંદર સફાઇબંધ ગોઠવેલાં કપડાં દેખાતાં હતાં આ ઓરડામાં એક યુવક કાંઈક વિચારમાં બેઠેલો હતો. ઉપર પ્રમાણે બોલતો બોલતો બીજો યુવક ત્યાં આવ્યો.

"Thanks" વીનુ! હું ધારતો હતો જ કે તું આવીશ. હવે મ્હારી અમસ્તી મશ્કરી કરીશ નહિ. પરીક્ષાઓ પાસ થયે કાંઈ વિદ્વત્તા આવતી નથી. તું બિચારો B. A. છું પણ અત્યારે ત્હારું નામ સૌના મ્હોં ઉપર છે. B. A. થયા પછીના ચાર વર્ષમાં તો તારા સચિત્ર માસિકે તારી કીર્તિ ચોતરફ વધારી દીધી છે, અને તારા છેલ્લા પુસ્તકે તો ગજબ જ કર્યો છે. કાલે જ કલબમાં તારી શક્તિનાં વખાણ થતાં હતાં. એ તો તારાથી જરા પૈસા સંબંધી અડચણોને લીધે આગળ જઇ શકાયું નહિ, નહિ તો તું પણ M. A., LL. B. થાત. બોલ બીજી શી શી ખબરો છે."

આ પ્રમાણે બંને જણા વાતો કરતા કરતા બેઠા. દીનુની ન્હાની બેન લીલી બે પ્યાલા ચ્હા મૂકી ગઈ વિનુએ તેને જરા ચીડવી-રમાડી વિનોદ કરાવ્યો પછી ચ્હા પી બંને મિત્રોએ પાન સોપારી ખાતાં ખાતાં ઘણી વાતો કરી બ્હાર જવા નીકળ્યા.

દીનુ—બોલ વિનુ ! આજે કયાં ફરવા જઇશું ? આજે કલબ તરફ જવા મ્હારો વિચાર નથી. બધા મ્હારાં વખાણજ કરવા મંડી જશે, તે મ્હારે સાંભળવું નથી. વળી થોડો ભવિષ્યનો વિચાર પણ કરીશું.

વિનુ—હા, એ ઠીક કહ્યું. મ્હારે પણ જરા તારી સાથે નિરાંતે વાત કરવી છે. ચાલ આપણે આજે લાંબે સુધી એકાંત મળે તેવી જગ્યાએ ફરવા જઇએ, કે નિરાંતે વાત થઇ શકે.

બન્ને જણા ઘણે દૂર સુધી નીકળી પડયા. રસ્તામાં કોઇ કાંઇ બોલ્યું નહિ. દરેક પોતપોતાના મત સાથે વિચારમાં હતા. છેવટે એક ઘણીજ એકાંત સૃષ્ટિસૌંદર્યવાળી જગોએ તેઓ અટકયા અને રૂમાલ પાથરી ભોંયપર જ બેઠા. પછી વાતમાં ને વાતમાં જ વિનુ બોલ્યો.

દીનુ—આજે કેટલાએક દિવસ થયાં હું તારી સાથે એક વાત કરવા માગું છું. વળી થોડા વખત ઉપર તારા બાપાજીએ પણ મ્હને તે વિષે તારી સાથે વાત કરવા જણાવ્યું હતું.

દીનુ—ઓહો ! એવી તે શી અગત્યની વાત છે ?

વિનુ—એમ અજાણપણાનો ઢોંળ કરીશ નહિ. શું તને પોતાને જ હવે એમ નથી થતું કે તું પચીસ વર્ષનો થયો, ભણીને પાર ઉતર્યો; વળી તારા પિતાજી બે પૈસે સુખી પણ છે, તે હવે તારે લગ્નનો વિચાર કરવો જોઇયે ?

દીનુ—હા, હા, આ તો તે જ જુનો વિષય; પણ બોલ, તારે જે કહેવું હોય તે કહે, આજ હું તે સાંભળવા તૈયાર છું. આપણે સામાન્ય રીતે તો તે વિષય ઘણી વાર ચર્ચ્યો છે, અને તું મ્હારા વિચાર જાણે છે

વિનુ—હા, ભાઇ હા, હું કયાં ના કહું છું. પણ તું હવે એ બધા વિચારો, તારી સ્થિતિને, તારી નાતને અને તારા સર્વ સંજોગો ધ્યાનમાં રાખીને બેસાડી જોને, એટલીજ મ્હારી વિનંતી; પછી જે વાંધા હોય તે કહે

દીનુ—લે સાંભળ ત્યારે. મ્હારૂં કહેવું એમ છે કે લગ્ન તે પ્રેમનું પરિણામ હોવું જોઇયે. અને હજી હું પ્રેમમાં પડયો નથી.

વિનુ—પણ સાથે સાથે હું એમ પણ કહું છું કે અમુક વાતો તપાસ્યા પછી તો પ્રેમ તે લગ્નનું પરિણામ પણ થઇ શકે. મ્હને માફ કરજે; આપણા નિબંધોમાં તથા નિશાળની ચર્ચામાં આપણે આ વાતમાં હૃદયને-હૃદયની લાગણીઓને જ પ્રાધાન્ય આપીયે છીયે, પણ બધા સંજોગો ધ્યાનમાં લઇને-બુદ્ધિનો

પણ ઉપયોગ કરીને-વિચાર કરવો જોઇયે. કહે, મ્હને કહે, લગ્નનું કારણ પ્રેમ તે શી રીતે ઉદ્‌ભવ થવાનો છે ?

દીનુ—એ તો કોણ જાણે, મ્હેં તે તો વિચાર નથી કર્યો.

વિનુ—શું રસ્તે જતી કોઇ છોકરીને જોઇને તું મોહમાં પડી જવાનો છે ? કે તોફાન કરતા કોઇ ઘોડાને પકડી ગાડીમાંની સુંદરીનો સ્નેહ જીતવાનો છે ? વિચાર નથી કર્યો તો શું સ્વપ્ના જુવે છે ?

દીનુ—ઓહો તંત્રીજી, વાર્તાના પ્લોટ તો ઠીક તૈયાર રાખ્યા છે. આટલો બધો તપી શું કરવા જાય છે ?

વિનુ—ના, એમ હસી ના કાઢ. એક વાર લગ્ન તરફ આમ બેદરકાર રહ્યો છે તેજ કારણથી તને તે તરફ અભાવ ઉત્પન્ન થયો છે. જરા બુદ્ધિ વાપર, તપાસ કર, અને તારે લાયકની કન્યા પસંદ કર, અને એને તારો પ્રેમ અર્પણ કર, એનો પ્રેમ જીતી લે.

દીનુ—પણ, એ પસંદગી કરું કયાંથી ? ભૂલી ગયો આપણાં નાતોનાં બંધન ?

વિનુ—હા, છે એ બંધન છે. મને પણ ઘણાં આકરાં છે. એ બંધન કેળવણીના ઉદયમાં ઘણા નડે છે; બધું કબૂલ. પણ મુદ્દા ઉપર આવને. હાલ જે વસ્તુ-સ્થિતિ છે તેમાં એકવાર તું નાતના ભેદ વગર પણ પસંદગી કરવાનું નક્કી કરે તો પણ તે બની શકે તેમ છે.

દીનુ—ના, એ તો કઠણ કામ. આપણાં સંસારમાં નાતની પણ છોકરી-ઓના ગુણદોષ કે વિચારો જાણવા કઠણ તો બ્હારની તો વાતજ શી કરવી ? અને તે વિના પસંદગી કયાંથી ?

વિનુ—એમ છે, તો પછી નાતમાં કેમ નજર નાંખતો નથી. સાધારણ રીતે કેળવાયલી કન્યાઓ મળી શકે તેમ છે. વળી તારે જેવી કેળવણી આપવી હશે તેવી તું તેને આપી કે અપાવી શકશે. પણ એકવાર પસંદ કરે ત્યારે ને ?

દીનુ—પણ તેની શી ઉતાવળ છે ? થાય છે, જોઇશું.

વિનુ—ઉતાવળ કેમ નથી. ભાઇ તું તો ઘણો શુદ્ધ, સરળ અને વિદ્યા-વિલાસી છે, પણ જેમ બાળલગ્ન સારાં નથી તેમ ઘણી મ્હોટી ઉમ્મર સુધી અવિવાહિત રહેવું પણ સારું નથી તે તું કયાં નથી જાણતો. જેમ ઉમ્મર થાય તેમ કુદરત તેનું કામ કર્યા કરે છે, અને મનુષ્યમાં રહેલી જાતિ-સંરક્ષક વૃત્તિને પરિણામે મોહ કે કામ ઉદ્‌ભવ થાય તો કોઇવાર વિપરીત થઇ બેસે.

ઉમ્મરે વધેલી કુમારિકાની નીતિ સંબંધી જેટલી સંભાળ લેવાની તેટલી શું આપણી પણ નીતિ નહિં સંભાળવાની ? અલબત્ત દરેક માણસની અહંતા એમજ કહેશે કે હું તો શુદ્ધ રહી શકીશ. ભલે કદાચ રહી પણ શકે, પરંતુ જે વખતે મોહની ભરતી થાય ત્યારે તે અટકાવી ન પણ શકાય આ ભરતી વિવાહિત પુરૂષને અડચણ કરતા નથી, પરંતુ અવિવાહિતની નીતિને તેથી ભય છે.

દીનુ—પણ ત્યારે શું આ બ્હીકનો માર્યો ગમે તેની સાથે લગ્ન કરી દઉં ?

વિનુ—ના, હું તને એમ ક્યાં કહુંછું. આપણી નાતમાં નજર ફેરવ. સારા નઠારા માણસો તો બધાને જાણીતા જ છે. રોગી માબાપ પણ આપણી જાણમાં જ છે. પછી અમુક કન્યાઓના ગુણદોષ જાણવા તે પણ અઘરૂં નથી. તારે બ્હેનો છે, તેમાં તારી ખાસ બ્હેન જેની કેલવણી સંબંધી તું જ ધ્યાન રાખે છે. અને જે તારી આટલી બધી સેવા ઉઠાવે છે તે તો આપણી આખી નાતમાં બહુ માનીતી છે; અને મેરેપેર એને બ્હેનપણીઓ છે તે તને જોઇયે તેટલી મદદ કરશે.

દીનુ—(જરા હસીને આંખ પલકાવીને) અને બીજું કોઈ મદદ નહિ કરે ?

વિનુ—હા, હજી તું તો તોફાનમાં છે. હું જાણુંછું તું શું કહેવા માગે છે તે. પણ એ તો જેવો તારે તારી ભાભી સાથે સંબંધ. મ્હારે ઘેર આવે છે ત્યારે તું નાના મનુને બહુ રમાડે છે; તે ખુશામત કરીને એની પાસે કામ કઢાવવા માંગતો હોય તો કોણ જાણે. પણ તું હસવાની વાત રહેવા દે, અને હવે તારે જે કહેવું હોય તે કહે. લગ્નના સિદ્ધાંતની તો તું તરફેણમાં છે એમ ધારીને જ આ વાત કરૂંછું.

દીનુ—હા, લગ્ન સામાન્ય રીતે તો આવશ્યક છે એમ હું સ્વીકારૂં છું. પણ તારૂં કહ્યું કબુલ કરૂં તો પણ ત્હેં તો પ્રેમની તથા પસંદગીની ગાંઠોનો ઉકેલ કર્યો પણ બીજા સિદ્ધાંતોનું કેમ ?

વિનુ—બીજા કયા સિદ્ધાંતો વળી ! શું કોઈ તારા પૈસા લે તેનો ? હા, કબુલ કરૂં છું કે હમણા હમણા આપણી નાતમાં આ રિવાજ ઘણો વધતો ચાલ્યો છે, અને આમ વધ્યા કરશે તો પરિણામ સારૂં નહિ આવે, પણ હવે આટલા મોટા થઇને પરણે છે તેઓનો તો પોતાનો જ વાંક છે. હું તો કહું છું કે તેઓની સંપૂર્ણ મરજી પૈસા લેવાની જ હોય છે, પણ તારી બાબતમાં કાંઇ તે ભય નથી. તારા પિતા એક પાઇ લે તેવા નથી. પછી વળી શા સિદ્ધાંત છે ?

દીનુ—સ્વતંત્રતા સંબંધી મ્હારા સિદ્ધાંત !

વિનુ—એટલે, તું શું કહેવા માગે છે ? તું એમ કહે છે કે પરણવાથી તારી સ્વતંત્રતામાં ખલલ પડશે ? એ તો શું સ્વતંત્રતા કે સ્વચ્છંદતા ?

દીનુ—અરે આકળો શું થઇ જાય છે ? સાંભળ તો ખરો. હું તો એમ કહું છું કે મ્હારી બાનો સ્વભાવ તો તું જાણે છે. તો હું પરણું અને પછી મ્હારા સ્વતંત્ર વિચાર અમલમાં મૂકું તો ઘરમાં રોજ કંકાસ થાય અને વળી પરણનારીને દુઃખ થાય.

વિનુ—એ પણ તારી બીક ખોટી છે. તું હવે કાંઇ ન્હાનકીઓ ભરથાર નથી. હવે સાધારણ રીતે સાસુ નણંદના કાંઇ ત્રાસ નથી અને વળી તારા બાપાજી સાથે એકવાર હમણા મ્હારે વાત થઈ હતી તે વખતે એમણે તો જુદી જ યોજના કહી હતી. એમણે કહ્યું કે " દીનુના લગ્ન થશે કે તરત જ બાજુપરના અમારા નાના ઘરમાં જ એને જુદો વાસ આપવો છે, કારણ કે માથે પડયા સિવાય-જુદું ઘર થયા વિના, માણસને માથે પૂરતી જવાબદારી આવતી નથી અને તે બિનઅનુભવી રહે છે. અને જે વહુ આવશે તે સોળ સત્તરની આવશે અડચણ અવસરે અમે બધાં એકનાં એક; પણ નહિ તો ઘર જુદું." આ વખતે ચાચી પણ બેઠેલા હતાં એટલે એ પ્રશ્ન તારે તો છે જ નહિ; પરંતુ આ તો બધું તું ગામમાં જ રહેવાનો વિચાર કરે તો. પણ વખતે પરદેશ જાય-તારો વિચાર બહારગામ ધંધા નોકરીનો થાય તો તો આ સવાલ ઉભો થતો નથી; પણ ઉલટી લગ્નની વધારે જરૂર જણાશે. વળી પ્રેમનો, પ્રેમના આનંદનો વિચાર કર. તારા જેવા શ્રીમંત, વિદ્યાવિલાસી, અને પરોપકાર તથા લોકસેવાના આશયવાળાના સહવાસમાં રહીને કોઇ બાળા કેટલી બધી સુખ પામશે, અને ઉન્નત થશે. વળી આપણે લોકસેવા માટે જે જે ગોઠવણો વિષે વિચાર કર્યા છે તે બધામાં કોઇ સુશિક્ષિત સ્રીથી કેટલી સરળતા ગળશે. તારી બ્હેન મારફતે હાલમાં પણ આપણને કેટલી મદદ મળે છે ? માટે નક્કી કર અને તારી પત્નિમા તારા સંસ્કાર ઉતાર.

દીનુ—ચાલ, ચાલ, હવે જઇયે. હજી તો ભુરચા મનુ માટે ટીકડીયો લેવાની છે. અને તારે ઘેર આપવા આવવાનું છે.

વિનુ—એમ કરીને વાત ઉડાવી દઇશ નહિ ચાલ મ્હારે ત્યાં આવે છે ત્યારે તો આજે તારી ભાભીના બોલ પણ સાંભળજે. બન્ને જણા ઉઠયા અને વિનુને ઘેર ગયા. અંદર પેસતાંજ નાનો મનુ દોડતો આવીને દીનુને બાઝી

પડયો ને બોલ્યો, "દીનુતાતા, દીનુતાતા, તમે પાસ થયા તે મને એક રૂપીઓ આપો. અને અમાલી તીતડીઓ લાવો." દીનુએ એને ટીકડીઓ આપીને ઉચકી ઉપર વિનુના ખંડમાં લઈ ગયો. ત્યાં વિનુની વહુએ ઉજાણી માગી, ત્યારે દિનુએ કહ્યું કે ખરૂં જોતાં તો જે પાસ થાય તેને ઇનામ મળવું જોઇયે; માટે તમારે મને પરીક્ષાનું ઈનામ આપવું જોઇયે. તરતજ વિનુની વહુએ મનુને કાંઇ કહ્યું ને મનુ દોડતો નીચે ગયો. તે દરમિયાન વિનુએ કપડાં ઉતારતા એની વહુને પોતે દીનુ સાથે કરેલી વાત કહી. આ ઉપરથી તે અને દીનુ ખડખડ હસી પડયા. વિનુ તો આભો બની ગયો અને કહ્યું કે હું પણ શું દીનુના મતનો થઇ કે? શું મ્હારી સાથે પરણીને પસ્તાઇ છું? એટલામાં મનુ આવ્યો અને બોલ્યો "બા! બા! ભૂત્રા આ આવ્યા. આવતા ન્હોતા તે હાથ ઘાલીને ખેંતી લાવ્યો છું." એની બાએ કહ્યું "દિનુભાઇ, લ્યો આ તમારી પરીક્ષાનું ઇનામ" એમ કહી એણે સરલાનો હાથ દિનુના હાથમાં મૂકયો. અને બોલી સરલા બ્હેન તમારૂં મેટ્રીકનું પરિણામ પણ આજે જ જણાયું છે તે તમે પણ આ ઇનામ લ્યો.

વિનુને હવેજ એની વહુએ બધી વાત કરી કે દીનુ ચાચા કાંઇ મફત મનુને રમાડવા નહોતા આવતા. એમણે પસંદગી કરી હતી, પ્રેમ પણ કર્યો હતો, અને રહામા પણ તે ઉદ્ભવ કર્યો હતો. નાના મનુએ પાંખવાળા–તીરવાળા–ન્હાનાદેવનું કામ કર્યું હતું અને ભાભીએ સરલા નણંદનું તથા દિનુ દીયરનું દુતીકર્મ કર્યું હતું. બન્નેને એકબીજાનો પરિચય કરાવ્યો હતો અને બન્ને જીવનમાં અમૃત રેડયું હતું; અને વિનુએ જે બોધ દીધો તે પહેલાજ તેની પત્નીએ તો બોધનું ઇચ્છીત ફળ પ્રાપ્ત કરાવ્યું હતું અને વિનુનો બોધ બધો નકામો જ ગયો હતો. આ વાત એનાથી ખાનગી રાખવા માટે દિયર ભોજાઇએ તેની ક્ષમા માગી પણ પોતાની ન બાપી બ્હેનનો અંગીકાર કરવા માટે વિનુએ જ દિનુનો ઉપકાર માન્યો.



# રા. દેસાઇ હરિપ્રસાદ વિષ્ણુપ્રસાદ.

આ વર્ષે લગ્નગાળો નીકળતાં જ્ઞાતિના અગ્રગણ્ય અને ભરૂચના પ્રખ્યાત દેસાઇ કુટુંબના નબીરા રા. હરિપ્રસાદ વિષ્ણુપ્રસાદ દેસાઈનાં લગ્ન અમદાવાદવાળા રા. માણેકલાલ સાકરલાલ દેસાઇનાં પુત્રી ઈન્દુમતિ સાથે સુરતમાં થયાં હતાં. ભરૂચ, આમોદ, અમદાવાદ વગેરે સ્થળોના ઘણા જ્ઞાતિબંધુઓ અને ભગિનીઓ બાળગોપાળ સહિત આ લગ્નમાં ભાગ લેવા આવ્યાં હતાં. આ પ્રસંગનો લાભ લઇ સુરત જ્ઞાતિ પંચ તરફથી રા. દેસાઈજીને મુબારકબાદી આપવાનો એક મેળાવડો કરવામાં આવ્યો હતો; જે વેળા પંચ તરફથી નીચલું માનપત્ર રા. શ્રીપતરાય હકુમતરાયે વાંચ્યું હતું.

### માનપત્ર.

"દેસાઇજી હરિપ્રસાદ વિષ્ણુપ્રસાદને સુરત જ્ઞાતિએ માન આપવાનું આમંત્રણ આપ સર્વ પ્રત્યે કરતાં આપ સર્વ સુજ્ઞ પુરૂષોએ અમારા આમંત્રણને સ્વીકારી અત્રે પધારી અમને માન આપ્યું છે તે માટે આપ દેસાઇજીનો તથા સર્વ સુજ્ઞ પુરૂષોનો અત્રેની જ્ઞાતિ ઘણો આભાર માને છે.

આપણી જ્ઞાતિમાં ભરૂચ દેસાઇજીની ગાદીનું સ્થાન સર્વોપરિ ગણાય છે. એ સ્થાન ઉપર આપ હરિપ્રસાદ વિષ્ણુપ્રસાદ નામે તા. ૫મી ડીસેમ્બર ૧૯૦૬ ના રોજે સ્થાપિત થયલા જાણી અમે ઘણા જ હર્ષિત થયા છીએ.

આપનો જન્મ સુરત મધ્યે સ્વર્ગવાસી ધીરજલાલ મથુરાદાસનાં પુત્રી બ્હેન હરકોરથી તા. ૭મી ફેબ્રુઆરી ૧૮૯૩ના રોજે થયેલો છે, અને તા. ૭મી ફેબ્રુઆરી ૧૯૧૫ એટલે આજે જ વર્ષ ૨૩માં પ્રવેશ થયો છે. જન્મ દિવસ તથા હમારા તરફથી માન આપવાનો દિવસ પણ એક જ જાણી અમોને વિશેષ આનંદ થાય છે.

આ વાડીનું મકાન બંધાવનાર પણ સ્વર્ગવાસી ધીરજલાલ મથુરાદાસજીના સ્વર્ગવાસી ભાઈ પ્રાણલાલ મથુરાદાસજી છે. એટલે આપના મોસાળ પક્ષની બંધાવેલી માલકીમાં જ આપને માન આપવાનો પ્રસંગ મળ્યો તેથી પણ આનંદમાં વૃદ્ધિ થાય છે.

ભરૂચના દેસાઇજીની ગાદી ચાલુ રહેવાના સંજોગે આપનાં હાલ લગ્ન થયાં છે અને તે પણ આપની જન્મભૂમીપર જ, જેથી અત્રેની જ્ઞાતિ વિશેષ

માન ગણ્યું સમજે છે. એ જોડું નિરંતર સદ્વર્તનમાં પ્રવૃત્ત રહે અને જ્ઞાતિના મુગટરૂપે દિપ્યમાન થાય એવી ઇચ્છા અમો રાખીએ છીએ.

આપનું જોડાયલું જોડું વિદ્યામાં સારી કેળવણી મેળવો, આપનો ચાલતો ઑક્સફોર્ડ કૉલેજનો તથા લૉ કલાસનો અભ્યાસ ઇશ્વર કૃપાથી આપ પૂર્ણ કરો અને અમો સર્વ એવી ઇચ્છા રાખીએ છીએ કે આપને ગળેલો સ્વાનુભવનો લાભ બીજા બાળ વિદ્યાર્થીને આપવા તથા તે માર્ગપર ચડાવવા આપ સમર્થ થાઓ.

ભરૂચના દેસાઇજીની ગાદી વિગેરેનો સર્વ અધિકાર આપને સને ૧૯૧૪ના અકટોબર માસમાં મળ્યો છે. આપ હરિના દ્વારે પ્રસાદરૂપે સ્વિકારાયલા છો; એ પ્રસાદનો મધુર સ્વાદ જ્ઞાતિના હિત અર્થે થોડો થોડો આપતા રહેશો એમ અમે સર્વ શુભ ઇચ્છા રાખીએ છીએ.

સુરત જેવી જન્મભૂમિપર આપે રાજેન્દ્રલાલ માણેકલાલના નામથી ૧૩ વર્ષ રહ્યા બાદ ભરૂચના ગાદીપર સ્થાપન થયા છતાં પણ આપે લગ્ન પ્રસંગે આપની જન્મભૂમિને વિસારી મુકી નથી. સુરત ખરેખર "સ્મરણ"માં રાખી રહ્યા છો.એ શબ્દ તરફ આપનું સ્થુલ શરીર વિશેષ ખેંચાતું રહેલું જણાય છે. આ સ્થુલ ભૂમિકાપર કોઇનો સ્થુલ દેહ કાયમ રહ્યો નથી, માટે આપના સુક્ષ્મ દેહ સુક્ષ્મ ભૂમિકાપર આપની **મૂળ સુરતને** પિતાની તે સાથે એકરૂપ રહી કાર્ય કરતા રહો તથા આપની કીર્તિ વિશેષ પ્રકારારૂપ નિવડે એવી અમારી પ્રભુ પ્રત્યે નમ્ર પ્રાર્થના છે.

માહા વદ ૮, સંવત ૧૯૭૧, તા. ૭મી ફેબ્રુઆરી, ૧૯૧૫ વાર રવી.

ઉપર પ્રમાણેનું માનપત્ર વંચાયા બાદ રા. રા. મણીલાલ અજીતરામજીએ સ્વર્ગવાસી ધીરજલાલ મથુરાદાસજી જેમણે આપણી જ્ઞાતિની આર્થિક સ્થિતિ સારા સુધારા ઉપર મુકી આપેલી તથા આ વાડીનું મકાન બંધાવી આપનાર બાઇ કૃષ્ણાગૌરી જેણે ખરેખર કષ્ટ વેઠી મહાન ભોગ આપ્યો છે તે બાબત તેમના ઉત્તમ પ્રશંસા કરી હતી. બાળ વિદ્યાર્થીઓ માટે કેલવણી ફંડની ખાસ જરૂર છે. હાજર રહેલા બાળકો એ ફંડનો લાભ લેવા ઉત્સાહી જણાય છે. એ ફંડમા સર્વેએ પોતાનો લાભ સમજી યોગ્ય મદદ કરવી જોઇએ. બાદ રા. રા. શીપતરાય હકુમતરાયે સર્વ સમક્ષ જાહેર કર્યું કે આ વાડીનું મકાન બંધાવી આપનાર બાઇ કૃષ્ણાગૌરી જેણે પોતાના ઐહિક સુખનો ભોગ રાખી અત્રેની જ્ઞાતિને આ

# કન્યા વાંચન ઉત્તેજક પરિક્ષા.



ગં. સ્વ. સુલોચના બ્હેન તથા રા કેશવપ્રસાદે યોજેલી આ પરિક્ષા વિષે ત્રિમાસિકની નોંધમાં જાન્યુઆરી માસના અંકમાં ઇશારો હતો, એટલે તે વિષે વધુ વિવેચનની જરૂર નથી. આ પરિક્ષા જાન્યુઆરીની દસમી તારિખે થઈ હતી. તેમાં નીચેની બાળાઓ નીચેને અનુક્રમે પાસ થઇ હતી.

| | |
|---|---|
| ૧. નિર્મળા ઠાકોરલાલ | ૨. અશ્રુમતી નરસિંહલાલ |
| ૩. પ્રાણગૌરી દ્વારકાદાસ | ૪. સુમનગૌરી છબીલાલ |
| ૫ સુશીલા હરીપ્રસાદ | ૬. નિર્મળગૌરી હરીપ્રસાદ |
| ૭. શાંતાગૌરી મણીલાલ | ૮. કુમુદગૌરી ત્રીકમલાલ |

આ સઘળી બાળાઓને ઇનામ આપવાનું ઠરાવ્યું હતું. આ ઇનામ વ્હેંચી આપવા માટે પરિક્ષા તરફ સહાનુભુતી ધરાવતી નાતની સ્રીઓનો એક મેલાવડો કરવામાં આવ્યો હતો. આ મેલાવડાનું પ્રમુખસ્થાન સૌ. કમળા બ્હેન ગુલાબીદાસને આપવામાં આવ્યું હતું. ત્હેમણે ભાષણ કરતાં જણાવ્યું હતું કે:-

" બાળાઓને કેળવણી આપવી જોઇએ અને તે કેળવણી એવી જોઇયે " કે તે મોટી ઉમરે પણ કામ લાગે; પોતાની ને બચ્ચાની તંદુરસ્તી જાળવી " શકાય; તથા ગૃહ વ્યવસ્થા ઉત્તમ કરી શકાય તથા નીતિ અને ધર્મનું પણ " જ્ઞાન મળે તેમણે વધુ બાળાઓ આમ પરિક્ષાનો લાભ લેશે એમ આશા દર્શાવી હતી."

આ મેલાવડામાં ગં સ્વ સુલોચના બહેને વાંચનના ફાયદા વિષે એક ઉત્તમ ભાષણ આપ્યુ હતું;* તથા સૌ રૂકમણી બ્હેને બાળાઓને બોધ આપતાં ઘણું અનુભવ પૂર્ણ ભાષણ કર્યું હતું.

* આ ભાષણ આ પત્રમાં બીજે સ્થળે આપ્યું છે.

## સૌ. રૂક્ષ્મણી બ્હેનના ભાષણનો સાર.

દેશકાળ બદલાતો કેળવણીના ફાયદા દરેકના મનમાં વસ્યા છે. અને તે કારણથી અગવડ વેઠીને પણ મા બાપ છોકરીઓને શાળામાં મોકલેછે. પરંતુ ફક્ત શાળાનું જ ભણતર બસ નથી. સામાન્ય જ્ઞાન તથા ગૃહ શિક્ષણની જરૂર છે. બ્હેનો, ત્હમારે ભાગ્યે આ જ્ઞાન મેળવવાનો વખત વધ્યો છે તો તેનો સદુપયોગ કરજો. ઉછરતી બ્હેનો માટે મુરબ્બીઓનો કટાક્ષ છે કે તેઓ ઉછૃંખળ હોય છે; તથા ઘર કામનું જ્ઞાન તેમને બરોબર હોતું નથી; ફક્ત એ તો ટાપટીપમાં રહે છે, અને ફેશનેબલ કપડાં પહેરી મોજ શોખ મારવાનું સમજેછે. તો તેવા અપવાદમાંથી તમે મુકત રહેશો અને કેળવણીને નિંદવા વખત લાવશો નહિ, એવી મ્હારી તમને નમ્ર વિનંતિ છે વળી આજની છોકરીઓ નબળી છે એમ અપવાદ છે તો તેમાંથી બચવા પ્રયત્ન કરશો. આહાર, વિહાર અને વ્યાયામના નિયમો પાળજો. માઈકાંગલા, પીળા, પંડરોગી રહેવા કરતાં મજબુત કદાવર બાંધાના બનવા યત્ન કરજો. સામાન્ય વાંચનથી ઘણોજ લાભ થાય છે. નિશાળમાંથી ફારક થયા પછી પુસ્તકોને વિસરશો નહિ તમારે સદ્‌ભાગ્યે આપણા યુવાન બંધુઓ તમો જેમ વધારે કેળવાવ, અનેક પ્રકારનું જ્ઞાન મેળવી સારા અને નિરભિમાની બનો તેવા પ્રયાસ કરેછે અને તનમન અને ધનથી તમને દરેક રીતે મદદ કરેછે. તે ભાઇઓનો હું ઉપકાર માનુછું.

સદરહુ પરિક્ષાના ઉત્પાદકો તથા પરીક્ષકનું કામ કરનાર રા. ગટુલાલ હીરાલાલ તથા બીજી રીતે મદદ આપનાર ડૉ. હરીપ્રસાદ મજરાય પણ અભિનંદનને પાત્ર છે. આશા છે કે આવી પરિક્ષાઓ વારંવાર અને બીજે ગામ પણ થશે."

સૌ. રૂક્ષ્મણી બ્હેનનું ભાષણ થયા પછી સૌ. કપીલા કેશરીપ્રસાદે પ્રમુખનો ઉપકાર માન્યો હતો; ત્યાર બાદ મેલાવડો વિસર્જન થયો હતો.



# ભરૂચ બ્રહ્મક્ષત્રિય કેળવણી કમિટીનો છઠ્ઠો વાર્ષિક ઇનામનો મેળાવડો.

ભરૂચ બ્રહ્મક્ષત્રિય કેળવણી કમિટીનો છઠ્ઠો વાર્ષિક ઇનામનો મેળાવડો દેશાઇજીની હવેલીના ફુરશદે હૉલમાં તા ૧લી જાન્યુઆરીએ સાંજના પાંચ કલાકે કરવામાં આવ્યો હતો. રા. ગણીલાલ કુંવરાજારામ દેશાઇએ દરખાસ્ત મુકતાં જણાવ્યું કે હાલનો જમાનો નવા અને જુના વિચારવાળાઓ વચ્ચે સંગ્રામનો છે. એ સંગ્રામ આપણી નાતમાં જ નહિ, આપણા દેશમાં જ નહિ પરંતુ સમગ્ર દુનિયામાં નવા અને જુના, જુવાનિયા અને વૃધ્ધો વચ્ચે ચાલુ છે એ સંગ્રામ આચાર વિચારના ભેદનો છે. તેનો મરમ બરાબર સમજીને જમાનો અને જમાનાનું વલણ સમજીને કામ લઇ શકે એવા અનુભવી અને વૃદ્ધને આવા મેળાવડામાં પ્રમુખસ્થાન આપવામાં આવે તો ઠીક વૃદ્ધ થયા પણ જુવાનોની સાથે મળીને તેમને સીધે રસ્તે દોરવી શકે એવા વૃદ્ધ પૈકીના એક રા. લક્ષ્મીરામ મહિપતરામ છે, અને તેમને આજની સભાનું પ્રમુખસ્થાન લેવાની દરખાસ્ત મુકું છું. આ દરખાસ્તને રા. કલ્યાણરાય પ્રાણશંકરાએ યોગ્ય શબ્દોમાં અનુમોદન આપ્યું હતું. પ્રમુખે બેઠક લેતાં તેમના વખતની કેળવણી અને હાલની કેળવણીની સરખામણી કરી બતાવી ઇંગ્રેજી કેળવણી તે વખતે નવી હતી એટલે થોડું ઘણું ગુજરાતી નામું ઠામું ભણી ઇંગ્રેજી સહી કરતાં શીખી ક્ષત્રીઓ નોકરીએ વળગી જતા. અગાઉ આઠ આના ફી પણ લોકોને આપવી ભારે થઇ પડતી હતી, વગેરે કેળવણીની મુશ્કેલીઓ વર્ણવી પછી નાતમાં વકીલોની ભરતીથી આવેલી ઉજળી સ્થિતિ, કેળવણીનો, ભરૂચ શહેરનો અને નાતનો ઇતિહાસ ટુંકાણમાં આપી લંબાણ ભાષણ પુરૂં કર્યું હતું. ત્યાર બાદ કેળવણી કમિટીના સેક્રેટરી રા સા. અંબાશંકર ઉત્તમરામ મસજીએ સન ૧૯૧૩-૧૪નો રિપોર્ટ નીચે મુજબ રજુ કર્યો હતો.

"આ રીપોર્ટ બે વર્ષનો છે અને આજે રાજય કર્તાનું નવું વર્ષ શરૂ થાય છે તેથી તે ગઇ કાલ તા ૩૧-૧૨-૧૪ સુધીનો ઉપજાવી કાઢયો છે. આ રીપોર્ટ પાંચમા અને છઠ્ઠા વર્ષનો અનુક્રમે પાંચમો છે.

૩૭૮૮-૮-૧ પાછલી સીલક અને ઇન્વેસ્ટમેન્ટ

૧૧૮૦-૭-૧ મુંબાઇ બેન્ક
૧૦૦૦-૦-૦ ભરૂચ કો. ઓ. બેન્ક
૯૦૦-૦-૦ રૂપીશી બેન્કના શેર ૧૮
૫૦૦-૦-૦ સરકારી લોન
૧૦૦-૦-૦ ઇન્ડસટ્રીયલ મીલનો શેર ૧
૧૦૮-૧-૦ સીલક

૩૭૮૮-૮-૧

૩૨૭-૨-૪ ઇનવેસ્ટમેન્ટની ઉપજના રૂ ૧૦૦૦)ની નવી લોન લીધી તેના વંટાર તથા ચઢેલું વ્યાજ મજરે આપતાં.
૩૬૬-૦-૦ બક્ષિસો.
૧૨૧-૦-૦ ભુવાની જમીનનો ઇજારો.

૪૬૦૨-૧૦-૫

---

૧૧૧-૦-૦ સ્કોલરશીપ અને ઈનામોના ચુકવ્યા

૬૦-૦-૦ રા. બા. ચુનીલાલ વેણીલાલની સ્કોલરશીપ
૬૦-૦-૦ દેશાઇ વિષ્ણુપ્રસાદ કલ્યાણરાયજીની ,,
૧૫-૦-૦ દેશાઇ ભાઈલાલ મંજરાયના ઈનામના
૧૦-૦-૦ દેશાઈ મુકન્દરાય આત્મારામના ઇનામના
૬-૦-૦ ડાકટર મંજુલાલ જદવરાયના ઈનામના
૫-૦-૦ ચીમનલાલ ચુનીલાલના ઇનામના

૧૧૧-૦-૦

૧૬૫-૨-૬ ફી તથા મદદના
૫૬-૪-૬ ઇનામનાં પુસ્તકો અને મેળાવડા ખર્ચ
૪૨૭૦-૩-૫ શીલક અને ઇન્વેસ્ટમેન્ટ

૧૫૦૦-૦-૦ સરકારી લોન
૯૦૦-૦-૦ રૂપીશી બેન્ક શેર ૧૮
૧૧૫૦-૦-૦ જુદી જુદી કો. ક્રે સોસાઇટીમાં રોકતાં
૧૦૦-૦-૦ ઇન્ડસ્ટ્રીયલ મીલનો શેર ૧
૬૨૦-૩-૫ રોકડા હાથપર

૪૨૭૦-૩-૫

૪૬૦૨-૧૦-૫

૩ દેશાઈ વિષ્ણુપ્રસાદ કલ્યાણરાયજીના સ્મારકની રકમ વખતસર ધી ઇમ્પીરીઅન સ્પીશી બેંકમાંથી ઉપાડી લેવામાં આવી હતી અને તે રકમ કમિટીના જનરલ બેલેન્સમાં સમાયલી છે.

૪ સને ૧૯૧૩ ની રા. બા. ચુનીલાલ વેણીલાલ અને દેશાઇ વિષ્ણુપ્રસાદ કલ્યાણરાયજીની સ્કોલરશીપ મેળવવા મી૦ મંજુલાલ સાકરલાલ દેશાઇ અને ૧૯૧૪ની મેળવવા મી૦ મોહમદનલાલ નરભેરામ હકદાર છે તેમાં રા. બા ચુનીલાલ વેણીલાલ વાળી સ્કોલરશીપો બદલ સ્પીશી બેંક ફડચામાં જવાથી હાલ તુરત કાંઇ થઇ શકે તેમ નથી; તો આ બાબદ ન્યાત મળશે ત્યારે સરદાર રા. બા. મોતીલાલ ચુનીલાલ સાથે ઘટતો બંદોબસ્ત થવા માટે રજુ કરવામાં આવશે.

સંતોષ થવા જેવી હકીકત એ છે કે આ બંને વિદ્યાર્થીઓએ બને વર્ષમાં બરૂચ હાઈસ્કુલની જેમ્સ શ્રીવઝની સ્કોલરશીપ મેળવી છે.

૫ રા. ભાઇલાલ મજરાય દેશાઇનું ઈનામ મી૦ ઠાકોરલાલ અંબાશંકર મલજીને ધોરણ ૬નું તથા મી૦ કનૈયાલાલ મગનલાલ દીવાનજીને ધોરણ ૫નું અને મી૦ ધનવંતરાય બળવંતરાય દેશાઇને ધોરણ ૪નું મળે છે

૬ રા દેસાઇ વિષ્ણુપ્રસાદના સ્વર્ગવાસ થયા પછી તેઓનાં માતુશ્રી તરફથી એ સ્કોલરશીપો નાતના છોકરાઓને આપવાનું જાહેર થયેલું અને તે બાબત મે૦ તાલુકદારી સાહેબ જોડે પત્રવહેવાર ચાલેલો, પણ રા. દેસાઇ હરીપ્રસાદની સગીર વયને લીધે તેનો નિકાલ કાંઇ થયો નથી. હવે તેઓ લાયક ઉમ્મરના થયા છે, માટે તેઓને તે ચાલુ કરવા વિનંતી કરૂં છું

૭ પરિક્ષાના પરિણામો નીચે મુજબ છેઃ—

સને ૧૯૧૩.

છોકરાં ઉંચી કેળવણી.

| | | | બેઠા | પાસ |
|---|---|---|---|---|
| બીજી એલએલ બી | ... | ... | ૧ | ૧ |
| પહેલી ,, ,, | ... | .. | ૧ | ૧ |
| બીએ ... ... | ... | ... | ૧ | ૧ |
| ઇન્ટર આર્ટસ | ... | ... | ૫ | ૧ |
| પ્રીવીઅસ | ... | ... | ૫ | ૩ |
| મેટ્રીક ... ... | ... | ... | ૮ | ૪ |
| સેકન્ડ કલાસ ઇજનેરી | ... | ... | ૧ | ૧ |
| | | | ૨૨ | ૧૨ |

| | બેઠા | પાસ |
|---|---|---|
| ઇ. ધો. ૬ ... ... ... | ૧૧ | ૧ |
| ,, ૫ ... ... ... | ૫ | ૩ |
| ,, ૪ ... ... ... | ૧૦ | ૪ |
| ,, ૩ ... ... ... | ૩ | ૧ |
| ,, ૨ ... ... ... | ૫ | ૨ |
| ,, ૧ ... ... ... | ૭ | ૧ |
| | ૪૧ | ૧૨ |
| ગુ. ધો. ૪ ... ... ... | ૩ | ૩ |
| ,, ૩ ... ... ... | ૪ | ૪ |
| ,, ૨ ... ... ... | ૧૧ | ૬ |
| ,, ૧ ... ... ... | ૧ | ૧ |
| બાળ વર્ગ ... ... ... | ૩ | ૩ |
| | ૨૨ | ૧૭ |
| | ૮૫ | ૪૧ |

કન્યા કેળવણી.

| | | |
|---|---|---|
| ઇ. ધો ૬ ... ... ... | ૧ | ૧ |
| ગુ. ધો. ૪ ... ... ... | ૨ | ૨ |
| ,, ૩ ... ... ... | ૪ | ૧ |
| ,, ૨ ... ... ... | ૧ | ૦ |
| ,, ૧ ... ... ... | ૨ | ૨ |
| બાળ વર્ગ ... ... ... | ૫ | ૪ |
| | ૧૫ | ૧૦ |

કુલે બેઠા ૧૦૦ પસાર ૫૧

સને ૧૯૧૪.

છોકરા ઉંચી કેળવણી.

| | બેઠા | પાસ |
|---|---|---|
| એમ. એ. ... ... ... | ૧ | ૧ |
| બીજી એલએલ. બી. ... ... | ૧ | ૧ |
| બી. એ. ... ... ... | ૩ | ૨ |
| ઇન્ટર આર્ટસ ... ... ... | ૭ | ૩ |
| પ્રીવીઅસ ... ... ... | ૫ | ૧ |
| | ૩૧ | ૧૦ |

| | બેઠા | પાસ |
|---|---|---|
| ડ્રોઇંગ ગ્રેડ-૨ ... ... ... | ૧ | ૧ |
| ,, ,, ૧ ... ... ... | ૧ | ૧ |
| ઇ. ધો.-૬ ... ... ... | ૪ | ૩ |
| ,, ૫ ... ... ... | ૯ | ૨ |
| ,, ૪ ... ... ... | ૪ | ૧ |
| ,, ૩ ... ... ... | ૩ | ૧ |
| ,, ૨ ... ... ... | ૮ | ૨ |
| ,, ૧ ... ... ... | ૩ | ૨ |
| | ૩૧ | ૧૧ |

| | બેઠા | પાસ |
|---|---|---|
| સનાતન ધર્મ ... ... ... | ૨ | ૨ |
| ઈજનેરી ... ... ... | ૧ | ૧ |
| ગુ. બાલવર્ગ ... ... ... | ૪ | ૨ |
| ,, ધો ૧ ... ... ... | ૩ | ૩ |
| ,, ,, ૨ ... ... ... | ૪ | ૨ |
| ,, ,, ૩ ... ... ... | ૧૧ | ૭ |
| ,, ,, ૪ ... ... ... | ૧ | ૧ |
| | ૨૩ | ૧૫ |
| કુલ્લે | ૮૭ | ૪૧ |

## કન્યા કેળવણી.

| | બેઠા | પાસ |
|---|---|---|
| ગુ. બાળવર્ગ ... ... ... | ૧૧ | ૧ |
| ,, ધો. ૧ ... ... ... | ૬ | ૬ |
| ,, ,, ૨ ... ... ... | ૨ | ૧ |
| ,, ,, ૩ ... ... ... | ૨ | ૨ |
| ,, ,, ૪ ... ... ... | ૨ | ૦ |
| ,, ,, ૫ ... ... ... | ૨ | ૦ |
| | ૨૫ | ૧૦ |

કુલ્લે બેઠા ૧૧૦ પાસ ૪૬

૮ નાતની લાયબ્રેરી ખાતે બી. એ. કલાસની એચ્છિક ઇતિહાસની ચોપડીઓ પુરી ખરીદ કરી લેવામાં આવી છે.

૯ છેવટમાં આ રીપોર્ટ ખતમ કરતાં કોલેજની, હાઇ સ્કુલની, વકીલાતની અને બીજી ન્હાની મોટી સઘળી પરીક્ષાઓમાં ફત્તેહમંદ નિવડનારાઓને મુબારકબાદી આપતાં ભવીષ્યમાં તેવી ફતેહ ઇચ્છું છું. વળી જે ગ્રહસ્થો કેળવણીના આ કામમાં સીધી અને આડકત્રી મદદ આપે છે તેમનો ત્યા તમે હાજર થયેલાં સર્વ ભાઇઓનો આભાર માનું છું"—ત્યાર બાદ પ્રમુખ સાહેબે ફત્તેહમંદ નીવડેલા વિદ્યાર્થિઓને ઇનામ વ્હેંચ્યાં હતાં. નાતના વયોવૃદ્ધ સેક્રેટરી રા. અંબારાંકર હરપ્રસાદે વિદ્યાર્થિઓને યોગ્ય શબ્દોમાં ઉપદેશ આપતાં કહ્યું કે ઇનામો લઇને તમારે બેસી રહેવાનું નથી. આપણી રીતભાત સુધારો વગેરે. રા. કૃષ્ણલાલ બળવંતરાય અને રા. સા. મલજીએ પ્રસંગોપાત વિવેચન કર્યાં હતાં, પ્રમુખનો ઉપકાર માનવાની દરખાસ્ત મુકતાં રા. મોતીલાલ સાકરલાલે ગઇ બે સાલોની પરિક્ષાના પરિણામો ઉપર માબાપોનું ધ્યાન ખેંચી એકલા શિક્ષકનો દોષ દઇ બેસી ન રહેવાની માબાપોને ભલામણ કરી હતી, અને રા૦ મણીલાલ અજીતરાયે તે દરખાસ્તના ટેકામાં જણાવ્યું કે હાલના જુવાનીયાઓમાં ઉદ્ધતાઇ કરતાં સ્પષ્ટ વક્તાનો ખાસ ગુણ છે, ઉપર ઉપરની સભ્યતાઇ, હેતપ્રીત બતાવી રાગદ્વેષ રાખવાનો ગુણ તેમનામાં નથી. બરોબર દારૂ પી, ત્રીકાળ સંધ્યા કરવાનો આડંબર રાખતા નથી, તેઓ જે કરે છે તે છુપાવતા નથી. વરવિક્રય તરીકે પૈસા લેવા એ તો Demand અને Supply, "આપ અને લે"ના નિયમ પ્રમાણે મ્હારા મામા કૈ૦ દિ. બા. અંબાલાલભાઇ કહેતા તે હું માનતો નહિ, પરંતુ હવે તે માનું છું. તમારી છોકરીઓને એવી કેળવણી આપો કે તેમને લાયક વર ન મળે તો તેઓ તેમના પગ ઉપર ઉભી રહી શકે અને પોતાનો નિર્વાહ સ્વાશ્રયથી કરી શકે વગેરે.

ચાહ પાન-ગુલાબ લઇ મેળાવડો વિસર્જન થયો હતો.



# પ્રાસંગિક નોંધ.



**આપણી પ્રગતિ.** દરેક જણને આગળ વધવાની આકાંક્ષા હોય તે સ્વાભાવિક છે તેમજ લાભકારક પણ છે. તેવી જ રીતે એક નાતને પણ આગળ વધવાની ઇચ્છા હોવી જ જોઇયે, અને તદનુસાર તે પ્રયત્નો કરે. આપણુ ત્રિમાસિક તથા કેલવણી ફંડ વગેરે બધી પ્રવૃત્તિઓ નાત આગળ વધે તે ઉદ્દેશથી જ થાય છે, પરંતુ આ બધામાં એક વાત ખાસ યાદ રાખવાની છે કે આપણી આખી નાત તે હિંદની પ્રજાનું એક ન્હાનકડું અંગ જ છે, અને આપણો બધાનો મૂળ ઉદ્દેશ તો આખી પ્રજા આગળ વધે તે જ છે, અને દરેક નાતો અથવા એવી જ જાતના મંડળો, પોતપોતાની પ્રગતિનું કામ ઉપાડી લે તો કામની વ્હેંચણી થઈ જાય અને પરિણામે પ્રજા સમસ્તમાં પ્રગતિ થાય. માટે આ ઉદ્દેશ ભૂલી જવો જોઇયે નહિ.

**થતી ભૂલ.** કમનસિબે ઘણીવાર આ મૂળ ઉદ્દેશ ભૂલી જવામાં આવે છે. આગળ વધવું એનો અર્થ એમ નથી કે આપણી પાડોશી નાતો કરતાં આગળ વધી જવું, પણ એનો અર્થ તો એમ છે કે આપણે હાલ છીયે તેના કરતાં આગળ વધવું, અને તે આપણે એકલાએ નહિ પણ પ્રજા સમસ્તે. જ્યાંસુધી કોઇપણ પ્રજાનો એક વિભાગ-કોઇ નાત-અથવા તો સ્ત્રીઓ-પાછળ પડી ગયો હોય ત્યાંસુધી પ્રજા સમસ્તની પ્રગતિ થઇ શકે જ નહિ. જો એક સાંકળના નવાણુ આંકડીઓ મજબૂત હોય અને ફક્ત એક જ નબળી હોય તોપણ આખી સાંકળ તુટી જાય છે, તે જ પ્રમાણે પ્રજાનું પણ સમજવું, અને આખી પ્રજાની પ્રગતિ થાય નહિ ત્યાંસુધી તેનું એક અંગ-એક નાત-તે શી રીતે આગળ વધી શકે? માટે જો આપણે ખરેખર આગળ વધવું હોય તો બીજી નાતોને ભૂલી જવી જોઇયે નહિ, અને આપણી નાતોના આગેવાનોએ તથા કાર્યવાહકોએ બીજી નાતો તથા જાતોની પ્રગતિ તરફ પણ ધ્યાન રાખવું જોઇયે. કેટલીએક નાતો ઉપર એકલપેટાપણાનો તથા અતડાઇ અને અક્કડાઇનો આરોપ મૂકવામાં આવે છે, તે તેમણે દૂર કરવો જોઇયે કોઇ નાતમાં ફડા ઘણા ,તાણ' હોય છે, અને છેવટે તેમાંથી કન્યાઓ ખાઇ જવામાં આવે છે અને પાડોશી નાતો પૈસાની તાણને જ લીધે અધમ અવસ્થામાં પડી રહે છે. તો આવી વખતે તેઓ તરફ નજર નાંખ્યાથી પ્રજા સમસ્તને લાભ થશે.

**એક વિનંતી.** કેળવણીમાં તથા કેટલાએક સુધારાઓમાં પણ કેટલીએક નાતો આગળ વધેલી હોય છે. તેઓ ગમે તેવી આગળ વધેલી હશે પણ જ્યાં સુધી બીજી નાતો પણ તે પ્રમાણે આગળ નહિ વધે ત્યાં સુધી કાંઇ શુભ પરિણામ આવશે નહિ. માટે કેળવાયલી નાતોએ બીજી નાતોને આગળ વધવામાં ઘણી જ મદદ કરવી જોઇયે. વળી બનતાં સુધી જ્ઞાતિ કલ્યાણ માટે જે કાંઇ સંસ્થાઓ કાઢવી તથા ફંડ ઉઘરાવવાં તે એવાં રાખવાં જોઇયે કે જ્યારે એ નાતને તેની જરૂર ઓછી થાય ત્યારે તે સામાન્ય પ્રજાના હિતમાં વાપરી શકાય. જ્યાં સુધી સામાન્ય પ્રજાની હરોળમાં કોઇ નાત આવી ના હોય ત્યાં સુધી જ તેને પ્રગતિની જુદી હીલચાલની જરૂર છે, પરંતુ સામાન્ય હરોળમા આવી જતાં તેની પ્રગતિની હીલચાલો પણ સામાન્ય હીલચાલો સાથે જોડી દેવી જોઇયે.

**કેળવણી ફંડો.** આપણી નાતનાં મુખ્ય ચાર સ્થળ છેઃ—અમદાવાદ, ભરૂચ, જુનાગઢ અને સુરત. આ દરેક ઠેકાણે અમારા જાણવા મુજબ જુદાં જુદાં કેળવણી ફંડ છે. આ દરેકના ઉદ્દેશ અને હેતુ એકસરખા છે, તથા દરેક ફક્ત નાતભાઇઓના જ ઉપયોગ સારૂ છે. તો તે બધાને જુદાં જુદાં ગામોમાં સંકોચાવી નાંખવા કરતાં જો એકઠાં કરવામાં આવે તો તેથી ઘણો વધારે લાભ થઇ શકે; કારણ કે આપણી નાતમાં પ્રાથમિક કે હાઈસ્કુલની કેળવણી માટેની ન્હાની મદદ ઘણા જુજ માણસોને છે. પરંતુ ઉચ્ચ કે ઔદ્યોગિક કેળવણી માટે સંગીન મદદ કરી શકાય તો ઘણો લાભ થાય. આ માટે મોટા ફંડની જરૂર પડે અને જો બધા જ સ્થળોનું નાત સમસ્તનું એકત્ર ફંડ કરવામાં આવે તો તે ગ્હોટું થાય. અલબત્ત તેની વ્યવસ્થામાં ગામેગામના પ્રતિનિધી હોવા જ જોઇયે. અને તેનો લાભ આપવામાં કોઇ પણ ગામને ખાસ પસંદગી આપવી જોઇએ નહિ.

**સાહિત્ય પરિષદ.** આવતા મે માસમાં સુરત ખાતે સાહિત્ય પરિષદ મળશે. આજના અંકમાં નાતનું અવલોકન કરતાં રા. ત્રિલોચન જણાવે છે કે જો કે સાહિત્ય પ્રવૃત્તિમાં આપણે પાછળ નથી, પણ નાતમાં કેળવણી છે, તેના પ્રમાણમાં આપણે ગુજરાતી સાહિત્યને સંગીન મદદ કરી નથી. અમને આશા છે કે આપણા કેળવાયલાં યુવકો અને ગૃહસ્થો તથા સન્નારીઓ આ તરફ લક્ષ આપશે અને આ અપવાદ દૂર કરાવશે. ગણાવવા બેસીયે તો કેટલાએક સ્નીકારાયલા સાક્ષરો આપણે આપણી નાતમાં ગણાવી શકીયે. પરંતુ હાલમાં તો ફક્ત એકાદ બે

નામ બાદ કરતાં સામાન્ય ધ્યાન ખેંચે તેવો કોઇ સાક્ષર આપણામાં નથી. આનું કારણ આપણી અશક્તિ નથી પણ બેદરકારી છે માટે આ તરફની પ્રવૃત્તિ વિશેષ થશે અને તેની શરૂઆત આવતી સાહિત્ય પરિષદથીજ થશે એમ આશા છે.

**ગત વર્ષનું અવલોકન**

રા. ત્રિલોચને આ અવલોકન લખી મોકલ્યું છે તે માટે અમે તેમનો ઉપકાર માનીએ છીયે. આ પ્રમાણે વખતોવખત આપણાં સરવઇયાં થાય તો આપણે કેટલે છીયે તે જાણી શકીયે, આ અવલોકનનો આધાર ત્રિમાસિકની ખબરો ઉપરથી લીધેલો છે તો ત્રિમાસિક આ રીતે કેટલું ઉપયોગી છે તે સૌ જોઇ શકશે. વળી આ ખબરો ઉપરથી આમ ઉપસંહાર થાય છે તો અમારે સર્વને વિનંતી કરવાની કે આ સઘળી ખબરો અમને વેળાસર મળે તેમ કરવું તથા જન્મ, મરણ, ઉમ્મર અને રોગ વગેરે બાબતોની બરોબર ખબર અમને મોકલી આપવા મહેરબાની કરવી.



## આભાર સ્વીકાર.

નીચેનાં પુસ્તકો અભિપ્રાયાર્થે અમને મળ્યાં છે. જેની પહોંચ ઉપકાર સાથે સ્વીકારીએ છીએ. સ્થળ સંકોચને લીધે સમાલોચના આવતા અંક ઉપર મુલતવી.

બાળપોથી.—કર્તા રા. કાનજી કાલીદાસ જોશી ... ... મુલ્ય ૦-૨-૦
ગાયત્રી સ્વવરાજ.—કર્તા રા. મણીલાલ જાદવરાય ત્રિવેદી ... મુલ્ય ૦-૨-૦
સુંદરી સદ્બોધ માળા.—(કન્યાશાળાઓમાં ઇનામ માટે મંજુર થઇ છે.) સંપાદીકા સૌ. દયાગૌરી જુગલરામ પંડયા ... મુલ્ય ૧-૦-૦
યુરોપની ભયંકર લડાઇ અને બ્રિટીશ પ્રત્યે હિન્દની વફાદારી (સચીત્ર) કર્તા રા. જુગલરામ મંગળરામ પંડયા ... મુલ્ય ૦-૧૨-૦
શારામંદિર.—કર્તા રા. ગોકલદાસ દ્વારકાદાસ રાયચુરા ... મુલ્ય ૦-૮-૦

ત્રિમાસિકના બદલામાં મળતાં ચોપાનીયાંની પહોંચ ઉપકાર સાથે સ્વીકારીએ છીએ.

કપોળ, કપોળમિત્ર, દશાલાડપત્રિકા, સારસ્વત પ્રકાશ, ઉનેવાળ અભ્યુદય, ખડાયતા મિત્ર, શ્રીમાળી અભ્યુદય, અનાવિલ હિતેચ્છુ, પટેલ બંધુ, ઉદિચ્ય હિતેચ્છુ, ભાર્ગવ ત્રિમાસિક, વાલ્મિક કાયસ્થ ત્રિમાસિક, સાહિત્ય, બુદ્ધિપ્રકાશ, સમાલોચક, કેળવણી, બાળશિક્ષક, ભાગ્યોદય, ગુલશન.

## વર્તમાન તરંગ.

—હિંદુસ્તાનની વડી ધારા સભા (ઇમ્પીરીયલ કૌન્સીલ)ના મુંબઇ ઇલાકાના પ્રતિનીધી તરીકે ઑ. મી. **ચીમનલાલ હરીલાલ સેતલવાડ** બી. એ. એલએલ. બી. એડવોકેટને મુંબઇની ધારાસભામાંથી ચુંટી કાઢયા છે.

—યુરોપીય વિગ્રહને લઇને હિંદુસ્તાનમાં "ઇમ્પીરીયલ વૉર રીલીફ ફન્ડ" ઉઘાડવામાં આવ્યું છે, તે ફંડમાં નાણા ભરાવવાનું કામ સૌ **મંગલાગૌરી સેતલવાડ** ઘણા ઉત્સાહથી કરેછે. તેમના શુભ પ્રયાસથી મુંબઇની સીનેમેટોગ્રાફ કંપનીઓએ અને નાટક કંપનીઓએ પોતાના ખેલોની ઉપજ મજકુર ફંડમાં આપી છે.

—અમદાવાદ મ્યુનીસીપાલીટીના મેમ્બર તરીકે રા. **કૃષ્ણલાલ નરસીંલાલ દેસાઈ** એમ. એ. એલએલ. બી. ખાડીયા વૉર્ડમાંથી ચુંટી કઢાયા છે

—મુંબઈમાં આ વર્ષે ઉજવવામાં આવેલા હોલિકા સંમેલનમાં રા. **કેશવપ્રસાદ મણીલાલ ઠાકોર** અને રા. **જીવણલાલ માધવલાલ** ને આસીસ્ટંટ સેક્રેટરીઓ અને રા. **મણીભદ્ર નીલકંઠરાય છત્રપતી** બી. એ. એલએલ. બી. ને વ્યવસ્થાપક કમિટીના સભાસદ નીમવામાં આવ્યા હતા. રા. બા. **ચુનીલાલ હરીલાલ સેતલવાડે** પરેલ વિભાગ ઉપર હુતાશની નિમિત્તે કરવામાં આવેલ મેળાવડાનું પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું; જે વેળાએ તેમજ માંડવી વિભાગ ઉપર મેળાવડામાં સમયોચિત બોધક ભાષણો આપ્યાં હતાં.

—અમદાવાદમાં હોળીના દિવસોમાં રાત્રી શાળાના વિદ્યાર્થિઓનો એક મેળાવડો કરવામાં આવ્યો હતો. તે પ્રસંગે રા **જીવણલાલ મજરાય દેસાઈ** બાર-ઍટ-લૉએ અને ડૉ. **હરિપ્રસાદ મજરાય દેસાઇએ** હોળીના તોફાનોથી થતાં નુકશાન, સંસાર સુધારો, તથા કેળવણી સંબંધિ ભાષણ આપ્યાં હતાં.

—રા. **ઈશ્વરલાલ હીરાલાલ દેસાઇ** બી. એ. એલએલ. બી ને અમદાવાદ જીલ્લાની કોર્ટોમાં રા. **ઇશ્વરલાલ નરસીંલાલ દેસાઇ** બી એ. એલએલ. બી., રા. **અંબાલાલ અલમૌલા** બી. એ એલએલ બી

અને રા. સાકરલાલ ઘેલાભાઇ અલમૌલા બી. એ. એલએલ. બી. ને ભરૂચ જીલ્લાની કોર્ટોમાં વકીલાત કરવાની સનંદો આપવામાં આવી છે.

—રા. **શ્રીપતરાય જાદવરાય** વકીલ વડોદ્રા સેનીટરી એસોસીએશનના મેમ્બર નીમાયા છે.

—રા. **ઠાકોરલાલ ચુનીલાલ ઠાકોર** બી. એ. કૉ ઑપરેટીવ ક્રેડીટ સોસાયટીના ઉત્તર વિભાગના ઍકટીંગ ઑડીટર રૂા ૧૦૦) ના પગારથી નીમાયા છે

—રા. **સાકરલાલ જશવંતરાય** ( વડોદ્રા )નો પગાર વધી રૂા. ૭૦ નો થયો છે.

—ડૉ. **વૈકુંઠલાલ મણીલાલ દેસાઇની** અજમેર રેલ્વે હૉસ્પીટલમાં રૂા. ૭૦ ના પગારથી નીમણુંક થઇ છે.

—રા. **કાન્તિલાલ દોલતરાય ઠાકોર** એમ. એ. રૂા. ૫૫ ના પગારથી મુંબઇ સૅક્રેટરીયેટના રેવન્યુ ડીપાર્ટમેન્ટમાં નીમાયા છે.

—રા. **વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોર** બી. એ. ભરૂચ પીટીટ ગર્લ સ્કુલમાં રૂા. ૫૦ ના પગારથી માસ્તર નીમાયા છે.

—રા. **મણીલાલ કલ્યાણરાય ઠાકોર** બી. એ અમદાવાદ નૈરીત ઇન્સ્ટીટયુટમાં માસ્તર તરીકે રૂા. ૪૫) ને દરમાયે નીમાયા છે.

—ભરૂચ ખેતીવાડી મંડળના આમોદ તાલુકાની મેનેજીંગ કમિટીમાં રા. **ઇશ્વરલાલ મણીલાલ દેસાઇને** મેમ્બર તરીકે નીમવામાં આવ્યા છે.

—રા. **બાળુરાવ જીવણલાલ દેસાઈ** ઇગ્લાંડમાં કેમીસ્ટ્રીની પરિક્ષા પસાર કરી અત્રે આવ્યા છે.



# પરિક્ષાનાં પરિણામો.

**એમ. એ.**

| | |
|---|---|
| જ્યંતિલાલ નરભેરામ ઠાકોર | અમદાવાદ |

**એગ્રીકલ્ચર ( ખેતીવાડી ) બીજું વર્ષ**

| | |
|---|---|
| બળવંતરાય શ્રીપતરાય દેસાઇ | વડોદરા |

**બીવીયસ.**

| | |
|---|---|
| કાન્તીલાલ અંબારાકર મલજી | ભરૂચ |
| છોટાલાલ બીહ્રીલાલ (પુરોહીત) | ,, |
| કૃષ્ણપ્રસાદ છોટાલાલ દેસાઈ | અમદાવાદ |
| હરીપ્રસાદ બુલાખીદાસ દેસાઇ | ,, |
| મનહરલાલ સાકરલાલ દેસાઇ | ,, |
| ચંદ્રલાલ પ્રાણલાલ દેસાઈ | ભરૂચ |
| વૈકુંઠલાલ ભોગીલાલ દેસાઇ | આમોદ |
| વૈકુંઠલાલ ભુપતરાય દેસાઇ | સુરત |

**મેટ્રીક.**

| | |
|---|---|
| જયંતિલાલ રતનરામ ઠાકોર | સુરત |
| ઇંદ્રપ્રસાદ સાકરલાલ ઠાકોર | અમદાવાદ |
| કાન્તિલાલ છોટાલાલ સેતલવાડ | ,, |

**ડ્રોઈન્ગ ફર્સ્ટ ગ્રેડ.**

| | |
|---|---|
| બ્હેન ઉર્મિલા કેશવલાલ સેતલવાડ | મુંબઇ |

## લગ્ન.

દેસાઇ હરીપ્રસાદ વિષ્ણુપ્રસાદ ( ભરૂચ ) ઉ. વ. ૨૯નાં લગ્ન બ્હેન ઇન્દુમતિ માણેકલાલ સાકરલાલ (અમદાવાદ) ઉ. વ. ૨૧ સુરત
ઠાકોર સત્યેન્દ્રલાલ ત્રંબકરાવ ( ,, ) ,, ૨૫નાં ,, ,, મનહરગૌરી ગીરધરલાલ બાપાલાલ (      ) ,, ૧૭ ભરૂચ
દેસાઇ ત્રીકમલાલ કુબેરારામ (આમોદ) ,, ૨૪નાં ,, ,, નિર્મળગૌરી જીવણરામ ગોકળભાઇ... ... ,, ૧૫ ,,
દેસાઇ કુસુમશંકર સુંદરલાલ (જુનાગઢ) ,, ૩૫નાં ,, ,, વીરમતી ચંદુલાલ વલ્લુભાઇ ... ... ,, ૧૯ અમદાવાદ

## જનોઇ.

કૃષ્ણલાલ લક્ષ્મીરામ હરિનાથ ઉમ્મર વર્ષ ૮ આમોદ.

## જન્મ.

—:-(૦)-:—

| | | |
|---|---|---|
| સૌ. ધનલક્ષ્મી જીવણલાલને | પુત્રી | અમદાવાદ. |
| સૌ. મંગળાગૌરી ભુપતરાયને | ,, | ,, |
| સૌ. કપીલાગૌરી પ્રાણલાલ કીરપારામને | ,, | ,, |
| સૌ. પાંખડી હરીપ્રસાદ મજરાયને | ,, | ,, |
| સૌ. મંગળાગૌરી ત્રીકમલાલને | પુત્ર | ,, |
| સૌ. જયાગૌરી છગનલાલ કાનુંગાને | ,, | ,, |
| સૌ. વિજયાગૌરી પ્રાણલાલ હરીલાલને | ,, | ,, |
| સૌ. પ્રાણગૌરી કૃષ્ણલાલ નીલકંઠરાયને | ,, | ,, |
| સૌ. જયગૌરી સાકરલાલ પ્રાણસુખરામને | ,, | આમોદ |
| સૌ. ચતુરલક્ષ્મી ઠાકોરલાલ ચીમનલાલને | ,, | ,, |
| સૌ. નંદગૌરી ચીમનલાલ ભોગીલાલને | ,, | ભરૂચ |
| સૌ. ભાનુમતી દીનકરરાવ નરભેરામને | પુત્રી | ,, |

## મરણ.

—:૦:—

| | ઉ. વ. | રોગ | સ્થળ. |
|---|---|---|---|
| પ્રીતમરાય મજરાયનો બાળક પુત્ર | ૩ માસ | | અમદાવાદ |
| સૌ. કાન્તા મુકુન્દરાય કેશવલાલ | ૨૨ | એનીમીયા | ,, |
| સાકરલાલ પ્રાણસુખરામનો બાળક પુત્ર | ૨ દીવસ | | આમોદ |
| ગં. સ્વ. કમળાબ્હેન (શ કલ્યાણરાય પ્રાણશંકરરાયના પુત્રી) | ૪૫ | તાવ | ,, |
| સૌ. ચતુરલક્ષ્મી બાપાલાલ હરીલાલ | ૨૭ | ન્યુમોનીયા | અંકલેશ્વર |
| મુદ્રીકા કાન્તિલાલ સાકરલાલ | ૧।। | વરાધ | દીલ્હી |
| ગં. સ્વ વણારસી બ્હેન | ૭૫ | ઘડપણ | ભરૂચ |
| ગં. સ્વ. દુર્ગાબ્હેન | ૭૨ | ,, | ,, |
| સૌ. ચંદ્રમણી બળવંતરાય કલ્યાણરાય | ૩૮ | લીવર | ,, |
| સૌ. નર્મદા ધીરજરામ રામચંદ | ૬૫ | તાવ | વડોદ્રા |

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ॥

Awake! Arise! Stop not Until the Goal is Reached

જાગો, ઉઠો, વિરમો નહિ સાધ્યો ન આશય ત્યાં સુધી —

ઉપનિષદ્

વર્ષ ૮ મુ.] જુલાઈ ૧૯૨૫ [અંક ૩ જો.

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે રૂ ૧-૨-૦

પ્રકાશક —કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ, બી એ, એલએલ બી

વ્યવસ્થાપક —બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક મંડળ ૩૯સી પી ટેન્ક ૮ મુંબઈ.



મુંબઈ—આર્ટ્સી, ૩૩૨-૩૩૪ ઠાકુરદ્વાર રસ્તે શ્રી 'સરસ્વતી' પ્રેસમાં

શાહ મગનલાલ જગજીવનદાસે છાપ્યું

## આશિર્વાદ.

" બાળકના ન્હાના હૃદયને આશિર્વાદ આપો. એ ધોળો આત્મા આપણી પૃથ્વી માટે સ્વર્ગમાંથી ચુંબન લઇને આવ્યો છે.

એને સૂર્યનું તેજ વ્હાલું છે, એને પોતાની માનું મ્હોં વ્હાલું છે.

એ માટીને ધિક્કારતાં શીખ્યો નથી; એ સોનાની પાછળ વલખાં મારતો નથી.

એને છાતી સરસો ચાંપો, અને આશિર્વાદ દો.

સેંકડો આડાઅવળા રસ્તાવાળી આ ભૂમિમાં એ આવ્યો છે.

લોકોની આટલી બધી ભીડમાંથી તમને એણે કયાંથી પસંદ કર્યા, તમારેજ બારણે એ કેમ આવ્યો, અને રસ્તો પૂછવા એણે તમારો હાથ કેમ ઝાલ્યો તે તો હું જાણતો નથી.

પણ તમારે માટે એના મનમાં કોઇ પણ જાતની શંકા નથી. તમે એને જ્યાં લઈ જશો ત્યાં એ તમારી પાછળ પાછળ, હસતો હસતો ને વાતો કરતો કરતો આવશે.

એના વિશ્વાસને પાત્ર થજો, એને સીધે રસ્તે લઇ જજો, અને એને આશિર્વાદ દેજો.

એના માથાપર તમારો હાથ મૂકજો, અને તેને માટે ઇશ્વરની પ્રાર્થના કરજો કે એની જીવનરૂપી હોડીની નીચેનાં મોજાં કદાપી તોફાની થાય, તોપણ પ્રભુની કૃપાનો પવન એ મોજાંને શાન્ત કરી, હોડીનાં સઢોમાં ભરાય અને એને નિર્વિઘ્ને શાન્તિને બંદરે લઇ જાય.

તમારા કામની ધમાલમાં એને ભૂલી ના જશો, તમારા અંતઃકરણમા એને આવવા દેજો, અને એને આશિર્વાદ આપજો."

# બ્રહ્મક્ષાત્રિય ત્રિમાસિક.

ક ૯ મું.]   ૧લી જુલાઈ ૧૯૧૫.   [ અંક ૩ જો.

## શ્રીયુત્ કવિ રવિન્દ્રનાથ ટાગોરના "બીજના ચંદ્ર" માંનાં બે કાવ્યો.*

—:o:—

( ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ. )

( "આશિર્વાદ" અને "યાદગીરી" એ શ્રીયુત્ ટાગોરનું ીજું છપેલું પુસ્તક—'બીજનો ચંદ્ર' એમાંથી પસંદ કરેલાં ે ઉત્તમ ગદ્ય કાવ્યો છે. પહેલામાં માબાપની છોકરાં પ્રત્યેની ંભીર જવાબદારી બાબત અસરકારક ઉદ્‌ગાર છે, અને બીજામાં ોકરાંનાં માબાપ તરફ કર્ત્તવ્યો બાબત ઉંડો માર્મિક ોધ છે. આ વિષયો ઉપર ઘણું લખાયું છે; નિબંધો, પુસ્તકો ાથા ઉપદેશોદ્વારા જે જે કંઈ કહી શકાય તે બધું માત્ર આ બે ાનાં કાવ્યોદ્વારા કવિ પોતાની અદ્‌ભુત કળાને પ્રતાપે સચોટ ્હી શકે છે, અને હૃદય વીંધી નાખે છે. ગદ્ય લખાણો કરતાં ાવ્યોમાં કેવી ઉચ્ચ અને આશ્ચર્યકારક શક્તિ રહેલી હોય છે ેનું ઉત્તમ દૃષ્ટાંત આ બે કાવ્યો છે, એવો મ્હારો નમ્ર મત છે. )

---

* આ મહાન કવિને નામદાર શહેનશાહના જન્મ દિવસે સેર નાઈટનો ઇલ્કાબ આપવામાં આવ્યો છે, તેથી દરેક હિંદ-ાાસીને આનંદ થશે.

## આશિર્વાદ.

" બાળકના ન્હાના હૃદયને આશિર્વાદ આપો. એ ધોળો આત્મા આપણી પૃથ્વી માટે સ્વર્ગમાંથી ચુંબન લઇને આવ્યો છે.

એને સૂર્યનું તેજ વ્હાલું છે, એને પોતાની માનું મ્હોં વ્હાલું છે.

એ માટીને ધિક્કારતાં શીખ્યો નથી; એ સોનાની પાછળ વલખાં મારતો નથી.

એને છાતી સરસો ચાંપો, અને આશિર્વાદ દો.

સેંકડો આડાઅવળા રસ્તાવાળી આ ભૂમિમાં એ આવ્યો છે.

લોકોની આટલી બધી ભીડમાંથી તમને એણે કયાંથી પસંદ કર્યા, તમારેજ બારણે એ કેમ આવ્યો, અને રસ્તો પૂછવા એણે તમારો હાથ કેમ ઝાલ્યો તે તો હું જાણતો નથી.

પણ તમારે માટે એના મનમાં કોઇ પણ જાતની શંકા નથી. તમે એને જ્યાં લઈ જશો ત્યાં એ તમારી પાછળ પાછળ, હસતો હસતો ને વાતો કરતો કરતો આવશે.

એના વિશ્વાસને પાત્ર થજો, એને સીધે રસ્તે લઇ જજો, અને એને આશિર્વાદ દેજો.

એના માથાપર તમારો હાથ મૂકજો, અને તેને માટે ઇશ્વરની પ્રાર્થના કરજો કે એની જીવનરૂપી હોડીની નીચેનાં મોજાં કદાપી તોફાની થાય, તોપણ પ્રભુની કૃપાનો પવન એ મોજાંને શાન્ત કરી, હોડીનાં સઢોમાં ભરાય અને એને નિર્વિઘ્ને શાન્તિને બંદરે લઈ જાય.

તમારા કામની ધમાલમાં એને ભૂલી ના જશો, તમારા અંતઃકરણમાં એને આવવા દેજો, અને એને આશિર્વાદ આપજો."

## યાદગીરી.

" બેટા ! મ્હારે તને કંઇ આપવું છે; કારણકે સંસારના પ્રવાહમાં આજે આપણે છુટાં પડીએ છીએ.

અહીંથી આપણાં જીવન જુદી જુદી દિશાએ વહ્યાં જશે. તું કયાં જઇશ ને હું કયાં જઈશ ! આપણો આવો પ્રેમ પણ ભુલાઇ જશે !

પરન્તુ આ ભેટો આપીને હું તારૂં હૃદય મ્હારૂં કરી રાખવાની આશા રાખું એવો મૂર્ખ નથી.

તું હજી ન્હાનો છે, તારો રસ્તો લાંબો છે, અને જે પ્રેમ અમે તારી આગળ લાવીએ છીએ, તે તો તું એક ઘુંટડામાં પી જાય છે, અને પછી તરત પાછો વળીને અમારી પાસેથી દોડી જાય છે.

તને તારી રમતો વ્હાલી લાગે છે, તારા ભાઇબંધો વ્હાલા લાગે છે; હશે. તારી રમતોમાંથી અને ભાઇબંધો આરે અમારે માટે તને વિચાર સરખોએ ના આવે તો કંઇ નહીં.

અમે, ખરેખર ! નવરાં બેઠાં બેઠાં ઘડપણમાં તું ન્હાનો હતો એ દહાડા યાદ કર્યાં કરીશું, ને જે સદાને માટે અમારા હાથમાંથી ગયો તેને ઘણા હેતુથી અમારા મનમાં રાખીશું.

નદી તો ઝડપબંધ ગીત ગાતી ગાતી, ભેખડો તોડીને અને રસ્તે નડતાં વિઘ્નો વટાવીને દોડી જાય છે; પણ પર્વત જ્યાં હોય છે ત્યાં ને ત્યાંજ ઉભો રહે છે, બધું સંભાર્યા કરે છે, અને એની પાછળ પાછળ પોતાના હૃદયનો પ્રેમ વ્હેવરાવે છે."

———:૦:———

# "ભરૂચ શહેરનો ઇતિહાસ" અને બ્રહ્મક્ષત્રિયો.

(રા. ભાઈલાલ મજરાય દેસાઈ.)

ગયા જાન્યુવારી માસની આખરમાં કામ પ્રસંગે મ્હારે અંકલેશ્વર જવું થયું હતું ત્યાંથી પાછા વળતાં સગાં સ્નેહિઓને મળવાના નિમીત્તે ભરૂચ ઉતરવાનું થતાં કારણવશાત્ ત્યાં બે ત્રણ દિવસ રોકાણ થયું. નવરાશનો વખત પુસ્તક સાથે વાત કરવામાં ગાળવાના ઇરાદાથી આસપાસ નજર કરતાં "ભરૂચ શહેરનો ઇતિહાસ" "પ્રાચિન અને અર્વાચીન" નામનું પુસ્તક હાથ આવ્યું. તે વાચવા ઉત્કંઠા થઈ. ચસ્મા સાથે ન હતાં પણ ન્હાના બાળકોને પણ ચસ્મા વગર ના ચાલે એવા જમાનામાં હું ઉછરેલો ન હોવાથી વગર ચસ્મે કામ ચાલી શક્યું, એ પુસ્તકના કર્તા રા. રા. ગણપતરામ હિંમતરામ દેસાઇ ભરૂચના વતની અને મ્હારા કલાસ માસ્તર હતા તેમની કૃતી જોઇ મ્હને સ્વાભાવિકપણે ઘણો પ્રેમ ઉત્પન્ન થયો. વિષય પણ એકંદરે રસ ઉપજાવે એવો અને ઘણો ઉપયોગી, ભરૂચ શહેરની પાછલા વખતની જાહોજલાલી, રીત રિવાજ અને રાહરસમની ઉત્કૃષ્ટતા ઉપર ઘણું સારૂં અજવાળું પાડનાર હોવાથી મન પરોવાયું અને ઘણો આનંદ થયો આ પુસ્તકમાં જોવા, જાણવાનું અને મનન કરવાનું ઘણું છે તેથી તે વાંચવા આપણી જ્ઞાતિના સર્વે આબાલવૃદ્ધને હું ભલામણ કરૂં છું. અને એ પુસ્તકના પ્રકરણ ૨૦ મે "બ્રહ્મક્ષત્રિય તથા તેમના પુરોહિત" એ મથાળા નીચે કેટલીએક હકીકત છે તે આપણા ત્રિમાસિકના દફતરમાં નોંધવા જેવી લાગવાથી આ નીચે આપી છે.

રા. રા ગણપતરામભાઇ લખે છે કે:—"એ ન્યાતમાં પહેલાં કન્યાની ઘણી અછત હતી લગ્ન વખતે પલ્લું રૂ. ૭૫૦) તથા લુગડાં વગેરે રીતભાતના રૂ ૨૫૦) મળી રૂ. ૧૦૦૦) કન્યાના બાપને વરના બાપ તરફથી અપાતા હતા. હાલ કન્યાની છત ઘણી હોવાથી પલ્લું તો કોઇકજ ચઢાવતું હશે; કદાચ આપે તો પોતાની મરજી માફક. ઘણી ખરી જગ્યાએ ઉલટા વરને સામા નાણાં આપવા પડેછે. રકમ કેટલી તે કાંઇ મુકરર નહી, પણ કન્યાના બાપના ગજા ઉપરાંત આપવા પડે. આ કારણથી જેને ઘેર કન્યા અવતરે તેના બોજા મરવા સમજે છે. કારણકે શક્તિ ઉપરાંત રકમ આપવી પડે તો કરજદાર બની જાય એમાં શી નવાઇ? કોઇને પેટ પાંચ સાત દીકરી હોય તે તો શ્રીમંત

આ પુસ્તક દિવાન સાહેબ અરદેશર જમશેદજી દસ્તુર સાહેબને વાંચવા મોકલેલું તેઓએ આ બાબત વાંચી નીચેનો પેરેગ્રાફ વધાર્યો છે તે લખી જણાવ્યો છે.

" આ માઠો રિવાજ, જે આ ન્યાતમાં પ્રવેશ થયો છે, તેના માઠાં પરિણામ ભવિષ્યમાં ખમવા પડશે એમ છે. અને પારસી કોમની જે નબળી હાલત તે એજ માઠા રિવાજને લીધે થઇ પડેલી છે. તેનાં કડવાં ફળ પરિણામે શું નિપજે તે લખવા કરતાં વધારે સારી રીતે કલ્પી શકાય છે. પારસી તેમજ ક્ષત્રિયની કોમ બહારથી દેખાવમાં સુધારામાં આગલ પડતી, ચંચળ ને સાહસિક કહેવાય છે, છતાં તેમના સંસાર વ્યવહારમાં જે સળો પેઠો છે તે સળેલા ભાગને જો મજબુત અને તિક્ષ્ણ હથિયારથી કાપી નાંખવામાં નહિ આવે તો એ સળો કોમના આખા શરીરે લાગી જશે તો પછી કોમના બચાવની આશા થોડી રહે છે. અને આવી સુધરેલી, બાહોશ અને વિદ્વાન જ્ઞાતિમાં આવો શરમ, દુષણ અને નામોશીભરેલો રિવાજ પ્રવેશ થયો છે. તેથી ન્યાતની ચડતી કે તેની નબળી આવતી જાય છે, તેમાંનું શું સમજવું ? એ બાબતમાં ન્યાતના આગેવાન પુરૂષો તથા સ્ત્રીઓએ પુખ્ત વિચાર કરવા જેવું છે."

ઉપલા કથનમાં રા. રા. ગણપતરામભાઇ આ માઠા રિવાજના કારણમાં કન્યાની છત ઘણી હોવાનું જણાવે છે તે સાથે કદાચ આપણે સમ્મત થઇશું નહિ તોપણ એ માઠા રિવાજે જોરથી પગપેસારો કર્યો છે એટલુંજ નહિ પણ ખુબ જોસમાં જામ્યો છે એ વાત વિવાદગ્રસ્ત નથી અને તે ક્ષત્રિય કોમના આબાલવૃદ્ધ કોઇથી અજાણી નથી એટલુંજ નહિ, પણ એ માઠા રિવાજને સૌ કોઇ ધિક્કારે છે એમાં પણ સંશય જેવું નથી. છતાં અજાયબ જેવું તો એ છે કે એ રોગને દાબવાને બદલે ઉલટો વધારે ને વધારે પ્રમાણમાં તે ફાટતો જાય છે તે સૌ કોઇ ઠઠ્ઠા મશ્કરીની રીતે જોઇ રહે છે.

પાશ્ચાત્ય દેશના સાંસારિક રીત રિવાજો તે દેશને માટે ગમે તેટલા સારા હશે યા નહીં તે વાતને આપણે લાગતુ વળગતું નથી; પરંતુ આ દેશના પ્રચલિત રીત રિવાજો કે જે લાંબા કાળના અને દીર્ઘ દ્રષ્ટીના બારિક અવલોકન પછી પાકા અનુભવ અંતે નિર્માણ થયેલા છે, તેમાં વગર સમજે ફેરફાર કરવો એ પડતીનુંજ ચિન્હ છે. એ માન્યતા અંધ શ્રદ્ધાથી નહિ પરંતુ પ્રત્યક્ષ પ્રમાણથી પણ સિદ્ધ થતી જાય છે.

નવિન સુશિક્ષિત વર્ગ જેમના ક્રમશઃ મગજપર પાશ્ચિમાત્ય તત્વવેત્તાઓના એકદેશીય જડવાદના વિચારોએ ઘર કરેલું હોય છે તેઓની યુક્તિ પ્રયુક્તિપૂર્વકની દલીલોથી જેમને તેવા જ્ઞાનનો સંસર્ગ લાગ્યો નથી તેમને એકબારગી સંશયાત્મક ચિત્તે ડામાડોળ થવાનો સંભવ છે. પરંતુ આ દેશના અને પાશ્ચિમાત્ય વિદ્વાનો કે જેમને ઇશ્વરે કૃપાથી પાશ્ચિમાત્ય તત્વવેત્તાઓનું જ શિક્ષણ પ્રથમતઃ મલ્યા બાદ આ દેશના શાસ્ત્ર અને તત્વવેત્તાઓના વિચારોનું અને સાંસારિક રીત રિવાજોનું અવલોકન કર્યું છે તે જ્યારે મુક્ત કંઠે આપણા આચાર વિચારોની તરફેણમાં પોકારી પોકારીને મત આપે છે એટલું જ નહિ પણ આપણને તેથી આડા જવાને માટે ઠપકા સાથે શિખામણ દેતા જોઇએ છીએ ત્યારે એવા સંશયને માર્ગ રહેતો નથી.

વિષયના મુદ્દાપર સ્પષ્ટપણે આવતાં સ્ત્રી-પુરૂષના લગ્નની બાબત (Supply and Demand) 'આપ અને લે' યાને ખરૂં કહીયે તો 'ખપત પ્રમાણે ભાવ'ના ધોરણપર અવલંબીને છોકરીઓની બાબતમાં વરવાળા તરફથી પૈસા ઓકાવવાનું થાય એ જે દેશના અને જે લોકોના તત્વજ્ઞાનનું પરિણામ હોય તે દેશના અને તે લોકોના સમુદાયમાં નિભાઇને તેનો લાભ લેવામાં આવે તો ભલે વાજબી ગણાય; પરંતુ હિંદુ ધર્મશાસ્ત્રનું સિદ્ધાંત જ સ્ત્રી-પુરૂષનું લગ્ન-એ ધર્મ, અર્થ, કામ અને મોક્ષના સાધનનું કારણભૂત ગણાય છે. ત્યાં લગ્નની બાબતમાં (Supply and Demand) 'ખપત પ્રમાણે ભાવ'ના ધોરણે બજારની બાજરી પ્રમાણે છોકરીઓના વેચાણ જેવું થાય એના જેવું શોચનિય ભાગ્યે જ બીજું હોઇ શકે.

છેવટે દિવાનજી અરદેશર જમશેદજી દસ્તુર સાહેબના વતની હોઇ કલેકટરના હેડ કારકુન અને આમોદના મામલતદાર હતા તે વખતથી આપણી જ્ઞાતિના સમુદાયથી સારી રીતે વાકેફગાર હોઇ આપણા તરફ સારી લાગણી ધરાવનાર વિદ્વાન અને વયોવૃદ્ધ ગૃહસ્થ છે, કે જેમણે જુનાગઢના દિવાનપદને પણ દિપાવ્યું છે તેઓના દીર્ઘદૃષ્ટીવાળા ઉદ્‌ગાર તરફ પુરતું લક્ષ આપવાની વિનંતી કરીને જ અત્રે વિરમીશું.

———:o:———

# મારી પરિક્રમા.



" From his native hills
" He wandered far: much did he see of men,
" Their manners, their enjoyments and pursuits,
" Their passions and their feelings chiefly those,
" Essential and eternal in the heart,
" Which 'mid the simpler forms of rural life,
" Exist more simple in their elements,
" And speak a plainer language. "
The Excursion (Wordsworth.)

આપણા બાળકો સ્ત્રી પુરૂષો સો દિવસ ઉગે પરિક્રમાવાસી કે અપભ્રંશ ગુજરાતીમાં કે રૂઢ ભાષામાં પરકમા-અમ્માવાસીના નામથી જાણીતા અને નામની માફક જ આચાર અને પોતાનાં જીવનના ઉદ્દેશમાં ઘસાઇ કે જીર્ણ થયેલા બાવા, વેરાગીઓ જુવે છે. જ્ઞાનની તૃષ્ણાથી વર્ડ્ઝવર્થના પરિક્રમાવાસીની માફક પ્રાચિત કાળમાં આપણા ધર્માર્થીઓ પ્રવાસે નીકળતાં. વર્ડ્ઝવર્થનો આ વિષયનો પાત્ર અને પોતે સહેલગાહના શોખથી જનસમાજ, તેના સ્વભાવ અને આચાર વિચાર લેવા નીકળેછે. આપણી નાતના ઘણાં યુવાન સ્ત્રી પુરૂષો કેવળ ચોખ્ખી સહેલ-ગાહે નીકળતાં નથી પણ શુભાશુભ નાનાં મોટાં પ્રસંગોએ સહેલગાહે જાય છે, એમાં લેવા જાણવાનું તેમને ઘણુંએ મળે છે; પણ તેમનો સંગ્રહ કરવાની કે તેમાંથી જરૂરી તારવણી પોતાના કે બીજાના લાભને માટે કરવાની આપણને હજી ટેવ પડી નથી. આવા પ્રસગોએ એ ઉપરાંત અનુભવનું મેદાન અને પ્રસંગો બ્હોળા અને વિશેષ થાય તેમ કરવાની જીજ્ઞાસા હજી આપણામાં જાગી નથી. વર્ડ્ઝવર્થના જેવા સરલ જીવનો આપણે જોવાના નથી, પરંતુ ઇતિહાસ, વાર્તાઓ અને સમાજશાસ્ત્રના દૃષ્ટીબિંદુઓ-નજરોથી આપણે જે જોઇએ, અનુભવીએ તે, તેમાં ખાસ કરી સંસાર કે સમાજ સુધારણાના મોટા મોટા સવાલો નહીં પરંતુ નાની ખાસિઅતો, વિગતો, રહેણી કરણીઓની વલણોની ઘણા જ સામાન્ય રૂપમાં નોંધ, ચર્ચા, તારવણી અને સરખામણી થાય તો આપણને કંઇક ઉપયોગી સાહિત્ય તૈયાર થાય. તેનાથી આપણી નાતસુધારણા ઉપર ભારે અસર કરવા જેવા ઉત્સાહપૂર્ણ બીનઅનુભવી જુવાનિયા આશાવાદિ થવાની જરૂર નથી. આ ચર્ચા સામાન્ય રૂપમાં જ કરવાની જરૂર છે, કેમકે ચોક્કસ બનાવો લઇ તેમ કરવાથી આપણી નાની નાતના નાના માણસોને તેમના મોટા પગલાંની વિરૂદ્ધ

ચાટફણીથી ઉતારી પાડવાના પ્રસંગે અન્યાય થાય તો કંઇક સારા કામની વાહ-વાહ કરવાથી નાતના વીર કે શિરોમણીનો ભાવ કોઇમાં ઉપજાવી નાતમાં જ આગળ વધવાની સાંકડી ઇચ્છાને ટેકો આપવાનું અયોગ્ય પગલું લેવાય.

* * * * * * * *

આપણા જુવાનો ઉપર આરોપ છે કે તેઓ નાતમાંજ રહી, નાતના સુધારાનાં પગલાં લેવાને બ્હાને નાતને તોડી નાખવાનાં પગલાં લે છે. નાતના જુવાનોએ નાતનું ત્રિમાસિક કહાડ્યું, નાતની પરિષદ્ ઘરડાઓ-વડીલોને સાથે લઇ શરૂ કરી અને નાત સુધારણા વિષે સૌના વિચારો જાણ્યા, નાતનું રીકર્રીંગ ફંડ શરૂ કર્યું અને નાતના સ્થાનિક ફંડો સ્થાપવા કે પગભર કરવામાં જુવાનોની જોઇતી સહાય છે. આ સૌ પગલાં જુવાનોએ ઘરડાઓ સાથે મળીને નાતની ચડતી માટે લીધાં, છતાં તેમના ઉપર આરોપ છે કે તેમણે નાત તોડી નાખવાનાં પગલાં લીધાં છે, અને લે છે. નાતના ઘરડાઓ અને વડીલો નાતની પંગતે નહીં પણ છચોક મધ માંસ ભક્ષણ કરતા હતા, અને હજીએ કોઇક કરતા હશે. પરનાતની હલકી કે ઉંચી હપસીઓ રાખતા અને હજીએ તેમ કરનારા હયાત છે. આવા ઘરડા અને વડીલોએ નાતની આબરૂ, અને હિંદુ નાતોનું મહત્વ જાળવ્યું અને નાતને તોડી નહીં પણ રક્ષી છે, તો કેવળ વિચારોની ચર્ચા અથવા તો પોતાને ખરૂં લાગે તે ખુલ્લેખુલ્લું કહી દેવાથી કે નીતિથી હલકા રિવાજો કે બીન જરૂરીઆત કર્મકાંડ કે લોકાચાર તરફ ફકત નાપસંદગી જણાવવાથી જુવાનોએ નાતને તોડી નાખવાનાં શા પગલાં લીધાં તે સમજવું મુશ્કેલ છે.

* * * * * * * *

દરેક સમાજમાં અને જમાનામાં નાના અને નજીવા ગણાતા પણ નીતિની નજરે ઘણી અગત્યના સુધારાઓ જરૂરી હોવાનું જુવાન વર્ગ જણાવે છે. ઘરડા અને વડીલોને નીતિની નજરે તે ખરા જણાય છે પણ પોતાની ટેવાયલી નજરને લીધે તેમને વ્યવહારમાં મુકતાં મનમાં આંચકો આવે છે; પરંતુ વ્યવહારમાં મુકતાં જુવાન વર્ગને વિરોધી બળ નડતું નથી અને પછી થોડે વર્ષે તે સૌ અસલી રિવાજો જેવી જ નજરે જોવાય છે આના દાખલા તરીકે છોકરાઓના કાન વિંધાવવાનો, કુળદેવીને બકરાનો ભોગ આપવાનો, છોકરાઓએ માથે ધારી રાખવાનો, છોકરીઓને છુંદણાં છુંદાવવાનો, અઘરણી કરી માળીએ બેસાડવાનો, બારમા તેરમા જમવાનો, અગરવડર્યો બાંયો ચડાવવા કે ફરો બાંધવાનાં કપડાં અને ભારે વજનના ઘરેણાંથી પોતાની શ્રીમંતાઈ

અને ખાનદાની બતાવવા વિગેરે વિગેરે રિવાજો બંધ થયા કે થતા જાય છે અને તે ઘણાજ પ્રાચિન ભૂતકાળના વિષય તરીકે યાદદાસ્તમાંથી ભુસાતા જાય છે. ઇશ્વર જેમ જમાનાને અનુસરતા દશાવતારધારી છે તેમ સમાજ અને નાતો પણ અવતારધારી છે. જુવાનો પ્રસંગોપાત નાતના જુલ્મી અથવા તો ઘસાઇને કે જમાનાને બીનઅનુસરતા આચારવિચારો અને રિવાજો ત્રાસદાયક લાગવાથી નાતને ઉરાડી મૂકવાના ઉદ્‌ગારો કહાડે છે, તેથી કંઇ નાત ઉડી જશે ? નાતમાં જમાનાને અનુસરતા તત્વો દાખલ થતા જાય અને નવા યુગના જુવાનીયાઓ આપણા દેશના સંજોગોમાં અને અગવડોમા નાતની સંસ્થાને ખડક જેવી પૅસિફીક, એટલાંટિક અને હિંદી મહાસાગરના મહા તોફાની મોજાંઓ સામે ટક્કર ઝીલી ટકતી વસ્તુસ્થિતિના અભ્યાસથી જોતાં શીખે છે, એટલે તે પોતાને નાતનું સબળ અને ઉપયોગી અંગ બનાવવાને મથે છે એમ બન્યું છે અને જ્યાં સુધી હિંદુસ્તાનની નાતો રહેશે ત્યાં સુધી બનશે સંસારથી પરવારેલા કે શીમંતાઇ અને અજ્ઞાનને લીધે જુવાનોના પદ્ધતિસર અને સબળ વિચારોના પ્રવાહ અને વેગ સમજવાની તસ્દી નહીં લેનારા કે તેથી અલગ રહેવામાં માન સમજનારા આપણા સમજુ, વડીલ અને વૃદ્ધ સ્ત્રી-પુરૂષો આપણા સંસારની નાની નાની ત્રાસદાયક કે નીતિ વિરૂદ્ધ બાબતો ઉપર ધ્યાન આપી જુવાનો સાથે તે વિચારવામાં જોડાય તો તેમાં નાતનું ભલું છે. જમાનાઓની જરૂરીઆતોને લઇને, લોકોની હાજતો અને માનસિક વધારાને લઇને ઘણા રિવાજો, રૂઢીઓ, અને ધર્મો ધીરે ધીરે ચણાયા છે, ઘસાયા છે, ભુસાયા અને ભુલાયા છે, અને ફરી નવા થયા છે, એજ સંસારના વિશ્વકર્માના ચાક-ચક્રનો ધોરી રસ્તો છે, આજના ઘરડાઓને જે જુની આંખે નવા તમાસા લાગે છે, તેવાજ નવા તમાસાઓ હાલની પ્રજા જુની થતાં જોશે આજે સૌ વિદ્યાર્થીઓની નજર વર્તમાનપત્રો, પુસ્તકો, ઇતિહાસ અને ભૂગોળ ને લીધે આખી દુનિયા ઉપર પડે છે. રેલગાડી અને આગબોટથી દુનિયામાં ફરે છે કે ફરશે, અથવા તો ફરેલાના સહવાસમાં આવી મનુષ્યના જીવનના સુખના તત્વો સાંભળી, જોઇ, વાંચી અને વિચારી બીજાઓને જે બાબતો સુખ આપે છે, તે પોતાના દુઃખના કારણો દૂર નહીં કરે એમ માનવાને કારણો શોધવાનું તેમને મુશ્કેલ જણાશે. દુનિયાના નકશા ઉપર જોતો જુવાન, સંસ્કૃત, ફારસી અને અંગ્રેજી જીવનના ચિત્રો જોઇ ધ્યાનપૂર્વક વિચારવા અને સરખાવવા મથે છે તો તે આખા વર્ગમાં જ બાંધવા, સંભાળવા અને વધારવાના વિચારો બાંધવાને બદલે સપળા તોડી પાડવા કે નાશ કરવાના વિચારો જ આવતા

હશે? યા તો સૌ કરી, પરનારી દુઃખી થઈ, જેમ પાપની શાંતિ જાતા કે વ્રતોથી નહીં સાધી શકનારાઓ તેમ કર્યાના કેવળ આડંબરથીજ બીજાને પોતાના જેવી નિરાશામાં મુકવાને લલચાવી તેમાં પોતાની સફળતાનો સંતોષ માનનારાઓનો પોતાને ફસાવનારી સંસારની જાળો અને દુઃખોથી છુટકતા જુવાનો સામેનો તેમનો ગર્વમય કેવળ બળાપો જ છે?

* * * * * * * *

નવા અને જુના વચ્ચે સૌ દેશ અને જમાનાઓમાં ચાલતા વિગ્રહ-વિરોધ વિષે આટલું હાલ બસ છે. આજ ધોરણોથી, જુની અને નવી નજરે, નવી અને જુની આર્યસંસ્કૃતિ અને સમાજતત્વની "ટચસ્ટોન" (પરીક્ષા, કસોટીના નિયમો અને સિદ્ધાંતો) થી આપણી નાતના જીવનની નાની નાની નજીવી બાબતોની ચર્ચા અને સંગ્રહ હવે પછી કરીશું. એક કવિ કહે છે કે Trifles make the sum of human things—નજીવી બાબતોથીજ માનુષી બાબતોનો એકંદર સંગ્રહ થાય છે, અને એજ નાની, નજીવી બાબતોથી સૌના જીવનના મોટા મોટા વ્યવહાર, આચાર અને રિવાજો ચણાય છે, અને જીંદગીમાં વણાઇને વાણા તાણા જેવા બની જાય છે.

મેલો ઘેલો પરિક્રમાવાસી.

—:o:—

## સ્ફુરણા.*

### ( વિશ્વાસઘાત. )

(રા. શ્રીપતરાય હકુમતરાય ઠાકોર.)

હે માતા! વિશ્વાસ વિષે ઉપર બતાવ્યું કે શરીરના વિષે પ્રાણ રહે છે, ત્યાં સુધી સર્વ ઇન્દ્રિઓમાં શક્તિ હોય છે અને તે-તેમનાં કાર્ય નિયમિત કરે છે; પ્રાણ છુટો પડેથી સર્વ ઇન્દ્રિઓ બળહિન થઇ નિર્જીવ બને છે. વિશ્વાસ એ સૃષ્ટિ વિષે પ્રાણરૂપી બળ છે-પ્રેમને પોષે છે.

હે માતા! હવે આખો શબ્દ વિશ્વાસઘાત એટલે શું, તે કરવાનું સામાન્ય કારણ શું, તેના ઉપર કેટલું દુર્લક્ષ રહી તે કેવી રીતે વપરાય છે, આપણી બુદ્ધિને કેવી રીતે ભ્રમિત કરે છે તથા તેનાં કેવાં માઠાં પરિણામો આવે છે, એ વિષે વિચાર કરીએ.

* અનુસંધાન પુ. ૯ મું. અંક ૧ લો. [illegible]

આખા વિશ્વની આશ એવી છે કે દરેક વ્યકિત પોતાને સોંપાયલા વિશ્વાસ પ્રમાણે પોતાનો ધર્મ બજાવી ઉન્નતિના માર્ગમાં સહાય કરે. દરેક વ્યકિતની આશા એવી છે કે આ સંસારસુખ તથા શાંતિમાં ચાલે, આ ચાલતી આશારૂપી પ્રવાહમાં આડ નાંખવો, અટકાવ કરવો અગર ઘા કરવો તેનું નામ ( વિશ્વ+આશ+ઘાત ) વિશ્વાસઘાત કહેવાય છે.

હાલમાં ઇંદ્રિના વિષયસુખ તરફની વૃત્તિ વધુ વધુ પ્રસરતી જાય છે. કોઇને કોઇ ઇંદ્રિના વિષયનો શોખ, તો કોઇને બીજી ઇંદ્રિના વિષયનો શોખ હોય છે. ન્હાનું બાળક અજ્ઞાન અવસ્થામાં સારૂં ખાવાનું શું તથા સારૂં પહેરવાનું શું તે સમજતું નથી. જે ખવડાવે તથા જે પહેરાવે, અગર જેવા સ્થાન ઉપર સુવાડે ત્યાં સુઇ રહે છે. માબાપ પોતાના બાળકને લાડમાં સારા ખાવાના-પીવાના, તથા પહેરવા વિગેરેનાં સાધનો આપે છે. બાળક સમજણું થતાં તે વસ્તુઓ તરફની તેની ઇંદ્રિઓ વિશેષ જાગૃત થતી જાય છે, પછી તેને સુખ આપવા માબાપની પાસે માગણી થાય છે. માબાપની શકિત જો હોય છે તો તે વસ્તુઓ પુરી પાડી શકે છે. જેઓનાથી પહોચી વળાતું નથી તેમના ઘરમાં ઉપર પ્રમાણે ટેવાયલા બાળકો જીદ કરે છે, પોતપોતાને પરિતાપ ઉત્પન્ન કરે છે, તથા કલેશમાં ઉતારે છે. ઇંદ્રિઓ ન્હાના બાળકરૂપ છે. આપણી આંખને સીનેમેટોગ્રાફ નાટક જેવા ખેલો જોવા, બીજી સારી સારી વસ્તુઓ જોઇ તે ખરીદ કરવા ઇચ્છા થાય છે; આપણા નાકને સુગંધીદાર વસ્તુઓના સમાગમમાં રહેવાની ઇચ્છા થાય છે; કાનને નાટકના ગાયનો સાંભળવા તથા તે સારૂ વાજીંત્રો ખરીદ કરવા તથા ગાયનો ગાતા શીખવા ઇચ્છા થાય છે; આપણી જીભને સારા સારા મિષ્ટ અગર સ્વાદિષ્ટ પદાર્થો ખાવા પીવા ઇચ્છા થાય છે; આપણા શરીરને સાબુ તથા અત્તર વિગેરે પદાર્થો ચોળી સાફ રાખવા, ઝીણા તથા સુંવાળા વસ્ત્રો પહેરવા ઇચ્છા થાય છે. એ પ્રમાણે દરેક ઇંદ્રિ પોતાના વિષય ભોગવવા ઇચ્છા કરે છે અને તે ઇચ્છા પૂર્ણ કરવાને સાધનો ખરીદ કરે છે. તે વસ્તુ પ્રાપ્ત કરવા આપણી કમાણી છે કે કેમ ? વસ્તુઓ એક પ્રસંગે ખરીદ કર્યા પછી જે ઇચ્છા પૂર્ણ થાય છે કે તેમાં વૃદ્ધિ થાય છે; એ ઈચ્છા બીજી વસ્તુ સાથ અગર બીજા માર્ગથી ઓછા ખર્ચે તથા પ્રકારે પૂર્ણ થઇ શકે છે કે કેમ ? ઉપર જણાવેલી વસ્તુઓથી જે ઇંદ્રિઓને સુખ મળે છે તો શું જેઓએ એ વસ્તુઓનો ઉપભોગ કર્યો નથી તેઓ શું દુઃખી અવસ્થા ભોગવે છે ? શું તેઓનો વ્હેવાર ચાલતો

નથી? શું તેઓને વ્હેવારમાંથી બાતલ કરવામાં આવે છે? શું તેઓની શાખ હલકી પડે છે? શું તેઓ પોતાની સ્થિતિ તથા તંદુરસ્તી સાચવી શકતા નથી? તેનો ઉપયોગ કરનારા જ સુખી તથા રૂષ્ટપુષ્ટ હોય છે? હે માતા! એ અનુભવ કોઈના આપેલા બોધથી મળતો નથી, પણ દુનિયામાં પડતા ધક્કાથી અને કેટલાકને પોતાના માતપિતાની તથા વડીલોની તેમ સારા પુરૂષોની રહેણી જોવાની ખંતથી મળે છે.

હાલમાં મુંડી યાને ભંડોળ વિના વેપારનાં સાધનો કમી થતાં જાય છે. બજારમાં મળતી વસ્તુઓના ભાવ દિન પ્રતિદિન ચડતા જાય છે. ઉછરતી પ્રજામાં સેહેલ શોખના ખર્ચ વધતા જાય છે. આવકનાં સાધનો કમી અને ખર્ચનું પાસું વધારે. સરળ રસ્તે મળતી આવકથી સંતોષ રહેતો નથી. ખર્ચ પુરા પડી શકતા નથી. ખર્ચ ક્યાંથી પુરો કરવો તેની યોજના રાત દિવસ હૃદયના વિષે ચાલી રહે છે. સરળ ખર્ચ હોય તો તેટલું સાધન ઉદ્યોગ કરતાં મળી આવ્યા શિવાય રહે નહીં. અવિચારી ખર્ચ કરવાને તેવાંજ પગલાં ભરવા તેમનાં મન દોરવાય છે. તેમના અવિચારી કૃત્યથી વિશ્વાસઘાત થાય છે કે કેમ તે ઉપર તેમનું લક્ષ રહેતું નથી. પૈસો પેદા કરવાનું સાધન નીચું હોઇ આબરૂ તથા રહેણીને કલંક લગાડતું હોય, તથા ભવિષ્યમાં દુઃખકર્તા હોય તોપણ પૈસો પેદા કરવો એજ વાત પ્રધાનપણે હોય છે.

હે માતા! હું મુંબઇ શહેરમાં ફરવા નીકળ્યો. રસ્તે ચાલતાં ઘણાજ પ્રકારની દુકાનો તથા તે ઉપર પાટીયાં મારેલાં જોયાં. નવી નવી દુકાનો તૈયાર થતી જોઇ, વિચાર આવ્યો કે શહેરમાં લોકો ઉદ્યોગમાં ઘણા ગુંથાયલા જણાય છે તેથી લોકોની સ્થિતિ સારી હોવી જોઈએ. આગળ ચાલતાં મને એક મિત્ર મળ્યો, તેને મેં આ શહેરની વાત કરી કહ્યું કે આવા શહેરમાં જો રહેવાનું થાય તો મને પણ સારો ઉદ્યોગ પ્રાપ્ત થાય. મિત્રે કહ્યું કે ભાઇ, તું હજી અજાણ જણાય છે. દુકાનોના ઠાઠ જોઇ મોહ પામીશ નહીં. કહેવત છે કે 'ઢમ ઢોલ માંહી પોલ' તે પ્રમાણે ભંડોળ વિનાનો વેપાર ચાલે છે. શહેરમાં એવી કોઇકજ દુકાન હશે કે જે એક અમુક શેઠના સ્વતંત્ર પૈસાથી ખોલવામાં આવી હોય. દુકાનદારોમાં ઘણા ખરા તો કરજે નાણાં લાવી દુકાન ચલાવે છે. દુકાનના ભાડા આપવા, કરજના બોજા હલકા કરવા તથા પોતાના ઠાઠમાઠવાળા ખર્ચ નિભાવવા જેટલા પૈસા પેદા કરવા લોકો ઘણાજ પ્રવૃત્ત હોય છે. કેટલાક દુકાનદારો 'એકજ ભાવ-ચોખ્ખો માલ' વિગેરે લખીને પાટીઆં વ્હેંડાવે છે. લોકો તેમના વિચારો દોરવાય છે. દુકાનદારો જાણે

સારો ભક્ષ આવ્યો તેમ સમજી પોતાની જેટલી હાથચાલાકી-વાક્ચાતુરી વપરાય તેટલી વાપરી લોકોને પાશમાં નાંખે છે. હે મિત્ર! દુકાનદારો કેવી ચાતુરી વાપરે છે, તેનો અનુભવ તને થયલો જણાતો નથી. ચાલ મ્હારી સાથે, લોકો ઉદ્યોગ કરવા છતાં આબાદ થતા નથી તેનું મૂળ કારણ શું છે તે તને બતાવું. તે ઉપરથી મેં મ્હારા મિત્ર સાથે ફરતાં ફરતાં જોયું તો કાછીઆ તથા તોળાટ વર્ગના લોકો પોતાના ત્રાજવાં તથા તોલમાં ઓછું તોલ આપતા, કંદોઇ, કણીઆ, સ્હા, કાફી તથા બીડીવાળા લોકો હલકા પદાર્થ વાપરતા. કાપડના વેપારી નમુનામાં માલ બતાવી જુદો માલ આપતા. સોની લોકો ગાળવાની વસ્તુમાં ભેળ કરતા, અગર સુનામાંથી કચ્ચર કહાડી લેતા, આડતીઆઓ આડતનો લાભ પોતાના શેઠને નહીં આપતાં પોતેજ ઉપયોગ કરતા. મહારાજો, આચાર્યો, ગુરૂઓ શિષ્ય વર્ગને એકઠા કરી મેંઢા-બકરાના વાડાની માફક વારો કરી શિષ્યોને તેટલા વાડામાં ઘેરી રાખી, તેઓના દ્રવ્યથી પોતાના ઠાઠમાઠના ખર્ચ ચલાવતા. નોકર વર્ગ પોતાના શેઠ તરફથી મળતા પગાર ઉપરાંત દ્રવ્ય ઉપાર્જન કરતા જણાયા. સઘળો ઠાઠ માત્ર પ્રપંચનોજ જણાયો. લોકો બીજાને વિશ્વાસ આપી ઠગતા ગયા તેમ પોતે પણ પોતાના ઉદ્યોગમાં ઠગાતા ગયા, તેમ ઉદ્યોગને હલકો પાડતા, આપણી શાખને કલંક લગાડતા તથા દેશની આબાદીમાં આડે આવતા થયા.

આપણો દેશ આબાદ થતો નથી તેનું મુખ્ય કારણ વિશ્વાસઘાત છે. આપણે આપણાંજ મુળ કાપીએ છીએ. જપાન દેશમાં દોઢસો બસો વર્ષનાં દેવદારનાં ઝાડ છે તે ઝાડ તેની ઉમ્મરના પ્રમાણમાં વિસ્તારમાં નથી. કદમાં તથા ઉંચાણમાં ઘણાજ કમી છે. તે ઝાડનાં મૂળને પૃથ્વીમાં ઉંડાં પેસવા દેતા નથી પણ નીચેથી કાપતાજ રહે છે. તે પ્રમાણે આપણે પણ આપણા ઉદ્યોગનાં મૂળ (જેને વિશ્વાસ-પ્રમાણિકપણું-સત્યતા કહીએ) તેનેજ કાપતા રહીએ છીએ.

આ પ્રમાણે ચાલતી આપણી રહેણીનું બંધારણ થતાં તે પ્રકારની ટેવ-સ્વભાવ બંધાય છે. આપણી રહેણી ખરાબ માર્ગ ઉપર જાય છે તેનું લક્ષ રહેતું નથી. આપણે કરીએ છીએ તે વ્યાજબી છે, તે પ્રમાણે અંધ વિશ્વાસે દોરવાઈ અનીતિના માર્ગ તરફ ચડતા જઈએ છીએ.

મનુષ્ય ઉપર પ્રમાણે પોતાના ન્હાના ન્હાના થતા કાર્ય નીતિના છે કે અનીતિના છે, પ્રમાણિક છે કે વિશ્વાસઘાતક છે તે વિષે વિચાર કરતો નથી; પણ પોતે વ્યાજબી સમજે છે અને અંધ વિશ્વાસે દોરવાઇ કાર્ય કરતો રહેછે.

અ. કેટલાક મનુષ્યો પોતાના ઉદ્યોગમાં સારો પૈસો મળી આવશે તેવી ધારણા કરી સારાં કપડાં લત્તાં પહેરે છે, સારા ખાવા પીવાના રાખેછે. સારા ઠાઠમાઠમાં રહે છે અને એ પ્રમાણે રહેવાથી આપણી પ્રતિષ્ઠા વધશે એમ માને છે.

બ. કેટલાક મનુષ્યો પોતાની વાક્ચાતુરી વાપરી સામા માણસને ભોળવી નાંખવાથી આપણી હુશીઆરી જણાય છે તથા બીજાથી અલગ રહેવાથી આપણો મરતબો સચવાય છે એમ સમજે છે.

ક. કેટલાક મનુષ્યો બીજા સામે ખોટા વાયદા અગર ભરોસા આપવાથી બીજાનાં ઘરમાં કુસંપ તથા કલેશ દાખલ કરાવવાથી, તેમ સામા માણસને હલકો પાડવાથી આપણા કારજ સરે છે એવું માને છે.

ડ. કેટલાક મનુષ્યો આફત તથા દુઃખના પ્રસંગે બાધા રાખવાથી ધુતારા-ઠગોના પ્રપંચને વશ થઇ દ્રવ્યનો વ્યય કરવાથી આપણા દુઃખ નિવારણ થાય છે એમ સમજે છે.

ઇ. કેટલાકને પોતાનો જ વિશ્વાસ નહીં હોવાથી વાતચિતમાં પોતાના કોઇ દેવતાના, ગાયના કે બ્રાહ્મણના સોગન ખાવાથી પોતાના વચન ખરા મનાય છે એવા વિશ્વાસે દોરવાય છે.

એફ. કેટલાક મનુષ્યો સામા માણસને પ્રથમથીજ શત્રુ રૂપે સમજે છે. તેમના તરફથી આવી પડતાં કષ્ટ તથા દુઃખ અનુભવરૂપ નહીં માનતાં દુઃખ તથા કષ્ટરૂપ ધારી કુતર્કો કરે છે.

જી. [ લાંબા કાળથી ચાલી આવતા રિવાજ જે હાલના પ્રસંગને વિપરિત કરતા છે છતાં પણ તેમાં ફેરફાર કરવાથી આપણી પ્રતિષ્ઠાને હાનિ પહોંચશે એવા ભયથી તે કાર્યમાં આગેવાની કરતા નથી.

એચ. કેટલાક લોભીઆ-લાલચુ વારસાના અગર અન્ય માર્ગથી મળવાના ધનની ઉમેદમાં તે ધણી ક્યારે મરે અગર ફસાય તેની રાહ જોતાં અંધ વિશ્વાસે દોરવાઈ નિરૂદ્યોગી અવસ્થામાં દિન ગુજારે છે.

ક્રિયામાણ તથા સંચીત કર્મ ઘટ્ટ થયે પ્રારબ્ધનું બંધારણ થાય છે તેમ ઉપર બતાવેલા કર્મો વિશ્વાસઘાતનું બંધારણ ઘટ્ટ કરે છે. 'વાવે તેવું લણે' 'બીજ તેવાં ફલ' 'કરે તેવું પામે' એ નિયમાનુસાર મનુષ્યો પોતાના કર્માનુસાર સુખ દુઃખ ભોગવે છે.

હે માતા! શિયાળાની કકડતી ટાઢમાં ઉન્હા પાણીના ચુલા પાસે બેસવાથી અથવા ગરમ કપડાં પહેરવા ઓઢવાથી ટાઢ દુર રહે છે તે પ્રમાણે વિશ્વબળના સંગમાં રહેવાથી દુષ્ટ કર્મો દૂર રહે છે એ વાત મને દ્રઢ થવાથી

વિશ્વબળના સંગમાં નિરંતર રહેવાય તથા મ્હારો વ્યવહાર આનંદમાં પસાર થાય તેમ વિચારી દરરોજ સવારમાં ઉઠતાં અગર સ્નાન કર્યા પછી નીચેનો સંકલ્પ કરતો.

હે સર્વ વિદારક પરમેશ્વર! આપ મને દ્રઢ કરો, સર્વ પ્રાણીમાત્રને મિત્ર દ્રષ્ટિથી જોઉં, મિત્રની દ્રષ્ટિથી અમે જોઇએ અને પરસ્પર દ્રોહ રહિત વર્તીએ."

એ પ્રમાણે સંકલ્પ લીધા પછી મ્હારા નિત્યના વ્યવહારિક કાર્યની શરૂઆત કરતો. આસુરી શક્તિ પોતાનું બળ ચલાવી મને ઘણી ઘણી લાલચો બતાવી અવળા માર્ગ તરફ લઇ જવા પ્રયાસ કરતી; પણ લીધેલો સંકલ્પ યાદ આવતાં તેનું વિશેષ બળ ચાલી શકતું નહીં અને મ્હારો દિવસ આનંદ તથા શાંતિમાં નિર્ગમન કરતો.

હે પુત્ર! એ આસુરી શક્તિ બહારથી આવે છે તેનાથી આ અસુરોને હેં ઉછેરી, પાલન કરી, ત્હારા શરીર વિષે તેનું રહેઠાણ કરાવ્યું છે.

શરીરમાં કોઇ રોગ પેદા થયો હોય તો તેને નિવારણ કરવા માટે દાકતરો પ્રથમ તેને જુલાબની દવા આપી પેટમાંથી વિક્રિયા પ્રથમ કાઢી નંખાવે છે; પછી તે પેડેલા રોગ ઉપર દવા ચાલુ કરે છે. જુલાબની દવા લીધા પછી જેમ જેમ તેની અસર પેટ વિષે થતી જાય છે તેમ તેમ પેટમાં રહેલી વિકારો ખળભળવા માંડે છે, અનેક પ્રકારે ઘુઘવાટા ગડગડાટ કરે છે, પેટનો કોઠો ખળભળાવી મુકે છે, બ્હાર નિકળવા બહુ મહેનત આપે છે, પણ ખાધેલી દવાના બળ આગળ નહીં ચાલવાથી ઝાડા-પિશાબ માર્ગે બહાર નિકળી પેટનો કોઠો નિર્મળ કરે છે. તે પ્રમાણે આ લીધેલા સંકલ્પથી દુષ્ટ વિકારો શરીર વિષે ખળભળાટ કરે છે પણ બળહીન થઇ નાશ પામે છે.

'Ancient wisdom'માં લખ્યું છે કેઃ—

" The enemies which rise within the body
" Hard to be overcome, the evil passions
" Should be manfully fought, who conquers these
" Is equal to the Conqueror of the worlds." '

હે પુત્ર! આપણા શરીરને વિષે પાંચ કર્મેંદ્રિ તથા પાંચ જ્ઞાનેંદ્રિ છે. જે પુરૂષની એક જ ઇદ્રિ સ્વચ્છંદીપણે વર્તે છે તેના કેવા હાલ થાય છે તે વિષે હું તને પ્રત્યક્ષ દાખલો બતાવી શકતી નથી. પણ એ જગતના વ્યવહારમાં નિહાળતાં જણાઈ આવશે. ઇદ્રિઓ જેમ સ્વચ્છંદી બને છે, તેમ તે માણસના

બુરા હાલ થતા જાય છે આ ઉપરથી હે પુત્ર ! તું એમ નિશ્ચય નહીં કરતો કે એ ઇંદ્રિઓ નકામી છે, એક કોઈ સિપાઇ પાસે તરવાર હોય તે તરવારનો જો બરોબર ઉપયોગ કરી જાણતો હશે તો તે તરવારથી તે સિપાઈ પોતાનું તથા પોતાને શરણે આવેલાનું રક્ષણ કરી શકશે. જો તેનો ઉપયોગ કરતાં નહીં આવડતો હશે તો તેજ તરવારથી તેનું ડોકું કપાઈ જશે. એ પ્રમાણે જે પુરૂષ પોતાને વિષે રહેલી ઇંદ્રિઓનો બરાબર ઉપયોગ કરતાં જાણતો હશે તો તે પુરૂષ ધારેલાં પરાક્રમ સિદ્ધ કરી શકશે. ત્હારા વડીલોએ જે ઇંદ્રિઓના પરાક્રમે કરી જગતના વિષે મહાન ખ્યાતિ મેળવી છે, એ ઇંદ્રિઓને જેવે માર્ગે દોરવશો તેવે માર્ગે તેવા પ્રકારનું કાર્ય કરી બતાવશે. માટે જો ત્હારે ત્હારા વડીલોના જેવી ખ્યાતિ મેળવવી હોય તો એ ઇંદ્રિઓને રાખેલી તરવારની માફક યોગ્ય કબજામાં રાખજે.

હે પુત્ર ! પૂર્વકાળમાં લોકોના કલ્યાણ અર્થે બ્રાહ્મણો તમને સારા બોધ આપી પોતાના મનનો, ક્ષત્રિઓ પોતાના દેશની શાંતિ અર્થે પોતાના તનનો, તથા વૈશ્ય લોકો દેશની આબાદી અર્થે પોતાના ધનનો ભોગ આપતા હતા. હાલની પ્રજા પોતાના શરીરસુખ માટે પ્રપંચનો ભોગ આપે છે. અગ્નિમાં એક પ્રસંગે ઘી નાખ્યું હોય. અને બીજે પ્રસંગે મરચાં નાંખ્યાં હોય તો તે અગ્નિમાંથી કેવો ધુમારો નીકળશે તે ત્હારા અનુભવ બ્હાર હશે નહીં. હાલના મનુષ્ય બાવળનાં બીજ રોપી કેરીની ઉમેદ રાખે છે. હે પુત્ર ! દરેક કાર્ય પછીથી તે મનથી, વાણીથી અગર શરીરથી કરતા પહેલાં તે કાર્ય ત્હારા તરફ કોઇ વ્યક્તિ કરે તે પ્રસંગે ત્હારી સ્થિતિ કેવી થાય છે તેનો પ્રથમ વિચાર કરી તે કાર્યની શરૂઆત કરજે. મ્હારી આપેલી શિખામણ ત્હેં ઘણી જ લક્ષ ઉપર લીધી છે તેથી મ્હારો આત્મા ઘણો જ પ્રસન્ન થયો છે. મળેલો અનુભવ દુર્લક્ષ નહીં થાય તે ઉપર ધ્યાન આપજે. મૂળ પ્રશ્નનો ખુલાસો જાણવાની ત્હારી ઇચ્છા થતી હશે. પછી સમયની અનુકૂળતા પ્રમાણે તને ત્હારો ( બ્રહ્મક્ષત્રિયનો ) ધર્મ છે તે સમજાવીશ.

ADVICE.

Train your mind in strong impartial and gentle thoughts. Train your heart in purity and compassion. Train your tongue to stainless and to true and stainless speech; so shall you enter the way of Holiness and Peace and shall ultimately realise the immortal Love.

——:o:——

# કટોકટ લડાઇના વખતમાં દેશની સેવા

લડાઈના ગંભીર મામલા વખતે અમારે ત્યાં જાણીતા મેકરોના વરસાદની સીઝન માટે વૉટરપુરૂફ કોટોનું ગંજાવર વેચાણ.





# Waterproofs for Monsoon, 1915



Purchasers are requested not to fail to have a look in our shop for Water-proofs of Gent's, Ladies and Buys, before buying elsewhere.

Entirely New Stock of Water-Proofs of Higher and Lower Qualities have just arrived from London from the best English Manufacturer. Latest Pattern and Shapes of up-to-date Style can be had from our shop only and also at very cheap Rates than others.

# વિમળા.*

(રા. V.)

(૧)

પી. ઍન્ડ ઓ. કું. ની સ્ટીમર 'હિંદુસ્થાને' ઇંગ્લંડનો કિનારો છોડે આજે ચાર દિવસ થયા હતા. દરિયો ઘણો તોફાની હતો; આકાશમાં પણ વાદળાં હતાં. આ સ્થિતિમાં ઉતારૂઓનો મોટો ભાગ પોતપોતાની †કૅબિનમાં ન છૂટકે ભરાઇ રહ્યો હતો. તે પૈકી ‡સી-સિકનેસ નહીં નડી હોય એવું, દરિયાની મુસાફરી પૂર આનંદથી ભોગવતું, તંદુરસ્ત શરીર અને સાદી રીતભાતથી સ્ટીમરપરના સઘળા ઉતારૂઓનું ધ્યાન ખેંચતું મી૦ પેનીનું સુખી કુટુંબ હતું.

મી૦ પેની મુંબઇનો મ્યુનિસિપલ કમિશનર હતો. તેની સાથે તેની ધણીઆણી, બે દીકરીઓ મિસિસ મેકડોનલ્ડ અને મિસ રોઝ, મોટી દીકરીનો વર મી૦ મેકડોનલ્ડ અને મી૦ પેનીના સ્નેહીનો પુત્ર મી૦ હાર્ડિંજ હતા. હાર્ડિંજની નિમણુંક હમણાંજ અમદાવાદના આસિસ્ટંટ કલેક્ટર તરીકે થઈ હતી.

મી૦ પેની એક જમાના પૂર્વેના અને હમણાં પણ કોઈ કોઇવાર દેખાઈ આવતા ઍંગ્લો-ઇંડિયન સત્તાધિકારીનો નમુનો હતો. તોછડાપણું, વ્હેમ, ગોરી સિવાય અવર રંગની ચામડીની પ્રજા તરફ, તેમના આચારવિચાર તરફ તિરસ્કાર વૃત્તિ, અને પ્રસંગ પડે તોયે તેમની સાથે ન છૂટકે જ ભળવું. આ

किमिव हि मधुराणां मण्डनं नाकृतीनाम् ॥ *

( २ )

ભૂમધ્ય સમુદ્રમાં સ્ટીમર દાખલ થતાની સાથે પ્રકૃતિએ પોતાનું રૂપ બદલ્યું. સૂર્યનારાયણ પૂર બહારમાં ખીલ્યા, મોજાં પણ શાંત થતાં ગયાં, અને શરીરને સ્ફુર્તિ આપતી દરિયાના પવનની મીઠી મીઠી લ્હેરોએ આજ સુધી પોતપોતાની કૅબિનમાં ભરાઇ રહેલા ઉતારૂઓને બહાર આણ્યા. ડેક (તૂતક) પર સ્ટીમરને શોભતી રમતગમતો શરૂ થઇ, અને તેને પરિણામે દરિયાની સપાટી પર દોડતી આ નાની સૃષ્ટિપર રહેલા ઉતારૂઓ કાંઈપણ અંતર રાખ્યા સિવાય, નાતિભેદ ભૂલી જઈ માંહો માંહે ભળ્યા અને માર્સેલ્સ પહોંચતા પહેલાં તો કેટલાક ગાઢ મિત્રો બની ગયા.

માર્સેલ્સ કાલે બપોરે પહોંચાશે એવી ખબર સાંજે મળી. ત્યાંથી બીજા ઉતારૂઓને સ્ટીમર પર લેવાના હતા. પોતાની કૅબિનમાં આવતા ઉતારૂ કેવી રીતભાતના, કેવા આચારવિચારના, કયા વર્ણના હશે એની સૌ કોઇને ચિંતા પડી. કૅબિનના સ્ટુઅર્ડસ (વહીવટદારો) વધુ ઉતારૂઓ સારૂ સગવડ કરવા અને ઓલીમાં નકામો બહાર પડેલો સામાન યોગ્ય જગોએ ગોઠવવા વળગ્યા.

" મારી ખોલીમાં કોણ આવે છે ? " આ સવાલ ઘણાનાં મ્હોંમાંથી નીકળતો અને તેનો જવાબ " મને માલૂમ નથી " એ મળતો. " છોકરાંઓ હશે ખરાં ? " " હું શી રીતે કહી શકું ? મારા ઉપરી જાણતા હશે." " કોઈ ખુશમિજાજી હોય તો કેવું સારૂં ? પણ આ શું ? અત્યાર સુધી કેવી નિરાંતે મુસાફરી કરી ? આવી રીતે તે ઉતારૂઓ ભરાતા હશે ? " વગેરે વગેરે.

હિંદુસ્થાનનો વધતો જતો વ્યાપાર અને તેથી દેશપરદેશ સાથે તેનો વધતો જતો સંબંધ, આ દેશના ઉત્કર્ષ સારૂ કેટલાક ઉદારચરિત્ યૂરોપી સ્ત્રીપુરૂષોએ તેના ધર્મ, સાહિત્ય, કળા, વિજ્ઞાન આદિનો જગત સમક્ષ કરેલો ઉદ્‌ઘોષ, દેશના સુંદર-રમણીય આંખ ઠરી રહે એવા જોવાલાયક સ્થાનો વગેરે સારા સારા યૂરોપી તથા અમેરિકન લોકને આ તરફ શિયાળાની રૂતુમાં ખેંચી લાવતા, અને તેથી સ્ટીમરની દરેકે દરેક બર્થ (સુવા બેસવાની જગા) રોકાઇ જાય તવાઈ ન હતી એ અનુભવી મુસાફરો તો સમજતા. બીનઅનુભવીને બખતે ઘણું શીખવાનું મળતું.

પેની, મેકડોનલ્ડ અને હાર્ડિંજની ખોલીમાં ત્રણથી વધુ જગો ન હતી. મિસિસ પેની તથા તેની બે દીકરીને પણ તેવી જ સગવડ મળી હતી એટલે ચોથું કોઈ આવી શકે તેમ ન હતું.

* સુંદર શરીરને કઇ વસ્તુ શોભા નથી આપતી ? ( કાલીદાસ. )

"અને આપણી જમવાની ગોઠવણ પણ તેવી જ છે એ બહુ સારૂં થયું." ઉતારૂઓની આવતી જતી હાર તરફ નજર કરતાં પેની બોલ્યો.

"કેટલો બધો સામાન ?" સામાનથી ભરચક બે ટ્રોલી (લ્હારી) ગેંગવે (વહાણમાં પેસવા નીકળવાનો રસ્તો)માં ઢળી રહી તે તરફ જોતી મિસિસ પેની બોલી. "એકજ માણસ! અને આખો ઓરડો સામાનથી ભરવાનો!"

"કોઇ અમલદાર જેવો લાગે છે. પણ આટલા સામાનની તે શી જરૂર હશે?" પેની બોલ્યો. "પાછળથી મંગાવવો હતો. કેટલુંએ વધારાનું નુર આપ્યું હશે? હમણાંની જુવાન પ્રજા આવી રીતે પૈસો બરબાદ કરે છે, અને પછી બૂમો મારે છે કે પગાર પૂરતો નથી."

"વખતે પૅરીસમાં એમનો વસવાટ હશે."

"તો એજન્ટની મારફત મંગાવવો હતો. અરે! પણ આ તો કોઇ 'નેટિવ'—(હિંદનો વતની) છે!" એક નવિન ગૃહસ્થને ગેંગવે તરફ આવતો જોઇ પેની બોલ્યો. સૂર્યનારાયણનો તડકો એના તેજસ્વી મ્હોં અને ઉંચા બાંધાવાળા પણ એકવડા કાઠાના શરીર પર સંપૂર્ણ રીતે પ્રકાશ નાંખતો હતો. "સેકન્ડ ક્લાસ પેસેન્જર હશે."

"કિંમતી સામાન તરફ જોતાં એ સેકન્ડ ક્લાસ હોય એમ હું નથી માનતી."

"કોઇ મુંબઇનો વેપારી પૅરિસમાંથી જોઇતી ખરીદી કરી આવ્યો લાગે છે."

"અને એ ફર્સ્ટ ક્લાસ પેસેન્જર હોવો જોઇએ."

"હશે આપણે તેની શી પંચાત? મારી ખોલીમાં વચ્ચેરાની જગો નથી એટલે બસ. 'નેટિવ'ની સાથે પંદર દિવસ મુસાફરી કરવી મહા મુશ્કેલ!"

હિંદના સુધરેલા—આગળ વધેલા, અને વધતા ઇચ્છતા વતનીઓ સામું બંધાયલા તેના પતિના ભૂલભરેલા વિચાર, ખોટી સૂચ તે જાણતી હોવાથી મિસિસ પેની ચૂપ રહી. જુનાગઢના માજી દિવાન હકુમતરાયના પુત્ર અને હાલના નવાબના ખાનગી સેક્રેટરી મી. વીરેંદ્રને તે ઓળખતી નહીં હતી; તોપણ તે કોઈ વ્યાપારી નથી, અને આવો સામાન બજારમાં એકી વખતે ન મળી શકે એ તેની વિચક્ષણ બુદ્ધિથી તેણે જોઇ લીધું.

( ૩ )

સૂર્યનારાયણે પશ્ચિમ દિશા તરફ પ્રયાણ શરૂ કર્યું. સ્ટીમર પણ ઉપડી. થોડીવારમાં નિત્ય નિયમ મુજબ રાત્રિના ભોજન સારૂ કપડાં બદલવાનો ઘંટ વાગ્યો. મી. પેની પોતાની જગોપર (જમવાના ટેબલ પાસે) વખતસર

આવી પહોંચ્યો. મિસિસ પેની વગેરે આવે તે પહેલાં વીરેંદ્ર 'સલૂન' આગલ આવ્યો અને પેનીના ટેબલની અડોઅડ આવી ઉભો. પેનીએ તેના તરફ નજર ફેરવી નહીં, કારણ પોતાના ટેબલપર કોઇ આવી શકશે નહીં એવી એને સંપૂર્ણ ખાત્રી હતી! મિસિસ પેની અને તેની બે દિકરીઓ એટલામાં આવ્યા. તેઓએ તેમની બેઠક લીધી એટલે વીરેંદ્ર પેનીની બાજુની ખુરશીપર બેસવા ફર્યો. મી૦ પેની આ અતિક્રમણ કરનાર (એના મનને ઘુસણીઆ) સામું તીવ્ર દ્રષ્ટિથી જોઇ રહ્યો, અને માર્સેલ્સથી બેઠેલા 'નેટિવ' ને ઓળખ્યો.

"આ ટેબલ અમે રોકેલું છે એટલે મહેરબાની કરી બીજી જગો શોધી લ્યો." ધુંધવાતા ચિત્તે તે ઉભો થઇ બોલ્યો.

વીરેંદ્રનું મ્હોં ઉતરી ગયું. પેનીના કુટુંબીવર્ગ તરફ તે જોઇ રહ્યો. "માફ કરજો. મારા મનમાં કે-હશે, મારી જ ભૂલ થઇ." એક સદ્‌ગૃહસ્થને શોભતા શબ્દો બોલી ધીમે પગલે તે પાછો ફર્યો.

'બેશરમ માણસ! 'શી ધૃષ્ટતા?' મનમાંને મનમાં પેની બોલ્યો. "હું એમ ધારૂં છું કે બીજી પંગત શિવાય આજે ચાલશે નહીં." પોતાની સ્ત્રી તરફ નજર કરી તેણે કહ્યું.

"એ ગોઠવણ તો કયારની થઇ ગઇ છે; પણ ત્રીજી નહીં કરી શકાય." મિસિસ પેની બોલી.

"ત્યારે તો સ્ટીમરવાળાએ કાંતો ગણત્રી બંધ ઉતારૂ લેવા, કાંતો તેમને બેસાડવાની વધુ સારી સગવડ કરવી."

"પેલા સુંદર ગૃહસ્થ કોણ હશે?" મિસ રોઝ પોતાની મોટી બ્હેનને પૂછ્યું.

"હું નથી જાણતી. પણ જો! એ આ તરફ પાછા આવે છે"

"કેવું સારૂં?" ધીમે સ્વરે રોઝ બોલી. "બ્હેન, જો, જો. આપણા ટેબલને છેડે એક વધુ ખુરશી ગોઠવેલી જણાય છે. પેલા ગૃહસ્થ સારૂ તે હોય તો મને કેવો આનંદ થાય? મને તો એ કોઇ હિંદી રાજકુમાર જેવો લાગે છે."

વીરેંદ્ર અને તેની આગલ સ્ટીમરનો કારભારી આવી પહોંચ્યા.

"આ સાતમી ખુરશી આપને સારૂ જ ગોઠવી છે. આ સૌ લોક 'Vegetarians' શાકાહારી છે એટલે આપને બીજે કોઇ પણ રીતનો વાંધો નહીં રહે. આપને તકલીફ પડી તેથી દિલગીર છું," કારભારી બોલ્યો.

પેની ફરીથી ઉભો થયો, અને મનમાં ભરાઇ રહેલો ઉકલાટ મહા મહેનતે દાબી રાખતો તે બોલ્યો, "સ્ટુઅર્ટ! આ ટેબલપર મારૂં કુટુંબ અને એવા ખાસ અંગતના માણસ બેસે છે એટલે બીજું કોઇ પણ સાથે હોય એ ઇચ્છવાજોગ નથી. એ ખાસ મારૂં જ-મારા કુટુંબીવર્ગ સારૂ જ રહેવું જોઇએ."

"સાહેબ! એ શી રીતે બને? આપ જુઓ છો કે આગળ પાછળ બધી જગો રોકાએલી છે."

"પણ—પણ એને—એમને બીજી પંગતે બેસાડો તો શું? આઠ વાગે તેમ બની શકશે."

"તે વખતે પણ તેમ થવું અશક્ય છે; વળી એમને સાત વાગતાં જમી પરવારવું છે. આપ ખોટું ન લગાડશો. મારૂં કહેવું અનુકૂલ ન લાગે તો મારા ઉપરી સાથે બંદોબસ્ત કરી લેવા મારી આપને વિનંતી છે." એટલું બોલી કારભારી ઝડપથી ચાલતો થયો. એને બીજાં અનેક કામ કરવાં બાકી હતાં.

વીરેંદ્રે પોતાની બેઠક લીધી. હવે પછી કયું પગલું ભરવું એ વિચાર કરતો પેની ઉભો રહ્યો. મિસિસ પેની તે કળી ગઇ. હમણાં બનેલો બનાવ એની પ્રકૃતિને રૂચતો પણ ન હતો. તે ધીમે સ્વરે કોઇ ન સાંભળે તેમ બોલી "તમે આ શું કરો છો? તમારી સુગ તે કેવી? અત્યારે એને બેસવા દો, અને જમ્યા બાદ હવે પછી તમારે જે બીજી ગોઠવણ કરવી હોય તે કરજો, મને આ નથી ગમતું."

જમણ પીરસાયું, નહીં પીરસાયું હોય એટલામાં મેકડોનલ્ડ અને હાર્ડિંજ આવી પહોંચ્યા. રોઝની પાસેની બેઠકપર હાર્ડિંજ બેસતો હતો એવામાં એની નજર વીરેંદ્ર પર પડી. એના મ્હોં પર આનંદ છવાઇ રહ્યો. વિચારસાગરમાં ઝોકા ખાતાં વીરેંદ્રને જગાડતો, શેકહેન્ડ કરવા સારૂ હાથ આગળ ધરતો તે બોલ્યો, "ઓહો! મી૦ વીરેંદ્ર! તમારો મેલાપ અહીં થશે એ મારા ખ્યાલમાં જ ન હતું. વારૂ, ખુશી આનંદમાં છો? પૅરિસમાં ગમ્યું તો ખરૂં કની?"

પેની તો આભો બની ગયો. 'અરે, આ પરદેશી તરફ અસભ્ય વર્તન બતાવ્યું એ ઠીક ન થયું.' આ વિચાર એની આંખ આગળ કેટલીએ વાર તરી આવ્યો. મિસિસ પેની અને મિસ રોઝ પણ એક બીજા સામું જોઇ રહ્યા. આવે પ્રસંગે શું શ્રેયસ્કર છે તે મિસિસ પેની સમજતી હોવાથી તે બોલી, "મી૦ હાર્ડિંજ, તમારા મિત્ર સાથે મને ઓળખાણ કરાવી આપશો?"

પેનીને આ ન ગમ્યું. એણે એની ધણીઆણીનો પગ હળવે રહી દાબ્યો. 'અરે! આ નવી ઓળખાણ કરવાની એને શી જરૂર છે? અને બની ગયલું પ્રકરણ ફરી ઉકેલે શો લાભ?' પણ મિસિસ પેનીએ આ સુચના ધ્યાનમાં ન લાધી અને, મી૦ પેનીના વિચાર મુજબ, બળતામાં ઘી હોમતી હોય તેમ, તે બોલી, "મી૦ વીરેંદ્ર, દિલગીર છું કે તમે મી૦ હાર્ડિંજના સ્નેહી હશો એ અમે જાણ્યું નહીં. અમારા મનને તમે હવે કાંઈ ત્રાહિત માણસ નથી અને અમારા મંડળમાં એક વધારો થયો જોઇ મને ઘણો આનંદ થાય છે."

મી૦ પેની આકુળવ્યાકુળ થઇ ગયો. તેણે ફરીથી તેની ધણીઆણીનો પગ દાબ્યો. તેની અસર પણ પહેલાં જેટલી જ થઇ.

"આપ જેવાનો પરિચય થયો જોઇ મારી જાતને હું ભાગ્યશાળી સમજું છું." સવિનય નમન કરતો વીરેંદ્ર બોલ્યો.

મિસ રોઝ વિગેરેની પિછાન પણ હાર્ડિંજે કરાવી. "મી૦ વીરેંદ્રને હું ઘણો વખત થયાં ઓળખું છું. ઇટન અને ઓક્સફર્ડ બન્ને જગોએ અમે સહાધ્યાયી હતા, અને એ એવા સારા ખવાસના અને મિલનસાર પ્રકૃતિના છે કે તમને સૌને એમની સોબતથી રમુજ પડશે."

વાર્તાવિનોદમાં જમણ ક્યારે પૂરું થયું એ કોઇએ જાણ્યું નહીં. એમાં સૌથી વધુ રસ તો મિસ રોઝને પડયો. વીરેંદ્રના જ્ઞાતિ, કુટુંબ, રમતગમત, કેલવણી ઈત્યાદિ વિષયોને લગતી પ્રશ્નપરંપરાનો ઓઘ વહ્યો જ ગયો. હસતું મુખ, ખુલ્લું દિલ અને વિવેકી વર્તન શું શું નથી કરી શકતું? વીરેંદ્રે થોડાવારમાં સૌને સંતોષ પમાડયા. મી૦ પેનીને પણ પોતાનો વિચાર થોડોઘણો બદલવો પડયો. અને જમી ઉઠતાં પહેલાં તે બોલ્યો, "મી૦ વીરેંદ્ર, હું આશા રાખું છું કે તમને મારા શરૂઆતના વર્તનથી ખોટું તો નહીં લાગ્યું હોય."

"નહીં, નહીં. એવું તમો ધારશો જ નહીં. મારી જ ચૂક કે હું સ્ટુઅર્ડને સાથે લઇને ન આવ્યો, અને નકામું તમારું દિલ કચવાયું."

વીરેંદ્રની સોબતમાં મિસ રોઝનો આનંદ મનમાં સમાતો ન હતો. જ્યાં સુધી વાર્તાલાપ ચાલુ રહ્યો ત્યાં સુધી એની આંખો તેના શરીર પર, તેજસ્વી મુખપર, મધુર શબ્દોપર ઠરી રહી. એના વિચારનો વેગ, એનું મન, એનું હૃદય સર્વસ્વ જાણે તેની તરફ આકર્ષાયું. અને પોતાના મનની નિર્દોષ પણ પ્રબળ ઇચ્છા દર્શાવતી તે બોલી, "પિતાજી, હિંદુસ્થાનના સૌ લોક મી૦ વીરેંદ્ર જેવા હોય તો કેવું સારું? અને આ મુસાફરી એમની સોબતમાં દિવસોના દિવસ સુધી ચાલુ રહે તો હું કેટલી રાજી થાઉં?"

કાળા લાંબા કેશ, વિશાલ કપાળ, ગોળ તંદુરસ્ત મ્હોં, ઉંચી ડોક અને પાતળા હાથવાળી, ધોળા પહેરવેશમાં છુપાયલી નાજુક પણ ઘાટીલી ગૌર વર્ણની આ સુંદર યુવાન પૂતળી સામું અવિકારી દ્રષ્ટિથી વીરેંદ્ર જોઈ રહ્યો. એ આંખો, એ મ્હોં, એ કપાળ અને થયેલા વાર્તાવિનોદે એની બાલ્યાવસ્થા-કિશોરાવસ્થા સભારી. આશરે સાત આઠ વર્ષ ઉપર ઇંગ્લંડ જવા નીકળતાં પહેલાંના દિવસો સાંભર્યા. પોતાના ઘરમાં એક આસને, એક હીંચકે કલાકોના કલાક સુધી જીવતી એની પ્રિય સહચરી વિમળા સાથે ગાળેલા દિવસો સાંભર્યા. જ્યારે

રમતગમતમાં છેક ન જોયો,
પ્રહર જતો દિન એક;
છેક દિન થાકી વિરામી જાય.
... તે તે કયમ વિસરાય? *

* ઉત્તરરામચરિત્ પરથી.

'વિસરાય કે ન વિસરાય, એ તો એક સ્વપ્નું જ થઇ ગયું. માત્ર ભણકારા રહી ગયા, અને તે આ મનને, શરીરને સંતાપે છે. હિંદુસંસારના રિવાજ મુજબ એ બિચારી કયારની પરણી ગઇ હશે. ઇશ્વર એનો સંસાર સુખી કરો' પેની અને તેના કુટુંબની રજા લઇ પોતાના કૅબિન તરફ પાછાં ફરતા વીરેંદ્રનું મન આવા અનેક વિચારોએ ચકરાળે ચઢાવ્યું. ખુલ્લું આકાશ, મીઠી ચાંદની, દરિયાની શીતલ લ્હેર અને સુસજ્જિત બિછાનું મોડી રાત સૂધી એને નિદ્રાવશ કરવા અશકત નીવડયા.

( ૪ )

હાર્ડિંજ અને વિશેષે કરી વીરેંદ્રની સોબતમાં રોજનો ઘણો વખત પસાર થતો. ગમે તેનો પણ આખરે તો વીરેંદ્ર પરદેશી, એટલે પોતાની દીકરીનું મન-હૃદય તેના તરફ ઢળતું જતું અટકાવવા એક દિવસે પેની પોતાની ધણી-આણીને ઉદ્દેશીને બોલ્યો, "આ તારી દીકરી કોઇ દિવસ મારૂં નાક કપાવ-વાની છે." દીકરો દીકરી જાતવાન, દુનિયામાં આગલ પડતા નીકલે તો તે "મારા" અને કાંઈ દોષ દેખાય તો તે "તારા"—એવું બોલનારા પુરૂષો જગતમાં ઓછા નથી!

"આવું સંભલાવવાને કાંઇ કારણ છે?"

"પેલો વીરેંદ્ર તારો જમાઈ ન થઇ પડે એ જોજે. એ બન્ને શી શી અને કેવી કેવી વાતો કરે છે એ તેં સાંભળ્યું છે? એ જાતનું ઉત્તેજન એને ન મળવું જોઈએ."

"ઠીક. હું જોઇશ."

"હમણાના વખતમાં 'નેટિવ'ને આંગલી આપશો તો પહોંચીએ વળ-ગવા આવશે. મારા બાપ જીવતાં કોઇ 'નેટિવ'ની મગદૂર હતી કે એક ટેબલપર સાથે જમી શકે?"

"એ વખતમાં અને હમણાં ઘણો ફેર પડયો છે. પૂરતી કેલવણી લેવામાં અને યૂરોપિ વર્તન, રીતરિવાજ સમજવા સારૂ હિંદના વતનીઓ કેટલો પ્રયાસ કરે છે એ તમારી જાણ બહાર નહીં હોય."

"દેશી ગમે તેટલો કેલવાય પણ આપણા સ્ત્રીવર્ગ સાથે ગાઢ પરિચયમાં આવે એ સલાહભર્યું નથી. ઇગ્લંડમાં રહેતી છોકરીઓ એ લોકો પાછળ ગાંડીઘેલી થઈ ફરે છે એ જોઇ મને તિરસ્કાર છૂટે છે."

લંડનમાં અહીં તહીં ભટકતા, પારકે પૈસે તાગડધિન્ના કરતા અને પોતાના દેશને બદનામ કરતા કેટલાક હિંદીવાનો જેવો વીરેંદ્ર નથી એ તો હું ખાત્રી-પૂર્વક કહી શકીશ. એ કોઈ ઉંચા કુલનો, અર્ધશ્રીમંત અને આપણે જેને 'Perfect gentleman' સદ્‌ગૃહસ્થ કહી શકીએ એવો છે."

"એવું વર્તન એ કયાં સૂધી જાળવી રાખશે એ જોવાનું છે. વિશેષ કાંઇ કહેતો નથી, પણ હાથ ઘસવા ન પડે તો બસ." (અપૂર્ણ.)

———:o:———

# "બ્રહ્મક્ષત્રિય" ત્રિમાસિક ઇનામી હરીફાઇના નિયમો.

૧. આપણી નાતનાં ગીતો, હાલરડાં અને બાલવાર્તાઓનો ઘસાઇ અને ભુલાઇ જતો સમઠ્ઠ જળવાઈ રહે તેને માટે ઇનામી યોજના રચાઇ છે.

૨. તા. ૧૫ મી સપ્ટેમ્બર ૧૯૧૫ સુધીમાં

(૧) કોઇપણ સન્નારી એક હાલરડું અથવા ગીત કાગળની એક બાજુએ લખી મોકલી એ વિષયના ખાસ ઇનામની હરીફાઇ કરી શકશે.

(૨) આપણી નાતના ન્હાનાં બાળકોને આનંદ આપવા પરમાં કહેવાતી એક બાલવાર્તા કાગળની એક બાજુએ કોઇપણ સન્નારી લખી મોકલી એ વિષયના ખાસ ઇનામની હરીફાઇમાં ભાગ લઈ શકશે.

(૩) આપણી નાતના ભવિષ્યના છોકરા અને છોકરીઓના નામના નમુનાની (દરેકની સંખ્યા ૨૫) યાદી, ચાલુ જમાનાને લાયકના અને આપણા આચારવિચારને લાગુ પડતા તેમજ બોલવામાં સરળ અને કાનને મધુર લાગે તેવાંજ નામ માટેની ઇનામની હરીફાઇ સઘળી બુઆઓ માટે ખુલ્લી છે.

(૪) "મ્હારી ઇચ્છાઓ અને ધારણાઓ" એ વિષય ઉપર વધુમાં વધુ ૫૦૦ શબ્દ અથવા ૧૦૦ લીટીના નિબંધની ઇનામી હરીફાઇ હાઈસ્કુલ અને કૉલેજના વિદ્યાર્થીઓ માટે ખુલ્લી છે.

૩. આ ૪ ઇનામો માટેની જુદી જુદી હરીફાઇ કરનારાઓએ પોતાના લખાણ ઉપર સંજ્ઞા-આદનામ લખવાં અને પોતાનું નામ, સરનામું અને સંજ્ઞા એક બંધ પરબીડીઆમાં સાથે બીડવાં. તંત્રીના સરનામા ઉપર "ઇનામ માટેની હરીફાઇ" એમ લખવું.

૪ નિયમો અને લખાણો, "બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક"ના તંત્રી, નં. ૩૯ સી પી. ટૅન્ક, મુંબઇ એ સરનામે મોકલવાં

# નાનાં બાળકોનો ખોરાક.

( રા. કેશવપ્રસાદ સી. દેસાઈ. )

આપણા દેશમાં બાળકોનું મરણ પ્રમાણ ઘણું જ છે. જીવતાં જન્મેલાં બાળકોમાંથી લગભગ પચીસ ટકા બાળકો તો પહેલાં બાર મહિનામાં જ મરી જાય છે. આનું એક મુખ્ય કારણ માતાઓની અજ્ઞાનતા છે, અને બીજું કારણ આપણા લોકોમાં વસેલા વ્હેમ છે. બાળકોની દવા તો થાયજ નહિ. કાંઇ આડાંઅવળાં ઓસડીયાં કે ઘસારા, વગર સ્હમજે પાયાં કરે. વળી બળીયા, અછબડા કે ઓરી નીકળ્યાં હોય ત્યારે પણ ડાકટરને તો બતાવાયજ નહિ, આવા આવા કેટલાએ વ્હેમો બીજી રીતે ઘણા આગળ વધેલા લોકોમાં પણ જોવામાં આવે છે. આ ઉપરાંત કેટલાએક લોકો જાણે કે અજાણે ઘણાજ બેદરકાર હોય છે. એક માતાએ પોતાને મોટી ઉમ્મરે, થયલા એકના એક લાડકા પુત્રને દિવેલનો જુલાબ આપ્યો. આ દિવેલ તેણે આખી રાત ઉઘાડા પડેલા કોડીયાના દીવામાંથી લીધું. એમાં કાંઇ જીવડું પડયું હશે, કે કોણ જાણે શું હશે, તે, છોકરાને કાંઇક થયું અને થોડા કલાકમાં મરી ગયો. આ પ્રમાણે કેટલીએ બાધા આખડીએ મેળવેલા, વંશરક્ષક, કાંઇક બાળકો માતાની અજ્ઞાનતા અને બેદરકારીના ભોગ થઇ પડતા હશે.

આજે આપણે નાનાં બચ્ચાંના ખોરાક સંબંધી કાંઇક વિવેચન કરીશું; અને તે શા પ્રમાણમાં આપવો જોઇએ તે, તે બાબતના માહિતગાર લોકોના લેખોમાંથી અત્રે હું દર્શાવીશ. આપણા લોકોમાં કાં તો વ્હેમથી, કે ગમે તે કારણથી, બાળકને જન્મતાં વાર ધવડાવવા દેતા નથી. પરંતુ મધ ને દીવેલનું કે એવું જ કાંઇ ગુમડું કરીને તેના મ્હોંમાં નીચોવે છે, અને તેનું કારણ એમ આપવામાં આવે છે કે તેથી પેટનો ખુલાસો થાય. પરંતુ તેઓ જાણતા નથી કે આની વ્યવસ્થા કુદરતે માના ધાવણમાં કરી રાખેલી છે, અને સાધારણ રીતે કોઇપણ જાતના કૃત્રિમ ખોરાક કે દવાની કાંઇજ જરૂર નથી. વળી બાળક ત્રણેક વાસાનું થાય છે, ત્યાં સુધી તેને ધવડાવતા નથી પણ ગળથુથીના પાણી ઉપર કે એવાજ કશા ઉપર રાખે છે. ડાકટરના મત મુજબ આ પણ બીલકુલ વ્યાજબી નથી. કુદરતની ખુબી એવી છે કે બાળકની જરૂરીયાત પ્રમાણે જ માતાના ધાવણમાં વખતોવખત ફેરફાર થયા કરે છે, અને તેથી કોઇપણ વખતે

સાધારણ રીતે તો બાળકને ધવડાવવામાં જરાકે ગેરફાયદો નથી, પણ ઉલટું ન ધવડાવ્યાથી બાળકને અને માતાને બન્નેને ગેરફાયદો છે. ગળથુથી જેવો કૃત્રિમ ખોરાક બાળકને માટે સારો નથી, તેમ માતાનું ધાવણ બાળક ધાવે નહીં તેથી માતાને ગેરફાયદો ઘણો છે. આ બન્ને વાત ધ્યાનમાં રાખવી જોઇયે. પણ આથીયે વધારે નુકશાનકારક વાત તો બીજી છે. માતાને-બાળક માતાને-છોકરૂં ક્યારે ધવડાવવું તે કદીયે કહેવામાં આવ્યું હોતું નથી. અને તેથી ધવડાવવાની અંદર નિયમિતપણાની જરૂર છે એ તે બિચારી જાણતી જ નથી, અને તેથી જ્યારે જ્યારે બાળક રડવા માંડે છે ત્યારે તરત જ તેને ધવડાવવા મંડી જાય છે. આથી બાળક તરત તો છાનું રહી જાય છે, પણ તેને લીધે કેટલા ગેરલાભ થાય છે. તેથી બાળકના શરીરમાં કેવા રોગ વાસો કરે છે, તેનો કોઇ ભાગ્યે જ વિચાર કરે છે, વળી કેટલીક વાર તો મા આખી રાત બાળકને ધાવણેજ વળગાડી રાખે છે અને છોકરૂં મરજી પડે ત્યારે બચ બચ કર્યાં કરે છે.

આ જાતની અનિયમિતતાથી બાળકને કાં તો અપચો થાય છે, કબજીયાત થઇ જાય છે, અથવા તો ઝાડા થઇ જાય છે; તથા બાળકના પેટમાં ગૅસ ભરાય છે અને તેથી બાળક બેચેન થઇ જાય છે. કોઇવાર ભૂખને લીધે તે બેચેન થતું હશે એમ ધારીને વળી પાછું એને વધારેને વધારે ધવડાવવામાં આવે છે અને તેથી કામ ઘણું જ કથળી જાય છે. આમ થાય છે ત્યારે વળી કેટલાએક લોકો બાળકની બેચેની દૂર કરવા કોઇ પણ જાતની બાળાગોળી લાવે છે. આ ગોળીઓમાં સાધારણ રીતે અફીણ મુખ્ય હોય છે અને તેથી બાળક ઘેનમાં પડી રહે છે અને તેને બેચેની ઓછી લાગે છે. જરા સુધરેલા લોકો આવી બાળાગોળી આણતા નથી પણ કાંઇક બીજી જાતની દવાઓ આણે છે. પરંતુ આ સઘળા ઉપદ્રવનું મૂળ કારણ જે ધવડાવવાની અનિયમિતતા તે તરફ કોઇ ધ્યાન આપતું નથી. પણ જો દરેક **માતા પોતાના બાળકને બરોબર નિયમસર ધવડાવે તો બાળકોમાંથી અડધો અડધ રોગ દૂર થઈ** જાય. કેટલાએક લોકો એમ માને છે કે ધવડાવ્યાથી મા નબળી થાય અને તેથી છોકરાં માટે ધાવ રાખે છે. એ માન્યતા બહુ જ ભુલભરેલી છે. અને સુભાગ્યે હિંદુઓમાં તે દાખલ થઇ નથી. ધવડાવવાને માટે નીચે પ્રમાણેના વખત દાક્તરો સૂચવે છે.

| બાળકની ઉમ્મર. | સ્હવારના ૭ થી રાતના નવ સુધી કેટલે વખતે ધવડાવવું. | રાત્રે નવ થી સ્હવારે ૭ સુધી કેટલે વખતે. |
|---|---|---|
| ત્રણ માસનું થાય ત્યાં સુધી | બેથી અઢી કલાકે | ચાર ચાર કલાકે |
| ત્રણથી છ માસ ,, | અઢીથી ત્રણ ,, | ,, ,, ,, |
| છથી નવ માસ ,, | ત્રણ ,, | આઠ ,, |
| નવથી બાર માસ ,, | સાડાત્રણથી ચાર ,, | નવ ,, |

સાધારણ રીતે બાળક એક વાર ધાવતું છુટી જાય પછી તેને ફરીથી લગાડવું નહિ કારણ કે તે પોતાની ભૂખ બરોબર સમજે છે. કેટલીએક માતાઓ કાંઈ દોષ ત્યારે શરમાય છે, અને બાળકના ધાવવાનો વખત તેથી ચાલી જાય છે. તેમ જ કેટલાએક કુટુંબોમાં સાસુની કે બાપની કોઇ વિચિત્ર આમન્યાઓ હોય છે, તેથી અનિયમિતતા થઇ જાય છે; પણ તેમ કદિ પણ કરવું જોઇયે નહિ. બનતાં સુધી બાળકને બાર મહિનાનું થાય ત્યાં સુધી ધવડાવવું જોઇયે અને ત્યાં સુધી બને તો એને ધાન્ય ખવડાવવું જોઇયે નહિ. કારણ કે તેની પાચનક્રિયાને ધાન્ય અનુકુળ નથી.

ગરમીના દિવસમાં ઘણીવાર બાળક તરશને લીધે રડે છે. તે વખતે ધવડાવવા નહિ મંડી જતાં, એને પાણી પાવું જોઇયે. બાળકોને રમવા માટે કેટલીકવાર રબરની ટોટી આપવામાં આવે છે. પણ તેમાં એક જાતનો ભય છે. બાળક તે મ્હોંમાં ઘાલે છે અને બ્હાર કાઢે છે. આ દરમ્યાન કેટલીએક જાતના જંતુઓ તે ટોટીમાં ભરાઈ રહેવાનો, તથા ઉત્પન્ન થવાનો સંભવ છે; અને તેથી બાળકને કદાચ નુકશાન પણ થાય. માટે આવી ટોટીઓ હોય તો વારંવાર તેને ઉના પાણીમાં ધોવી જોઇયે અને તે સાથે હાથીદાંત જેવો જ કોઇ પદાર્થ હોવો જોઇએ કે ઝટ સાફ થઈ શકે. ધાવણની શીશીઓની પણ ટોટીઓની મુજબ જ સંભાળ લેવી જોઇયે.

ધાવણ સંબંધી આટલું વિવેચન કર્યા પછી ધાવણ ન આવતું હોય તો શું કરવું તે આપણે જોઈશું. આવે પ્રસંગે આપણા લોકો બકરીનું અથવા તો ગધેડીનું દૂધ બાળકને આપે છે. પણ સાધારણ રીતે ચોખ્ખું ગાયનું દૂધ આપવું તેજ સારૂં છે. ગાયનું ભરોસાદાર દૂધ મેળવતાં આપણા લોકોને કાંઈ બહુ હરકત નડે નહિ. આ દૂધ આણીને તરત જ ઉકાળવું જોઇએ. એક મ્હોળી તપેલીમાં પાણી ભરવું અને પાણીની અંદર બીજા નાના વાસણમાં દૂધ રાખવું, અને પછી બધું દેવતાપર મૂકવું. પાણી ઉકળી ગયા પછી લગભગ પાંચેક

મિનિટ દૂધ ઉકળશે. આ રીતે ઉકાળ્યાથી દૂધનો સ્વાદ બગડતો નથી. બાળક છેક વાસામાં હોય ત્યારે આ ઉકાળેલા દૂધના એક ભાગમાં, જુદાજ ઉકાળેલા પાણીના ત્રણ ભાગ નાંખવા; અને અંદર થોડી સાકર નાંખીને તે બાળકને પાવું. જો શીશીથી પાવું હોય તો શીશીની ટોટીની ઘણી જ સંભાળ રાખવી અને દર વખતે બાળકનાં મ્હોંમાં ઘાલતાં પહેલાં તે ઉકળતા પાણીથી ધોવી, કે કોઇ પણ જંતુ બાળકના મ્હોંમાં ટોટી મારફતે જાય નહિ. જેમ જેમ બાળક મોટું થતું જાય, તેમ તેમ પાણીનું પ્રમાણ ઓછું કરવું. ત્રણ માસનું બાળક થાય ત્યારે એક ભાગનું દૂધ અને બે ભાગનું પાણી આપવું; છ માસનું થાય ત્યાં સુધીમાં દૂધ અને પાણી સરખાં કરવાં. આ રીતે બાળકને માફક આવે તે પ્રમાણે દૂધ વધાર્યા કરવું. પણ ઉપર કહ્યું છે તે મુજબ આ દૂધ પાવાના વખત પણ ઘણાજ નિયમિત રાખવા જોઇયે. અને દરેક ટંકે જુદી જુદી ઉમ્મરે પાણી સુદ્ધાંનું દૂધ નીચે મુજબ આપવાનું એક વિદ્વાન ડાકટર સૂચવે છે.

| | | | |
|---|---|---|---|
| પહેલા માસમાં દર ટંકે | એકથી દોઢ અધોળ, | બીજા માસમાં | બેથી ત્રણ અધોળ |
| ત્રીજા ,, ,, | ત્રણથી ચાર ,, | ચોથા ,, | ચારથી સાડાચાર ,, |
| પાંચમા ,, ,, | સાડાચારથી પાંચ ,, | છઠ્ઠા ,, | પાંચથી છ . ,, |
| સાત, આઠ અને નવમામાં | છથી સાત ,, | ૧૦-૧૧ને ૧૨માં | આઠથી નવ ,, |

ઉત્તમમાં ઉત્તમ ખોરાક તો દૂધજ છે. ન ચાલે જ, બજારમાં બીજા વેચાતા ખોરાકો બાળક માટે વાપરવા; અને તે પણ જાહેરખબરો વાંચીને ન આણવા, પણ જે ડાકટરની દવા ચાલતી હોય તેની સલાહ લઇને જ આણવા.

---

## લાંબી જીંદગીની કુંચી.

### ઘરડાંઓની તન્દુરસ્તી.

(રા. ચીમનલાલ હરદેરામ ઠાકોર.)

ઘરડાંઓની તન્દુરસ્તી નામની પોતાની ન્હાની સરખી ચોપડીમાં ડૉકટર સીમુર ટેલર લખે છે કે રૂષ્ટપુષ્ટ અને તાજા માણસો જ લાંબી જીંદગીભોગવે છે એમ નથી. જીંદગીના વિમા ઉતારનારી કંપનીના દફતરો પરથી માલમ પડે છે કે પાતળા કાઠીના અને નબળા બાંધાના માણસો પણ મજબુત બાંધાના માણસો કરતાં લાંબી જીંદગી ભોગવે છે. લાંબી જીંદગી સારૂ કેટલાક (૧) ઉઘવાની શક્તિ, (૨) એક પણ રાત ઉંઘ વગર નહીં

ગુમાવવી, તથા (૩) શાંત સ્વભાવ રાખવો એ ત્રણ બાબતને પ્રાધાન્ય ગણે છે; પણ ડૅાક્ટર ટેલર એથી વધારે અગત્યતા એથે ઉતરેલી અસરને આપે છે. લાંબી જીંદગી ભોગવેલા વડીલોનાં ફરજંદો ખાસ કરી, સામાન્ય સંયોગોમાં લાંબી જીંદગી ભોગવે છે. ઘણું ખાવાની ટેવ હોવી એ પણ જલદી મરવાની નિશાની છે. ૯૫ વર્ષની ઉમ્મરનો એક ઘરડો માણસ લખે છે કે તે હમેશાં પોતાના ભાણા ઉપરથી સ્હેજ ભુખ્યો ઉઠી જતો હતો. ડૅાક્ટર સાહેબ હુકો કે ચુંગી પીવાની વિરૂદ્ધ નથી પણ બીડી પીવાની ટેવની વિરૂદ્ધ છે. નાસ્તા કે બપોરના ખાણા પછી કૅાફી પીધાથી હરકત નથી. થોડી ચ્હા ને થોડું દુધ મીશ્ર કરીને પીવાની વિરૂદ્ધ પણ તેઓ નથી. તેઓ લખે છે કે મરદોની જીંદગી પોતાની પ્રજાની ફીકર અને કાળજીથી ઘટે છે. પોતાની જીંદગીના વિમા જેઓ ઉતરાવે છે તેને આ ફીકર રહેતી નથી અને તેથી તેઓની જીંદગી વધે છે. સ્રીઓની જીંદગી ઘરના ચાકર માણસો સાથે કજીઆ કંકાસથી ઘટે છે. ચાકર માણસોથી થતી ભુલો તેઓએ કેટલીએક વખત દરગુજર કરવી જોઇએ. ડૅાક્ટર સાહેબની આ વાત વિલાયતની સ્ત્રીઓને લાગુ પડતી જણાય છે. આપણી સ્ત્રીઓને ઘરેણાંગાંઠા તથા લુગડાંલત્તાંની ફેશનની ખામીથી ઘરના સાથે કજીઆ કંકાસમાં ઉતરવું પડે છે, જે બંનેની જીંદગીને હાનિકારક કેમ નહીં હોય?

---

## કમનસીબની કહાણી.

મ્હારો હેવાલ લખું? હા, લખીશ. જરૂર લખીશ. ખરેખરો લખીશ. હજીએ મ્હને યાદ છે; નાનપણમાં હું બહુ લાડવાઇ હતી. બાપાજી મ્હને બહુ રમાડતા, બા મ્હને બહુ લડાવતી. અદ્ધર ને અદ્ધર રહેતી, અને 'બ્હેન' વગર કોઇ મ્હને બોલાવતું નહિ. રાયપુરમાં મગનભાઇની કન્યાશાળામાં મ્હને ભણવા મોકલી'તી, અને થોડું ભણી પણ હતી. પણ છોકરીને વળી બહુ શું કરવા ભણવું'તું! અને તેમાંયે હું તો લાડકી હતી, એટલે રમત કરતાં કરતાં જેટલું ભણી તેટલું ખરી. નવમે વર્ષે તો મ્હારો વિવાહ થયો હતો, ત્યાર પછી તો બારો અમારે સાસરે જમવા જવાનું થતું હતું એટલે પછી નિશાળે તો ન જ જવાય ને? સાસરે પણ સાસુ મ્હને બહુ રમાડતા હતા, જરા ખીલાવતા પણ હતા અને મ્હારી બાની અને બાપાજીની બહુ વાતો પૂછી લેતા હતા.

બારમે વર્ષે મ્હારાં લગ્ન થયાં, એ કાંઈ નાની ઉમ્મર કહેવાય નહિ. પણ હું જરા હુલેતી હતી તેથી મ્હને એમાંનું કાંઇ યાદ નથી. ફક્ત એટલુંજ જાણું છું કે તેવામાં મ્હને બહુજ મઝા પડતી હતી. લાડકાલાડુ ખુબ ખાવાના મળતા હતા, અને ચારે તરફ મ્હારાં માન ઘણાં હતાં.

તેરમું વર્ષ પુરૂં થતાં થતાં તો મ્હને સાસરે રાખી પણ ખરી. શરૂઆતમાં તો જરા ઠીક હતું. રાત્રે જમીને જવાનું તે વ્હાણું વાતાં તો પાછાં આવતાં રહેવાનું. પણ ધીમે ધીમે સાસરે વધારે રહેવાનું થયું. બધું કામ કરવાનું માથે આવ્યું. સાસુના બોલ, નણંદનાં મ્હેણાં સાંભળવા માંડયાં કામ કરવાનું બધું અને જરા કાંઈ નહિ. ખાવાનું સૌથી મોડું, ત્હાડું ગોતા જેવું, વળી શાક તો રહેવુંજ કયાંથી હોય. કોઈ વાર ભાતનો તો કાળો પોપડો જ આવે, અને દાળ તો તપેલામાં જ લેવાની હોય. આવું મ્હેં તો કદી જોયેલું નહોતું. મ્હને ઘણું જ દુઃખ લાગવા માંડયું, કંટાળતી, રડતી, પૂરૂં ખાતી પણ નહિ, પણ કહું કોને ? મ્હારા વર બિચારા બે વાર મેટ્રીકમાં નાપાસ થઇ આ વર્ષે જ પ્રીવિયસમાં ગયા હતા. છેક સાંજ પડે કૅાલેજથી આવતા અને થાકીને લોથ થઇ જતા. વળી પાછું વાંચવાનું હોય તે રાત્રે વાંચે. દિવસે હું તો મેડીપર જઇ શકુંજ નહિ. કાંઇ રહી ગયેલું લેવા જાઉં તો જ સાસુ નણંદ પીસ્તાલ પાડતા તો અમથું તો જવાય જ કેમ ! રાત્રે જઇને બિચારા મ્હારા પતિને હું શું કહું ? અને કહીને પણ શું ? મા બ્હેન આગળ એમનું ચાલે પણ શું ? વળી હજી હું એમની પાસે મન ખોલીને વાત પણ કરી શકતી ન હોતી. કરૂં પણ શી રીતે ? એક દિવસ જરા કહ્યું, ન રહેવાયું તેથી કહ્યું. આખો દિવસ બહુ જ પજવી'તી તેથી કહી દેવાયું, પણ પરિણામ શું આવ્યું ? એકદમ ગુસ્સે થઈ ગયા. બૈરાંની જાતને ગાળો દીધી. "મ્હારી મા બ્હેન માટે આવું કહેનાર તું કોણ ?" એમ કરીને મ્હને એક બે લગાવી દીધી. મ્હારા માબાપને ગાળો ચોપડાવી. આમ થયા પછી બીજી વાર હું શી રીતે કાંઈ કહું ? દિલાસો ફક્ત મ્હારી બાનો હતો, સાંજે ત્યાં જાઉં ત્યારે ઝંપુ. થોડી ઘણી વાતો કહું. હું રડું, એ રડે. કાંઇ સારૂં સારૂં ખાવાનું કરી આપે, અને પાછી વ્હેલી સાસરે મોકલી દે.

આવામાં મ્હને અભાવ પડવા માંડયા. મ્હારી બાને તો આનંદ થયો. સાસુજી પણ લોકો આગળ ફુલાતાં હતાં. નણંદને હજી સારો દહાડો નહોતો આવ્યો તે મનમાં બળતી હતી અને મારૂં મન તો હું જ જાણું. આટલું દુઃખ ઓછું હતું તે વળી આ આવ્યું ! બળ્યો આ સંસાર ! મનમાં કાંઇને કાંઇ થઇ જતું હતું; અને શું થશે તેની ગભરામણ થયા કરતી હતી. મ્હારા વર

પણ બિચારા ચિંતા કરતા હતા. એકવાર તો એમ પણ બોલી ગયા કે આટલી નાની ઉમ્મરમાં આમ ન થયું હોત તો સારૂં. સારૂ એ તો સૌ જાણે છે, પણ કુદરતનો નિયમ કાંઈ ઉથાપાય છે? સંયમ-બ્રહ્મચર્યની તો વાતો કરવી રહેલ છે. દારૂ ને દેવતા સાથે લાવવા અને પછી કહો કે સળગે નહિ. નાની ઉમ્મરમાં પરણાવો, પતિપત્નિ-ભર યૂવાન-વરવહુને એકઠાં કરો, અને પછી કહો કે આમ ન થયું હોત તો ઠીક હતું. એ કહેવાનું નામ કાંઇ નહિ. ઘરડાં તો ખુશી થયા. પણ આ તો મારા પતિમાં કાંઇ નવા સંસ્કાર થયેલા તેથી આવા વિચાર આવ્યા. ખરેખર અત્યારની આ નાતની છોકરીઓને ભલે તમે મેનડા જેવી કહો. સોળ સત્તરે પરણે છે તેથી ભલે કેટલાકો બળાપો કરે પણ મ્હારા પોતાના દિવસો મને યાદ આવે છે; ત્યારે તો એમ જ લાગે છે કે હાલની છોકરીઓ નશીબદાર છે. સાસુના સપાટામાં તેર ચૌદની ઉમ્મરથી એમને જવું પડતું નથી, છોકરવાન પતિ સાથે સંસાર શરૂ કરવો પડતો નથી, માબાપનું ઘેર નાનપણમાં જ છોડવું પડતું નથી, અને સૌથી વધારે તો એટલી નાની ઉમ્મરે સુવાવડમાં સપડાવું પડતું નથી. મને અભાવા પડવા માંડયા ત્યારે ખવાય શી રીતે? મૂળ જ ખાવાનું મોળ આવે તેવું, તો આવે વખતે તો મ્હોંમાં જ પેસે શી રીતે? મ્હારી બા હમેશા કાંઇને કાંઇ ખાવાનું કરી રાખતી તે ઘેર જઇને ખાતી; અને પોળમાં મ્હારી માશીનું ઘર હતું ત્યાં રહવારના પ્હોરમાં ગમે તે બ્હાને સટકી જતી. તે મ્હારે માટે અચ્છેર દૂધ ઉકાળી રાખતી હતી તે પીતી. મ્હારા વર પણ બિચારા કોઇ કોઇ વાર ગજવા ખર્ચમાંથી કાંઇક ખાવાનું મ્હારે માટે લાવતા; આમને આમ દિવસ ચાલ્યા ગયા. અધ-રણીનો વખત આવ્યો અને રીતને માટે અને દેવરીતને માટે તકરારો થવા માંડી. આમાં રોજને રોજ મ્હારે મ્હેણાં સાંભળવાં પડતાં હતાં, અને રોજ હું તો ઉદાસ જ રહેતી હતી. અધરણી પણ થઇ, નાતો જમી, સગાવ્હાલાં જમ્યાં, બધું થયું પણ એમાં બધામાં મ્હને તો ત્રાસજ હતો. છેલ્લે દિવસે મારૂં શરીર એકાએક બગડી આવ્યું, મ્હને એકદમ મ્હારા બાપને ત્યાં મોકલી દીધી અને તેજ રાત્રે મ્હેં એક મોપલા છોકરાને જન્મ આપ્યો. અને સખત મંદવાડ આવી ગયો અને દોઢ બે મહિને સાજી થઈ પણ નબળી તો ઘણી જ થઇ ગઇ; અને પેટનો દુખાવો સખત થઇ આવ્યો. સાજી થયા પછી પંદરેક દિવસે હું સાસરે ગઇ અને પાછો પહેલાંની માફક જ સંસાર ચાલવા માંડયો. એનું એ કામ, એનુંને એવું ખાવાનું, અને તેવાને તેવાં જ મ્હેણાં. વધારામાં મારૂં નબળું શરીર અને પેટનો દુખાવો.

વળી આ વખતે એક નવું દુઃખ કર્મે આવ્યું. એ દુઃખ તો કોઇને કહેવાય તેવું જ નહોતું. અત્યારે લખતાં પણ શરમ આવે છે; પણ હવે મ્હારે કોઈની દરકાર નથી અને તમને બધું લખવા વચન આપ્યું છે તે લખીશજ. આ દુઃખ મ્હારા પતિની કામવાસનાનું હતું. પણ એમનો શો વાંક! એમને શો ખ્યાલ! મારૂં નબળું શરીર અને પેટનો દુખાવો; પણ એમને શું! આ દુઃખ હું કોને કહું. બધું તો બાને કહીને હૈયું હલકું કરતી હતી, પણ આનું કેમ? નસીબ. પણ મ્હારા વર એકંદરે સારા. મ્હને એમની તરફનો કાંઇ ખાસ ત્રાસ નહોતો અને હવે તો વળી સાસુ નણંદ તરફના દુઃખમાં મારી દયા ખાતા પણ શીખ્યા હતા. અને કોઈક વાર તો એમના પ્રેમને લીધે હું બધું દુઃખ ભૂલી જતી હતી.

એવામાં વળી હું ફરી બેજીવાળી થઇ. આ વખતે તો મ્હારાં માબાપે માથાના થઇને મને સાસરે મોકલી જ નહિ. સાસુએ બહુયે ભાંડયા પણ મારી બા ડગી નહિ જ.

પણ મ્હારે કયાં ઝંપવાનું હતું. મને સાતમો મહીનો અધવાર્યો અને મ્હારા પતિને તાવ આવવા માંડયો. તાવ વધ્યો તેમાંથી ત્રિદોષ થયો, અને ચાર અડવાડીયામાં તો બધું પુરૂ થઈ ગયું. મારૂં નશીબ ફુટયું અને સોળમે વર્ષે હું વિધવા થઇ. હવે તો કારમું, ન ખમાય તેવું દુઃખ આવી પડયું. છેલ્લા દિવસ જતા હતા તો પણ લોકીક કરવા માટે, સાસરામાં રહેવું પડયું. મારા પતિને મેં જ મારી નાંખ્યા હોય તેમ બધા મારી તરફ વર્તતા હતા. કુટવા ઉભી કરી. ફાકવાનું ને રોટલા ખાવાનું તો હતુંજ. મારા શરીરની આવી સ્થિતિમાં આ મને ઘણુંજ નડતું હતું. તેમાં વળી ચુડાકર્મ અને નોગીયાથી તો તોબા ભગવાન! એવો વખત કોઇને ન લાવશો. કેડામાં ફાટ થાય તેનું કોઇ પૂછે નહિ અને વળી કુટતાં આવડે નહીં એટલે ઉપરથી ભાંડે. છેવટે બારમાની સજ્જન પતી ગયા પછી તો મ્હારાથી ન જ રહેવાયું. શી રીતે રહેવાય! ઉમ્મર ફક્ત વર્ષ સોળની અને તેમાં શરીરની આવી સ્થિતિ! મેં તો એકદમ મારી બા ત્યાં કુટવા આવી હતી તેની પાસે જઇ રડી દીધું. અને કહ્યું કે મને ઘેર લઇ જા. અંતે બા તે બા. કોઇની દરકાર કર્યા કે પૂછ્યા વગર ગાડીમાં ઘાલીને મ્હને ઘેર લઇ ગઇ. સાસરીયાએ ગાળો દીધી, લોકોએ ભાંડી અને જન્મારાના વેર થયા. તે જ રાત્રે મને ઘુટા ઉપડા થયા. છોકરી જન્મી પણ તેનું માથું બધું ખવાઇ ગયેલું હતું. દાકતરે કહ્યું કે છેલ્લા થોડા દિવસ બરોબર ખોરાક ન મળ્યાને લીધે તથા અતિશય

ગરમ ખોરાકને લીધે આમ થયું. ધિક્કાર હજો આ સંસારના આ દુષ્ટ રિવાજો ઉપર કે જેણે મ્હારી છોકરીના પ્રાણ લીધા.

મ્હારી કથા કહેવાઇ છે. ન છોરી બાળવિધવાને દુનિયામાં શું સુખ હોય ? વરસેક દિવસ તો મ્હારે પિયર રહી. સાસરેથી કોઇ બોલાવતું નહિ. એકવાર ગઈ ત્યારે ખુબ ગાળો દઇ લઢીને સાસુ નણંદે કાઢી મૂકી. ફરીથી મ્હેં જવાની હિમ્મત કરી નથી. મ્હારૂં શરીર છેક લેવાઈ ગયું અને ડાકટરે કહ્યું કે ક્ષય લાગુ પડયો છે. પરેસ્તો. નાની ઉમ્મરમાં સાસરાના ઘરનું આખું કામ, પૂરૂં ખાવાનું નહિ, મૂળથી એકવડો બાંધો, ઉપરાઉપરી બે સુવાવડો, અને વળી પાછું વૈધવ્યનું દુઃખ. પછી ક્ષય થાય તેમાં નવાઇ શી ! મ્હારૂં શરીર આમ બગડયું તેથી મ્હારાં એક માશી કાઠીયાવાડમાં હતાં તે મ્હને સમજાવીને એમને ત્યાં લઇ ગયા. મ્હારા માશાજી સારે દરજ્જે હતા, અને સુધરેલાં વિચારના હતા. એમને પણ મ્હારા જેટલી જ છોકરી હતી, પણ હજી કુંવારી જ હતી. કાઠીયાવાડની સુકી હવાથી મ્હને આરામ થયો. અમો બન્ને બ્હેન માટે માસ્તર રાખ્યા; અને ગુજરાતી, ઇંગ્રેજી તથા સંસ્કૃતનું સારૂં જ્ઞાન અમને અપાવ્યું. હવે તો હું મ્હારી મેળે જ વાંચીને જ્ઞાન સંપાદન કરૂં છું. મ્હારી બ્હેન તો પરણી ગઇ છે, સુખી છે, એનું સુખ ચિરકાળ ટકો. થોડો વખત તો દુનિયાપરથી મ્હારૂં મન ઉઠી ગયું હતું, દુનિયાને હું ધિક્કારતી હતી. પણ વિદ્વાનો સાથેની વાતચિતથી, સજ્જનોની સોબતથી, અને સારા વાંચન ઉપરથી હવે એમ નિશ્ચય કર્યો છે કે જે દુઃખ મ્હને પડયું તેનું જ દુઃખ દેશમાં ઘણાને પડતું હશે, અને તેથી ઘણોજ અનર્થ થતો હશે આ અનર્થ દૂર કરવા હું પ્રયત્ન કરીશ. બાળલગ્ન બંધ કરવા, નાની ઉમ્મરમાં સાસરાનો–સુવાવડનો ત્રાસ ન પડે તેમ કરવું, અધરાણી જેવા કલેશમય દુષ્ટ રિવાજો–રોવા કુટવાનું, ઘાણી આંટા ફાકવાનું બધું બંધ કરવું, અને વિધવાઓને જ્ઞાન આપવું. તેમનો અવતાર એળે ન જવા દેતાં દુનિયામાં તેમને ઉપયોગી કરી સુખી બનાવવી અને ખાસ કરીને સ્ત્રી જાતનો દરજ્જો સુધારવો, આ બધાં કામ પાછળ હું મંડીશ, એકલી કામ કરીશ, અથવા વનિતા વિશ્રામમાં જોડાઇશ. આ વિચારથી મ્હારામાં નવું જીવન આવ્યું છે આશા છે કે તમે ભાઇઓ આ કામમાં મદદ કરશો.

લી૦ કમનશીબ.

---

# બાળકોનું પ્રદર્શન.

—:o:—

**બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિકના અધિપતિ જોગ.**

વિ. વિ. કે ગયા ત્રિમાસિકમાં સને ૧૯૧૪ ની સમાલોચના ઉપરથી જણાઇ આવે છે કે તે સાલમાં આપણી નાતમાં ૪૫ મરણ થયાં; તેમાંથી ૨૨ મરણ પાંચ વર્ષની અંદરના બાળકોમાં થયાં છે; એટલે કે અડધો અડધ મોત બાળકોનાં થયાં છે. આ સ્થિતિ ઘણી જ ખેદકારક કહેવાય અને તે દૂર કરવા તથા બાળકો તંદુરસ્ત થાય તે માટે જુદી જુદી જાતના ઉપાય યોજવા જોઇએ.

હું એક સૂચના એ કરૂં છું કે પાંચ વર્ષ યા તો ત્રણ વર્ષની અંદરના બાળકોનું એક પ્રદર્શન ભરવું. વિલાયતમાં આવા પ્રદર્શનો ભરાય છે અને તે પ્રદર્શનમાં રજુ કરવા માટે માતાઓ અગાઉથી બાળકો તંદુરસ્ત રહે તે માટે સંભાળ રાખે છે. વળી આવા પ્રદર્શનમાં બધાં બાળકો એકઠાં થાય તે વખતે તેમની દાક્તરી તપાસ પણ કરવી હોય તો તે બની શકે. હું ધારૂંછું કે આવાં એક પ્રદર્શનથી આપણી નાતને પણ ફાયદો થાય. આશા છે કે આ સૂચના નાતના હીતેશ્રીઓ ઉપાડી લેશે. જો બાળકોનું પ્રદર્શન ભરવામાં આવશે તો તેની વ્યવસ્થા તથા ઇનામો માટે રૂ. ૨૫) હું આપીશ.

લી૦ સેવક,
M. C.

—:o:—

# પ્રાસંગિક નોંધ.

**નાગર સ્ત્રીઓનું કલા-પ્રદર્શન.** સુરતમાં સાહિત્ય પરિષદ્ મળી હતી, તે વખતે ત્યાંની વડનગરા નાગર સ્ત્રીઓના ભરતકામનું તથા ચિત્રકળાનું એક નાનું સરખું સુંદર પ્રદર્શન, તેમની નાતના એક મંડળ તરફથી ભરવામાં આવ્યું હતું. આ પ્રદર્શનમાં તરેહ તરેહનાં તોરણ, પડદા, સિવણના નમુના, લેઇસ, ભરતના નમુના, ચિત્રકામ વગેરે જોવામાં આવતું હતું. આ પ્રકારની યોજના ઘણી જ લાભકારક છે, અને તે માટે અમે સુરતના વડનગરા નાગરોને અભિનંદન આપીએ છીએ; અને આશા રાખીએ છીએ કે બીજી નાતો આનું અનુકરણ કરી આવાં પ્રદર્શનો કરશે. અમે ખાસ આગ્રહ કરીએ છીએ કે ભરૂચ, અમદાવાદ વગેરે સ્થળોએ આપણી નાતની સ્ત્રીઓના કામનું પ્રદર્શન કરવું જોઇયે.

**સ્ત્રીઓ અને આત્મપોષણ.**

આવાં પ્રદર્શનોનો એક હેતુ તો સ્ત્રીઓમાં લલિત કલાઓની વૃદ્ધિ થાય તે છે. વળી નવરાશનો વખત નકામો ન ગાળતાં આવું કાંઇ કરવામાં ગળાય તો ઘણો લાભ થાય, અને દરેક સ્ત્રી પાસે પોતાનું ઘર શણગારવાનાં સાધનો થાય. પરંતુ તેથી પણ વધુ ઉપયોગી ઉદ્દેશ તો એ છે કે સ્ત્રીઓ પોતાનાં આત્મપોષણનાં સાધનો જોઈ શકે, શીખી શકે અને ખીલવી શકે. કદાચ સ્ત્રીઓને દરેક અવસ્થામાં કમાઈનાં સાધનોની જરૂર ન પણ પડે. પરંતુ પતિ ઉપર પૈસાની આફત આવી પડતાં, અથવા તો વૈધવ્યસ્થિતિ આવી પડતાં આવાં કમાવવાનાં સાધન હોય તો તે પોતાના માન, આબરૂ અને જીવન જાળવી શકે છે. આ ઉપરાંત હાલમાં વળી નવા સંજોગો ઉભા થતા જાય છે. કન્યાઓની લગ્ન વય તો વધતી જ જાય છે, અને પશ્ચિમ તરફના આદર્શોને લીધે કોઇ કોઇ યુવકો લગ્ન કરવાની નામરજી પણ બતાવશે. પરિણામ એમ પણ આવે કે કેટલીક કન્યાઓને કદાચ અવિવાહિત અવસ્થામાં જીવન ગાળવું પડે. આ અવસ્થામાં જો પોતાના નિર્વાહ માટે-આત્મપોષણ માટે તેની પાસે કાંઇ પણ સાધન ન હોય તો તેની સ્થિતિ દયાજનક અને પરતંત્ર થઇ પડવાની. માટે દરેક માબાપનું કર્તવ્ય છે કે પોતાની પુત્રીને જીવનનિર્વાહ કરી શકે તેવી રીતનું કાંઇક જ્ઞાન આપવું. અને આવાં કલા-પ્રદર્શનો થાય તેમાં આ મુદ્દો ખાસ જાળવવો જોઇયે, અને ઓછે પૈસે વધારે નફો મેળવી શકાય તેવી રીતની ચીજો બનાવવા તરફ ખાસ લક્ષ આપવું જોઇયે.

**ભરૂચમાં કેલવણી.**

ગયા ત્રિમાસિકમાં ભરૂચ કેલવણી કમીટીનો રિપોર્ટ આવ્યો છે. તેમાંના પરીક્ષા સંબંધીના આંકડા વાંચતા ખેદ થાય તેવું છે. ઉંચી કેલવણી-કૉલેજના આંકડા બાજુ ઉપર મૂકતાં પણ ઇંગ્રેજી ધોરણો અને ગુજરાતી ધોરણની પરીક્ષાઓમાં નપાસ થનારાની સંખ્યા ઘણી જ મોટી છે. ૧૯૧૪ માં ૩૧ છોકરા હાઇસ્કુલમાં ૧ થી ૬ ધોરણની પરીક્ષામાં બેઠા તેમાંના ફક્ત ૧૧ પાસ થયા અને બાકીના વીશ જણે પોતાના જીવનનું એક આખું અમૂલ્ય વર્ષ એના એ ધોરણમાં ગાળ્યું. તે જ મુજબ ગુજરાતી ધોરણોમાં આઠ વિદ્યાર્થીઓ નપાસ થયેલા છે. આમાં દોષ બાળકોનો નહિ પણ તેના **માતાપિતાનો** છે. ઘરની દેખરેખ શિવાય ફક્ત નિશાળના શિક્ષણ ઉપર જ આધાર રાખવો તે યોગ્ય નથી. લેસન ઉપર તેમ જ છોકરાઓના ચારિત્ર્ય ઉપર દેખરેખ રાખવાની ખાસ અગત્ય છે. છોકરાને નિશાળે મૂકયો એટલે વેઠ ઉતરી એમ સમજવાનું નથી. એનું ભવિષ્ય ઉજળું થાય તે માટે તેનું ચારિત્ર્ય બંધાવું જોઇયે અને આ

ચારિત્ર્ય ગૃહશિક્ષણ વિના બંધાઇ શકે જ નહિ. પોતાનો છોકરો ક્યાં રમે છે, કોની સોબતમાં ફરે છે, ખીસ્સા ખર્ચના પૈસા શેમાં વાપરે છે, અને પોતાના વખતનો કેવો ઉપયોગ કરે છે, તે તપાસવાનું દરેક માબાપનું કર્તવ્ય છે. આ આંકડા ઉપરથી બ્રરચને ઘણો લાભ થવા સંભવ છે માટે બીજાં સ્થળોએ પણ આવા આંકડા તૈયાર થવા જોઇયે.

**કન્યા કેલવણી.**

કન્યા કેલવણીની સ્થિતિ પણ આ આંકડાઓ ઉપરથી શોકકારક લાગે છે. ગુજરાતી ધોરણોમાં ૨૫ કન્યામાંથી ફક્ત દશ જ પાસ થાય છે અને પંદર છોકરીઓનું આખું વર્ષ બગડયું હશે. વળી ૧૯૧૩માં એક કન્યા ઇંગ્રેજી છઠ્ઠા ધોરણમાં હોવાનું બતાવેલું છે. પણ તે શિવાય તે સાલમાં કે ચૌદની સાલમાં એક પણ કન્યા ઇંગ્રેજીનો અભ્યાસ કરતી નથી. આ ઘણું જ શોકકારક છે. ગુજરાતી શિક્ષણ પૂરૂં કર્યા પછીથી તે લગ્ન થયા પછી સાસરે રાખતા સુધી છોકરીઓ પોતાનો કાળ શી રીતે ગાળતી હશે તેનો વિચાર કરવા લાયક છે આપણામાં ગૃહશિક્ષણની ખામી છે તેથી છોકરીઓ નિશાળમાં જ વધારે સમય રહે તે ઇચ્છવા લાયક છે. વળી સાથે સાથે તેમનું જ્ઞાન પણ વધારી શકશે અને કોઈ વખતે આત્મ-પોષણ કરવાનો વખત આવશે તો આ જ્ઞાન તેમને ઉપયોગી થઇ પડશે. માટે બ્રરચના નાતભાઇઓને તથા ખાસ કરીને કેલવણી કમિટીના સભાસદોને વિનંતિ કરવાની કે કન્યા કેલવણી તરફ વધારે લક્ષ આપો.

**વનિતા વિશ્રામ અને સ્ત્રી કેલવણી.**

અમદાવાદમાં વનિતા વિશ્રામને લીધે કન્યાઓને તથા ખાસ કરીને ઉમ્મરે પહોંચી ગયલી છોકરીઓને શિક્ષણમાં ઘણી જ સવડ થઇ ગઇ છે. ઇંગ્રેજી ભણવાની ત્યાં સગવડ થઇ છે ત્યારથી આપણી નાતની ઘણી છોકરીઓ તેનો લાભ લેછે, સાથે સાથે સંસ્કૃત તથા શીવવા વેતરવાનું પણ શીખવાય છે તેનો લાભ પણ આપણી નાતની છોકરીઓ લે છે. વળી આ ઉપરાંત તેઓએ 'ભગિની વિદ્યોત્તેજક સમાજ' સ્થાપ્યું છે જેમાં દર શની-વારે ઉપયોગી વિષય ઉપર વિવેચનો તથા ચર્ચા થાય છે તથા મહિનામાં એક વાર ગરબા ગવડાવાય છે. આશા છે કે વનિતા વિશ્રામની ઉપયોગી પ્રવૃત્તિ-ઓનો આપણી નાતની અમદાવાદમાં વસતી દરેક બ્હેન જરૂર લાભ લેશે. વનિતા વિશ્રામમાં ભણતી બાળાઓનાં નામ આ અંકમાં બીજે સ્થળે આપ્યાં છે, તેમજ મહાલક્ષ્મી ફીમેઈલ ટ્રેનીંગ કૉલેજમાં ભણતી બાળાઓનાં નામ તથા આ ઉપરથી મુંબઇમાં ઇંગ્રેજી કેલવણી લેતી બાળાઓનાં નામ પણ આપેલાં છે. આવતા માર્ચ માસમાં આપણી નાતમાંથી ચાર કન્યાઓ મેટ્રીકની પરીક્ષામાં બેસવાની આશા રાખી શકાય તેમ છે.

**જ્ઞાતિપત્ર સંમેલન.**

સાહિત્ય પરિષદ્ વખતે સુરતમાં નાતોના ચોપાનીઆના પ્રતિનિધિઓનું પણ એક સંમેલન થયું હતું. આનો હેતુ નાતહિતના તથા નાતદ્વારા સમાજસુધારણાના વિવિધ પ્રશ્નો ચર્ચવાનો હતો. કેટલેક અંશે આ હેતુ સફળ થયો હતો, અને આ સંમેલનના પરિણામે એક સંગીન કામ તો એ થયું કે દશ ઉપરાંત નાતના ચોપાનીઆએ દિવાળીની એક ખાસ ભેટ એકઠા મળીને કઢાવવાનો ઠરાવ કર્યો. આ કામ કરવા માટે એક કમિટી નિમાઈ છે અને અમે આશા રાખીયે છીયે કે દિવાળી ઉપર આ ત્રિમાસિકના ગ્રાહકોને ઉપયોગી વિષયોથી ભરપુર દળદાર ભેટ આપવા અમે સમર્થ થઇશું.

**ભેટ.**

પ્રૉ. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરે તેમનાં સ્વર્ગસ્થ પત્નિ સૌ. ચંદ્રમણીના સ્મરણાર્થે ત્રિમાસિકના ગ્રાહકોને પોતે કરેલું 'અભિજ્ઞાન શકુંતલા નાટક 'નું' ભાષાંતર ભેટ આપવા ઇચ્છા દર્શાવી છે. આ ઈચ્છા અમે આભાર સાથે સ્વીકારીયે છીયે. આશા છે કે અમારા ગ્રાહકો કવિ કાળીદાસની આ ઉત્તમ કૃતિના વાંચનથી આનંદ તથા જ્ઞાન મેળવશે ! આ ઉપરાંત પ્રૉ. ઠાકોરે 'કુંતિ' 'સાવિત્રી ચરિત્ર' અને 'જ્ઞાતિભાઇઓની એક બીજા પ્રત્યે ફરજો' એ ત્રણ ભેટો ત્રિમાસિકના ગ્રાહકોને અગાઉ આપી છે.

**લગ્ન.**

આ લગ્ન ગાળામાં પરણેલા દંપતિને અમે અભિનંદન આપીયે છીએ. વરવિક્રય સબંધમાં આ વર્ષે પણ બૂમ હતી તે સારૂ અમે ખરેખર દિલગીર છીયે. મોટા મોટા વરઘોડા, સારા સારા જમણ, નાળિયેર વગેરેમાં ખર્ચ ઓછો કરીને આ વરવિક્રય દૂર કરવા તરફ હવે આપણા સમજુ નાતભાઇઓએ ઉતાવળે ધ્યાન આપવું જોઇએ. કેટલેક ઠેકાણેથી પૈસા લેવામાં આવ્યા નથી એ સાંભળીને અમને ઘણોજ આનંદ થયો છે; તે ઉપરાંત વર તથા કન્યાઓની વધતી જતી લગ્નની ઉમરથી પણ સંતોષ પામવા જેવું છે. ઘણા ખરા વર તો કમાતા પણ છે. તેમને આગ્રહ કરવાનો કે ભવિષ્ય માટે અત્યારથી વિમો ઉતરાવી રાખવો તે ઉત્તમ છે. ભરજુવાનીમાં કાંઈક અકસ્માત થાય અને કોઇ બાળા વિધવા થાય તે વખતે વિમો ઘણોજ ઉપયોગી થઇ પડે. વળી પોતાની જીંદગીમાં પણ તે પાછો મળે તેવી ગોઠવણ થઇ શકે છે. આ બાબતમાં પલ્લાંનો રિવાજ ઘણો ઉત્તમ છે. વરવાળાઓ જે પૈસા લેઉ તેના બદલામાં કન્યાને પૂરેપુરું પલ્લું ઘાલે તો પણ સારૂં. આ પ્રમાણે પલ્લું ઘાલવામાં આવે તો પણ વિમાના લાભ વળી જુદીજ જાતના છે.

**બાળકોનું પ્રદર્શન.** આ સબંધમાં આ અંકમાં છપાયલા પત્ર તરફ અમે સર્વેનું ધ્યાન ખેંચીયે છીયે. બાળક તે ભવિષ્યનો શહેરી છે, અને અત્યારે દેખાતું નાનું ફુમણું ફુલ જ ફાલીને ભવિષ્યમાં કુટુંબના થડરૂપ થશે; માટે નાનપણથી જ તેના આરોગ્ય તરફ ધ્યાન અપાય તે ઉત્તમ છે. બાળકોના ઉછેર સબંધી માતાઓને જ્ઞાન આપવું જોઇયે. આ સારૂ વિલાયતમાં માતૃશિક્ષણશાળાઓ સ્થાપેલી છે. મુંબઇમાં પણ સોશીયલ સર્વીસ લીગ તરફથી ડૉ. નાગુભાઇ જોષી, બાળક ઉછેરવા સબંધી માહિતી આપવા એક સ્ત્રીઓનો વર્ગ ચલાવે છે. આવા વર્ગો બીજા ગામોમાં પણ ચલાવવા જોઇએ અને આપણી નાતની સ્ત્રીઓને આ જ્ઞાન મળે તેવી ગોઠવણ સારૂ આગેવાનોએ ઉતાવળે કરવી જોઇયે. તે સાથે બાળકોના પ્રદર્શનની સૂચના તો ખાસ કરીને ઉપાડી લેવી જ જોઇએ. આ પ્રદર્શન સારૂ વ્યવસ્થા કરી દિવસ ઠરાવી ઓછામાં ઓછા ત્રણ માસ અગાઉ તેની ખબર બધાને આપવી જોઇએ. અને દરેક માતાએ પુસ્તકો વાંચીને, અનુભવીને, પૂછીને પોતાનાં નાનાં બાળકને તે પ્રદર્શન સારૂ ઘણી જ સંભાળથી તૈયાર કરવાં જોઇએ. આ પ્રદર્શનમાં ડાકટરો દરેક બાળકને તપાસીને તે સબંધમાં માતાઓને સૂચના કરશે તો પણ ઘણો લાભ થશે. માટે આ પ્રસંગ ન જવા દેતાં તેનો લાભ લઇ દીવાળીના દિવસોમાં એવું એક પ્રદર્શન ભરવા અમે ખાસ આગ્રહ કરીએ છીએ.

---

# શ્રી સુરત બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિના છોકરા તથા છોકરીઓને આપવાના ઇનામનો મેળાવડો.

આ ઇનામનો મેળાવડો તા. ૨૩ મી મે ૧૯૧૫ ને રોજ હૈદ્રાબાદનિવાસી રાજા બહાદુર રૂપલાલજીના પ્રમુખપણા નીચે કરવામાં આવ્યો હતો.

ઇનામનું કાર્ય શરૂ કરતાં પહેલાં સર્વ મળેલા ગૃહસ્થો સન્મુખ દેસાઇજી હરીપ્રસાદ વિષ્ણુપ્રસાદે જાહેર કર્યું કે આજના ઇનામનું કાર્ય રા. રા. રૂપલાલજીના હસ્તે કરાવવા મ્હારી ઇચ્છા છે. એ વિચારને સર્વ બંધુઓ સંમત થયા, અને રા. રા. રૂપલાલજીએ પ્રમુખસ્થાન લીધું.

રા. શ્રીપતરાય હકુમતરાયે એ કાર્ય સબંધી થએલી વ્યવસ્થા વિષેનો ટુંક રિપોર્ટ નીચે પ્રમાણે વાંચી સંભળાવ્યો. દેસાઇજી હરીપ્રસાદ વિષ્ણુપ્રસાદ જેમણે અત્રેની જ્ઞાતિના છોકરાઓની કેળવણીના ઉત્તેજનાર્થે રૂ. ૧૦૦૧) એક હજાર એકની રકમ પોતાના થએલા લગ્ન પ્રસંગે ભરી આપેલી છે, અને તેના વ્યાજમાંથી છોકરાઓને આપવાનું ઇનામ નક્કી કર્યું છે, અને જોકે એનું વ્યાજ ચઢયું નથી છતાં પણ છોકરાઓને પોતાના થએલા લગ્નના વર્ષથી ઇનામ મળતાં થાય એવી ઉમેદથી રૂ. ૩૫) પાંત્રીસ પોતાના મુ શ્રી માણેકલાલજી તરફથી મોકલી આપવાનું હાલમાં જ લખી જણાવવાથી ચાલુ વર્ષમાં ઇનામ શરૂ

કરવામાં આવ્યાં છે. શ્રી સુરત બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિને ગં. સ્વ. બાઈ કૃષ્ણાએ વાડીનું મકાન બંધાવી આપ્યું છે તેમના માતાર્યે અત્રેની જ્ઞાતિએ રૂ. ૧૫) પંદરની રકમ છોકરીઓના ઇનામ માટે કહાડી આપી છે. હવે પછીના વર્ષ માટે બ્રહ્મક્ષત્રિય પંચની કેલવણીફંડની ચાલતી રકમમાંથી રૂ. ૪૦૦) ચારસોની રકમ એજ ખાતર જુદી કહાડી તેના આવતા વ્યાજમાંથી દર વર્ષે છોકરીઓને ઇનામ આપવા નક્કી કર્યું છે. દેશાઇજી સાહેબ તરફથી જરાએલી રકમનું વ્યાજ તથા અત્રેની જ્ઞાતિએ જુદા કહાડેલા રૂપીઆ ૪૦૦) નું વ્યાજ આવતે વર્ષે ઉત્પન્ન થાય છે, એટલે ચાલુ વર્ષમાં છોકરા તથા છોકરીઓને ઇનામ મળશે કે કેમ એ વાત અનિશ્ચિત્ હતી. 'પણ તેઓના (બળવાન) નસીબે ગં. સ્વ. બાઇ કૃષ્ણાના મનમાં એવી જીજ્ઞાસા ઉત્પન્ન કરી કે ચાલુ સાલમાં છોકરા તથા છોકરીઓને ઇનામ વહેચવા. મ્હને (શ્રીપતરાય હુકુમતરાયને) ઉપરની બાબત નક્કી થતા સુધીને માટે નક્કી ન થાય તો હું ૪૦) ચાલીસ રૂપીઆ આપું છું એ વાત એમણે ખાનગીમાં કહી હતી. આ રકમ અગર ઉપરની રકમ મલશે એવી ખાત્રી હોવાથી મ્હેં અત્રેની જ્ઞાતિના ભણતા છોકરા તથા છોકરીઓના નામ, સ્કુલ તથા ધોરણ વગેરેની હકીકત તેમના વડીલો તરફથી મંગાવી, સ્કુલોમાંથી તેમના પરિણામો મંગાવી લીધાં. સ્કુલોના આવેલા પરિણામના આધારે છોકરા છોકરીઓના ઇનામ તેમના અભ્યાસના તથા તેમના પાસ થવાના ધોરણ ઉપર વિચાર કરી નક્કી કરવામાં આવ્યા.

ભણતા મોટા છોકરાઓમાંથી કેટલાકની ઇચ્છા એવી જણાઇ કે જેઓ પરીક્ષામાં બેસવા પામ્યા નથી અગર જેઓ બેઠા છે અને જેમનું પરિણામ હજી સુધી જણાયું નથી તેવાને માટે પણ ઇનામની તજવીજ થવી જોઇએ. આ તેમની ઉત્કંઠા જોઇને તેમને એવું કહ્યુ કે તમો છોકરાઓ મોટા છો અને તમારી મગજશક્તિ કાંઇ ખીલેલી હોવી જોઇએ અને તમો નાના બાળકોને આદર્શરૂપ નિવડો તે માટે, અને તમારા મગજની શક્તિ જોવા માટે દશ રૂપીઆનું ઇનામ જુદું કાઢું છું. ઉપરની રૂ. ૪૦) ચાલીસની રકમમાંથી રૂ. ૧૦) દશ આ માટે જુદા કાઢયા અને બીજે દહાડે એક યાદી છોકરા તથા છોકરીઓમાં ફેરવી તેમને લખી જણાવ્યું કે નીચેના વિષયમાંથી કોઇ પણ એક વિષય પોતાની સરળ ગુજરાતી ભાષામાં એક મહિનાની મુદતમાં જે કોઈ છોકરો અગર છોકરી મ્હારા તરફ લખી મોકલી આપશે અને તેમાં જેનો લેખ સારો જણાશે તેને રૂ. ૫) થી દશ સુધીનું ઇનામ આપવામાં આવશે.

## વિષય.

૧ 'ન્યાતોમાં વિકૃપતા દાખલ થતા રિવાજો.'

૨ 'પ્રતિષ્ઠાને પાત્ર કોને ગણવા.'

ઉપર મુજબની યાદી તા૦ ૬ એપ્રીલ ૧૯૧૫ ને રોજ ફર્યા પછી કેટલાક છોકરાઓએ, છોકરા તથા છોકરીઓનું ઇનામ જુદું રાખવા ઇચ્છા દર્શાવવાથી

એક નવો વિષય 'સુખી જીવન કોનું ગણવું' વધારી જુદા ઇનામની ખબર તા૦ ૧૩ મી એપ્રીલ ૧૯૧૫ ને રોજ પહોંચાડવાની ખબર આપવામાં આવી હતી. આ યાદી મોટા છોકરા તથા છોકરીઓમાં કેટલાક હલકા ધોરણવાળા છોકરા તથા છોકરીઓ આ વિષય લખવાને અશક્ત છતાં તેમણે આ વિષય લખવાની ઉત્કંઠા બતાવી તેમને પણ એ બાબત પ્રયત્ન કરવા ઉત્તેજન આપ્યું હતું. ઇનામના વિષયો આવતા દરમ્યાન તેમજ છોકરાઓના પરિણામની હકીકત પૂર્ણ થતાં દરમ્યાન દેસાઇજી સાહેબ તરફથી રૂ. ૩૫) ની રકમ તેઓના મુ. શ્રી માણેકલાલજી તરફથી મોકલી આપવાની હકીકત પંચ તરફ મોકલેલા કાગળ લખી જણાવ્યાથી અને રૂ. ૧૫) ની રકમ પંચ તરફથી મળવાથી અને રૂ. ૪૦) નાંખી રૂ. ૧૦) ની રકમ વિષય લખનાર માટે, ગં. સ્વ. બાઇ કૃષ્ણા તે મરહુમ પ્રાણલાલ મથુરાદાસજીના વિધવા તરફથી એમ કરી ચાલુ વર્ષ માટે રૂ. ૬૦) નું નીકળ્યું છે.

રા. રા રૂપલાલજીએ સત્તર છોકરાઓને ઇનામ આપ્યાં, અને છોકરીઓને પણ ઇનામ આપવાનું કામ ગં. સ્વ. બાઈ કૃષ્ણાએ રૂપલાલજીના હસ્તે જાહેર કરવાથી છ છોકરીઓને ઇનામ આપવામાં આવ્યું હતું. વિષયને માટે રૂ. ૫) નું એક છોકરાને અને રૂ. ૫) નું એક છોકરીને ઇનામ આપવાનું જાહેર કરવામાં આવ્યું હતું.*

ઉપર પ્રમાણેનું કાર્ય પુરૂં થયા પછી રા. રા. રૂપલાલજીએ પોતાને મળેલા પ્રમુખસ્થાન માટે સર્વનો ઉપકાર માન્યો, અને છોકરા તથા છોકરીઓની ઇનામની વ્યવસ્થા ચાલુ રહે તેમાં મદદરૂપે પોતે ઉત્તેજન રૂ. ૨૦) દર વર્ષે મોકલી આપવા જાહેર કર્યું. ત્યાર બાદ રાજ બહાદુર રૂપલાલજીનો આભાર માની હારતોરા આપી સભા વિસર્જન થઇ.

---

* બતાવેલા ત્રણ વિષયોમાંથી કોઈ પણ વિષય પોતાની સરળ ગુજરાતી ભાષામાં લખી લાવનાર છોકરા માટે રૂ ૫) તથા છોકરી માટે રૂ. ૫) નાં ઇનામ કહાડવામાં આવ્યાં છે. એ વાતની લેખીત નોટીસ એક મહિના પહેલાંથી ન્યાતના બાળકોને વાંચવા મોકલી હતી. લખાએલા વિષયો ઇનામ કહાડનાર જાતે જ તપાસનાર હતા. પ્રસંગ એવો બન્યો કે તેમની તબીયત બગડી, અને ઇનામના મેળાવડાનો દિવસ વ્હેલો ઠરાવવામાં આવ્યો; જેથી એ વિષયો બીજા બંધુ તરફ તપાસાવવા સારૂ મોકલી આપ્યા. ઇનામના મેળાવડાને દિવસે જ વિષયો તપાસાઈ રહ્યા. પોતાની સરળ ભાષામાં લખી લાવનારને જ ઉત્તેજન આપવાનું છે એ ઉદ્દેશ લેખ તપાસનારના કાનપર આણી શકાઈ નહીં. વિષયો લખી લાવનાર છોકરાઓએ ઘણી ગરબડ કરી એ વાત વખતસર કાનપર આવી શકી નહીં, તેથી ધારેલો ઉદ્દેશ પાર પડ્યો નહીં. આ પોતાની બતાવેલી રીતભાતથી ઇનામ કહાડનારને ભવિષ્ય માટે એક સારૂં શિક્ષણ છોકરાઓએ આપ્યું છે.

# જ્ઞાતિના ખબર અંતર.

## નિમણુક, ફેરબદલી વગેરે.

### ( હૈદ્રાબાદ. )

—રા. ભીમરાય ધનપ્રસાદ બી. એ. નિઝામ સરકારના વેટરનરી ડીપાર્ટમેન્ટના આસિસ્ટંટ ડિરેક્ટર તરીકે રૂા. ૨૫૦+૨૫=૪૦૦ (સુધી)ના પગારથી નિમાયા છે.

—રા. ગણેશ નારાયણ બી. એ. બી. એલ હૈદ્રાબાદ પોલીસ ટ્રેઇનીંગ સ્કુલમાં પ્રોફેસર તરીકે રૂા. ૧૭૫+૧૦=૨૦૦ (સુધી)ના પગારથી નિમાયા છે.

—રા. રાવ બાલમુકુન્દ બી. એ. ને નિઝામ સરકારની હાઈકોર્ટના જડજ તરીકે કાયમ કરવામાં આવ્યા છે.

—રા. શંભુપ્રસાદ બી. એ. ને એકાઉન્ટન્ટ જનરલની ઑફીસના સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે રૂા. ૧૫૦'ના પગારથી નિમણુક થઈ છે.

—રા. ફુલ બહાદુરને પહેલા ગ્રેડના તાલુકદાર રૂા. ૩૦૦ ના પગારથી નિમવામાં આવ્યા છે.

—રા. શંકરપ્રસાદને ઔરંગાબાદ તાલુકાના બીડગામના તાલુકદાર તરીકે બદલી થઇ છે.

—રા. રાધાકીશન એન્જીનીયરની બદલી કારીમનગર થઇ છે.

### ( ગુજરાત. )

—રા. મણીલાલ અજીતરાય ઠાકોરને સબપ્રોટમ ચોથી ગ્રેડના ડેપ્યુટી કલેક્ટર નિમ્યા છે.

—રા. હરિકૃષ્ણ હરિપ્રસાદ દિવાન કપડવંજના ઍકટીંગ મામલતદાર નિમાયા છે.

—રા. કૃષ્ણલાલ કીરપારામ ઠાકોર સબજડજની બદલી વિરમગામથી પેત થઇછે.

—રા. બાપાલાલ હરીલાલ દેસાઇ સબજડજની બદલી અંકલેશ્વરથી વિરમગામ થઇ છે.

—રા. ત્રીકમલાલ લલ્લુભાઇ દેસાઇ પોલીસ ઇન્સ્પેક્ટરની બદલી એડન થઇ છે.

—રા. પ્રાણલાલ કેશવલાલ લાખીઆ પોલીસ ઇન્સ્પેક્ટરની બદલી બસરા થઇછે.

—રા. શ્રીપતરાય જાદવરાય વકીલ વડોદ્રા મ્યુનિસિપાલિટીમાં પ્રજા તરફના પ્રતિનિધિ ચુંટાયા છે.

—રા. નગીનલાલ બાલકૃષ્ણ ઠાકોર પેન્શન ઉપર રીટાયર થયા છે.

—રા. મંજુલાલ હીરાલાલ દેસાઈ બી. એ. ની ભરૂચ હાઇસ્કુલમાં રૂા. ૫૦ ના પગારથી નિમણુક થઇ છે.

—રા. પ્રીતમરાય વ્રજરાય દેસાઇના અમદાવાદ મિડલ સ્કુલમાં રૂા. ૫૦ ના રૂા. ૫૫ થયા છે.

—રા બાબારાવ જીવણલાલ દેસાઇને દવા સંબંધિ કામ કરવા સારૂ મુંબઇમાં મેસર્સ આઇ. જી. ગજ્જરની કંપનીએ રોકયા છે.

—રા. રા. રમણીકલાલ ત્રીકમલાલ લાખીયાની રૂા. ૩૦ માં મુંબઇ ઈન્કમટેક્ષ ઑફીસમાં નિમણુક થઇ છે.

—કૃષ્ણલાલ નરસીલાલ દેસાઇ અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં ખાડીયા વોર્ડના પ્રતિનિધિ નિમાયા છે, અને મેનેજીંગ કમિટીમાં મેમ્બર તરીકે નિમાયા છે; સમસ્ત ગુજરાત પૈસા ફંડના ઑનરરી સેક્રેટરી અને રાત્રીશાળાના સલાહકાર મંડળના સભાસદ તરીકે પણ નિમવામાં આવ્યા છે.

—ડૉ. ધીરજલાલ જમીયતરામ ઠાકોરની બદલી મહીકાંઠા એજન્સીમાં ઇલોલ ગામે થઇ છે.

—રા. માણેકલાલ જમીએતરામ ઠાકોર ગવર્નમેન્ટ કૉલેજ ઑફ કૉમર્સમાં દાખલ થયા છે.

### ભાષણો–સમાજ સેવા વગેરે—

—ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇએ ગુજરાતસાહિત્યસભામાં **"વિજ્ઞાનનો મહિમા"** તથા જ્ઞાનવર્ધક અને સમાજસેવકમંડળમાં **"જડ અને ચૈતન્યને લગતી કેટલીક નવી શોધો"** એ વિષયો ઉપર જાહેર ભાષણો આપ્યાં હતાં. અને રાત્રીશાળાઓમાં દર રવિવારે સામાન્ય જ્ઞાનનાં ભાષણો કર્યાં હતાં—

—રા. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઇએ ગુજરાતસાહિત્યસભામાં "ઇતિહાસના અભ્યાસનો હેતુ" એ વિષયના જાહેર ભાષણમાં પ્રમુખસ્થાનેથી વિદ્વતા ભરેલું વિવેચન કર્યું હતું.

—રા પ્રીતમરાય વ્રજરાય દેસાઇએ "હિન્દુસ્તાનમાં કેલવણીને લગતા કેટલાક આંકડા અને તે ઉપરથી ઉપજતા વિચારો" એ વિષયપર જ્ઞાનવર્ધક અને સમાજસેવકમંડળમાં ચર્ચા કરી હતી અને રાત્રીશાળામાં બ્રિટિશ રાજ્યવ્યવસ્થાપર ભાષણો કર્યાં હતાં—

—રા. મંજુલાલ હીરાલાલ દેસાઇએ જ્ઞાનવર્ધક અને સમાજસેવકમંડળમાં "Periodic system of Elements" એ વિષયપર વાતચીત કરી હતી—

—રા. ગટુલાલ હીરાલાલ દેસાઇ બી. એ., એલએલ. બી. ખાડીયા રાત્રીશાળાના ઑનરરી પ્રીન્સીપલ નીમાયા છે—

—સુરત ગુજરાતીસાહિત્યપરિષદ્‌માં ભાગ લેવા રા. બળવંતરાય ઠાકોર, રા. સા. અંબાશંકર મલજી, રા. નરહરિ કુરણારામ, રા હરરાય અમુલખરાય, ડૉ. હરિપ્રસાદ વ્રજરાય, રા. જીવણલાલ ઠાકોર, રા. પ્રીતમરાય વ્રજરાય, રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ, રા. મોતીલાલ અમુલખરાય, રા. વૈકુંઠલાલ ઠાકોર વગેરે સદ્‌ગૃહસ્થો ગયા હતા. રા. કાન્તીલાલ છગનલાલ, રા. કનૈયાલાલ શ્રીપતરાય અને રા. મુકુન્દરાય બળવંતરાયે સ્વયંસેવકો તરીકે કામ કર્યું હતું—

—રા. જીવણલાલ વ્રજરાય બેરીસ્ટરે ધીકાંટા રાત્રીશાળાના વાર્ષિક સમારંભ વખતે સ્વદેશીમિત્રમંડળના પ્રમુખ તરીકે પ્રસંગને અનુસરતું ભાષણ કર્યું હતું અને સ્વદેશભક્ત ગાંધીને અમદાવાદમાં આશ્રમ કાઢવા વગેરેમાં મદદ કરી હતી—

—વનિતા વિશ્રામને અંગે નીકળેલી "ભગિની વિદ્યોત્તેજક મંડળમાં" સૌ. જયવંતી વ્રજરાયે 'રોવા કુટવાના રિવાજ વિષે,' બ્હેન પદ્માવતી ચીમનલાલે 'વિદ્યા' વિષે, બ્હેન વીરમતી ચંદુલાલે 'પરોપકાર' વિષે, બ્હેન વસુમતી બુલાખીદાસે 'સત્સંગ' વિષે ભાષણો કર્યાં હતાં—

—રા. બળવંતરાય ઠાકોરે સુરતમાં જૈનપંડિત લાલનના જાહેર ભાષણ વખતે પ્રમુખસ્થાન લીધું હતું—

—રા. પ્રાણલાલ કીરપારામ દેસાઇ તથા મોતીલાલ અમુલખરાય દેસાઇ તથા નૌતમલાલ ભગવાનલાલ છત્રપનીએ ચાલુ લડાઇને લગતાં ભાષણો આપ્યાં હતાં. રા. મોતીલાલ દેસાઇએ નડીયાદમાં આપેલા ભાષણ વખતે મિત્રરાજ્યો ૧૫ દિવસમાં બર્લીન જઇ પહોંચે એવી ઉમેદ દર્શાવી હતી—

—સર્વન્ટસ ઑફ ઇન્ડીયા સોસાયટીવાળા રા. કેશરીપ્રસાદ મણીલાલ ઠાકોર પુનામાં ભરાનારી પ્રૉવીન્સીયલ કૉન્ફરન્સને અંગે પ્રતિનિધીઓને આમંત્રણ આપવા વગેરેના કામ સારૂ અમદાવાદ ગયા હતા, અને ડૉ. ચંદુલાલ મણીલાલ દેસાઈ પુનામાં મળેલી રાષ્ટ્રીયપક્ષની પ્રૉવીન્સીયલ કૉન્ફરન્સમાં ડેલીગેટોને આમંત્રણ આપવા અમદાવાદ ગયા હતા; અને ત્યાર બાદ તેઓ કૉન્ફરન્સમાં ભાગ લેવા પુને પણ ગયા હતા—

—ડૉ. જમેતરામ ભૂપતરાય દેસાઇને ડાકોર મ્યુનિસિપાલિટી તરફ નાશિક શહેરની સફાઇ વગેરે બાબત તપાસ કરી ડાકોરમાં કેવા સુધારા કરી શકાય એમ છે એ બાબત રીપોર્ટ કરવાના કામપર નીમ્યા હતા—

—રા. કેશવપ્રસાદ દેસાઇએ સુરત સાહિત્યપરિષદને અંગે જ્ઞાતિપત્રોના તંત્રીઓનું સંમેલન યોજ્યું હતું; એ મંડળના એક સેક્રેટરી તરીકે એમની નીમણૂક થઇ છે. એ સંમેલનનું કાર્ય ફત્તેહમંદ નીવડયું હતું અને એને અંગે એક વાર્ષિક પુસ્તક દર વર્ષે કાઢવાની યોજના થઈ છે—

—ભરૂચ સાહિત્યસભા તરફથી પ્રૉ. બળવંતરાય ક. ઠાકોરે "સ્ત્રી કેળવણીના આવશ્યક તત્વો" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું. બીજું ભાષણ રા કનૈયાલાલ માણેકલાલ મુનશીએ "નવું સાહિત્ય અને ભાવનાઓ" એ વિષય ઉપર રા. સા. અંબારાંકર ઉત્તમરામ મલજીના પ્રમુખપણા નીચે આપ્યું હતું.

—સૌ. રસીકમણી બાલમુકુંદરાય દેસાઈએ ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળમાં સૌ. કૃષ્ણાગૌરી ચીમનલાલ સેતલવડના પ્રમુખપણા નીચે "સ્ત્રીઓના ધર્મ" ઉપર ભાષણ આપ્યું હતું.

—પ્રૉ. બળવંતરાય ક. ઠાકોર ગુજરાતીસાહિત્યપરિષદ્‌નાં એક સામાન્ય મંત્રી નીમાયા છે.

—ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇએ ગુજરાતસાહિત્યસભામાં "વિજ્ઞાનનું મહત્વ" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું.

—રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇએ (અમદાવાદ) ખાડીયા-રાત્રીશાળામાં "પુસ્તકો અને ચોપાનીયાંના વાંચનથી થતા ફાયદા" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું.

—સુરત સાહિત્યપરિષદ્‌માં વાંચવા સારૂ રા. ત્રંબકલાલ ચંદ્રશંકરે એક સારો નિબંધ લખી મોકલ્યો હતો.

—રા. નરહરીલાલ કુરણારામ દેસાઇ બી. એ. ને ભરૂચ સેનીટરી એસોસીએશનના જોઇન્ટ સેક્રેટરી નીમવામાં આવ્યા છે, અને તેને અંગે તેઓએ ભરૂચ, આમોદ, જંબુસર વગેરે સ્થળોએ છેલ્લા બે માસમાં મૅજીક લેન્ટર્નની મદદથી સાત ભાષણો-પ્લેગ, મેલેરીઆ વગેરે ઉપયોગી વિષયો ઉપર આપ્યાં હતાં.

—બ્હેન પદ્માવતી પ્રાણલાલ દેસાઇ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની ઉંચા ધોરણની પરિક્ષામાં પાસ થયા તેમને રૂા. ૪૦ નું પહેલા નંબરનું ઇનામ મલ્યું છે—

———:૦:———

## પરિક્ષાનાં પરિણામ.

બી. એ.

| | |
|---|---|
| કનૈયાલાલ કૃષ્ણારામ દેસાઈ | ભરૂચ |
| વિષ્ણુપ્રસાદ નંદલાલ દેસાઇ | અમદાવાદ |

ઇન્ટરમીડીએટ.

| | |
|---|---|
| નરહરીલાલ કલ્યાણરાય દેસાઈ | આમોદ |
| ઠાકોરલાલ ચુનીલાલ દેસાઇ | ભરૂચ |

મેટ્રીક.

| | |
|---|---|
| કાન્તીલાલ મોતીલાલ ઠાકોર | સુરત |
| કનૈયાલાલ શ્રીપતરાય ઠાકોર | ,, |
| જયન્તીલાલ માણેકલાલ દેસાઇ | ભરૂચ |
| રામલાલ મણીલાલ ઠાકોર | ,, |
| મુકુન્દરાય બળવંતરાય ઠાકોર | ભરૂચ |
| રમણીકરાય શ્રીપતરાય ઠાકોર | વડોદરા |
| જયન્તીલાલ કલ્યાણરાય | અમદાવાદ |
| જયન્તીલાલ લક્ષ્મીરામ | ,, |
| નરેન્દ્રલાલ બળવંતરાય | ,, |
| જયવંતરાય મોતીલાલ દેસાઈ (પંજાબ યુનિવર્સીટી) | હૈદ્રાબાદ |
| હરીલાલ રાધેરામ | ,, |
| ભગવાનપ્રસાદ ગંગાધરપ્રસાદ (કલકત્તા યુનિ૦) | ,, |

સેકન્ડ ગ્રેઈડ ટ્રેઈનીંગ.

| | |
|---|---|
| બ્હેન વસુમતિ બુલાખીદાસ ગંગાદાસ | અમદાવાદ |
| બ્હેન જીતેન્દ્રમણી ચુનીલાલ સેતલવડ | મુંબઇ |

## લગ્ન.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ધીરજલાલ પ્રાણસુખરામ | ( આમોદ ) | ઉ. વ. | ૨૪ | લગ્ન | બ્હેન | રતનગૌરી આણંદરામ ( અમદાવાદ ) | ઉ. વ. | ૧૫ |
| છગનલાલ મણીલાલ | ( ભરૂચ ) | ,, | ૨૭ | ,, | ,, | રમણગૌરી પ્રાણલાલ હરદેરામ ( ભરૂચ ) | ,, | ૧૪ |
| મંજુલાલ હીરાલાલ | ( અમદાવાદ ) | ,, | ૨૬ | ,, | ,, | હીરાગૌરી ચીમનલાલ નરભેરામ ( અમદાવાદ ) | ,, | ૧૬ |
| રમણીકલાલ ત્રીકમલાલ લાખીયા | ,, | ,, | ૨૩ | ,, | ,, | પદ્માવતી ત્રીકમલાલ જીવણલાલ ( ,, ) | ,, | ૧૭ |
| વૈકુંઠલાલ ભુપતરાય માણેકલાલ | (સુરત) | ,, | ૨૩ | ,, | ,, | પ્રભાવતી અમૃતલાલ ભુપતરાય ( ,, ) | ,, | ૧૬ |
| મંજુલાલ રતીલાલ ઠાકોર | ( અમદાવાદ ) | ,, | ૨૮ | ,, | ,, | ઇંદુમતિ લક્ષ્મણરાવ ખુશાલરાય ( ,, ) | ,, | ૧૬ |
| શંભુપ્રસાદ બળવંતરાય | ( ,, ) | ,, | ૩૩ | ,, | ,, | પદ્માવતી બળવંતરાય ચંદુલાલ ( ,, ) | ,, | ૧૬ |
| છોટાલાલ હરીલાલ | ( ,, ) | ,, | ૩૫ | ,, | ,, | ધનલક્ષ્મી લક્ષ્મીરામ ઉત્તમરામ ( સુરત ) | ,, | ૧૭ |
| ઠાકોરલાલ લક્ષ્મીરામ | ( આમોદ ) | ,, | ૨૬ | ,, | ,, | કંચનગૌરી બળવંતરાય હીરાલાલ ( ભરૂચ ) | ,, | ૧૮ |

## જન્મે.

—:o:—

| | | | | |
|---|---|---|---|---|
| રા. શંકરપ્રસાદ બી. એ. | ને ત્યાં | | પુત્ર | હૈદ્રાબાદ* |
| રા. ગુરૂદાસ | ,, | ,, | ,, | ,, |
| રા. જગન્નાથદાસ | ,, | ,, | ,, | ,, |
| રા. રાધાકીશન બાલમુકુન્દ | ,, | ,, | ,, | ,, |
| રા. નવરત્નલાલ | ,, | ,, | ,, | ,, |
| રા. સુરજપ્રસાદ કનૈયાલાલ | ,, | ,, | ,, | ,, |
| રા. ગણેશલાલ નિર્ગુણલાલ | ,, | ,, | પુત્રી | ,, |
| રા. પૃથુરાજ ગેણીલાલ | ,, | ,, | ,, | ,, |
| રા. એકયનાથપ્રસાદ લક્ષ્મીનારાયણ | ,, | ,, | ,, | ,, |
| રા. મોહનલાલ નંદલાલ | ,, | ,, | ,, | ,, |
| રા. કીશનદાસ નારણદાસ | ,, | ,, | ,, | ,, |
| રા. ચંદુલાલ બંસીલાલ | ,, | ,, | ,, | ,, |
| રા. શંભુપ્રસાદ બી. એ. | ,, | ,, | ,, | ,, |
| રા. શંકરપ્રસાદ મનસબદાર | ,, | ,, | ,, | ,, |
| સૌ. રસીકગૌરી ઠાકોરલાલ ભગવંતરાય | ,, | | ,, | સુરત |
| સૌ. ભાનુમતી લક્ષ્મીરામ હરીલાલ | ,, | | ,, | ભરૂચ |
| સૌ. ચંદ્રમણી ચીમનલાલ રણછોડરાય | ,, | | પુત્ર | ,, |
| સૌ. નિર્મળગૌરી ચુનીલાલ ભોગીલાલ | ,, | | ,, | ,, |
| સૌ. નંદગૌરી ચીમનલાલ ભોગીલાલ | ,, | | ,, | ,, |
| સૌ. પદ્માવતી ચીમનલાલ કલ્યાણરાય | ,, | | ,, | અમદાવાદ |
| સૌ. લલીતા ધીરજલાલ નરસીલાલ | ,, | | પુત્રી | ,, |
| સૌ. દેવમણી ધીરજલાલ ચીમનલાલ | ,, | | ,, | આમોદ |

* હૈદ્રાબાદથી ખબર મળ્યા મુજબ ત્યાંની નિમણુક, ફેરબદલી તથા જન્મ મરણની નોંધ આપી છે.

## મરણ.

| | ઉ. વ. | રોગ. | સ્થળ. |
|---|---|---|---|
| ગણેશલાલ નિર્ગુણલાલ | ૪૮ | સંધિવા | હૈદ્રાબાદ |
| ગોવિન્દપ્રસાદ | ૭૨ | ઘડપણ | ,, |
| ઠાકોરલાલ ચુનીલાલનો પુત્ર | ૫ | તાવ | ભરૂચ |
| હીરાલાલ ડાહ્યાભાઇનો ,, | માસ ૧૦ | | ,, |
| ચુનીલાલ ભોગીલાલનો ,, | દિવસ ૨ | | ,, |
| કલ્યાણરાય પુરાલરાય | ૫૯ | લકવો | અમદાવાદ |
| આધારબ્હેન (ગોવિન્દલાલ આપાજી લાખીઆનાં પત્નિ) | ૬૫ | ઘડપણ | ,, |
| સૌ. શીવલક્ષ્મી અંબાલાલ લાખીઆ | ૩૫ | સુવારોગ | ,, |

સુરત.
ગં. સ્વ. કૃષ્ણાગૌરી
રા. ચંદુલાલ કલ્યાણરાય ઠાકોર
રા. શ્રીપતરાય હુકમતરાય ઠાકોર
રા. માણેકલાલ પ્રાણશંકરરાય ઠાકોર
રા. છગનલાલ માણેકલાલ ઠાકોર
રા. ઠાકોરલાલ માણેકલાલ ઠાકોર
રા. ચુનીલાલ નગીનલાલ
રા. હરરાય અમુલખરાય દેસાઇ
રા. છોટાલાલ નરસીંગરાય
રા. મોતીલાલ ચંદ્રશંકર
રા. મોતીલાલ ઉમેદરામ

ભરૂચ.
સરદાર રા. બા. મોતીલાલ ચુનીલાલ
રા. અંબાશંકર હરપ્રસાદ
રા. લક્ષ્મીરામ મહિપતરાય
રા. કલ્યાણરાય પ્રાણશંકરરાય
રા. ઇશ્વરલાલ ગીરધરલાલ
રા. નરહરીલાલ કુરણારામ
રા. માણેકલાલ સાકરલાલ
રા. બળવતરાય નરોતમદાસ
રા. જીવણલાલ હરરાય
રા. ચીમનલાલ હરદેરામ
રા. સુરજરામ મહિપતરામ
રા. દીનકરલાલ પ્રાણલાલ
રા. મણીલાલ કેવળરામ
રા. મોતીલાલ સાકરલાલ
રા. ત્રીકમલાલ બળવંતરાય
ડૉ. ચુનીલાલ નંદલાલ
રા. હીરાલાલ પ્રાણલાલ
રા. ચુનીલાલ ભોગીલાલ
રા. ભોગીલાલ હરકીસનદાસ
રા. નરભેરામ કીરપારામ
રા. બળવંતરાય પ્રતાપરાય
રા. નરહરીલાલ બળવંતરાય ઠાકોર
રા. બળવંતરાય નરભેરામ દેસાઇ
રા. સાકરલાલ ડાહ્યાભાઇ
રા. હીરાલાલ ડાહ્યાભાઇ ઠાકોર
રા. ઈશ્વરલાલ નરભેરામ દેસાઇ
રા. ઠાકોરલાલ રતનરામ
રા ધીરજલાલ નરભેરામ દેસાઈ
રા ગીરધરલાલ કેશવલાલ
રા દીનકરરાવ નરભેરામ દેસાઇ
રા. મુકુંદરાય આત્મારામ દેસાઇ
રા. રતીલાલ માધવરામ
રા. ઠાકોરલાલ દ્વારકાદાસ ,મલજી
રા નગીનલાલ સાકરલાલ ઠાકોર
રા. બળવંતરાય હીરાલાલ ઠાકોર
રા. ઠાકોરલાલ ચુનીલાલ ઠાકોર
રા. નગીનલાલ વેણીલાલ
રા. ઠાકોરલાલ ઘેલાભાઇ
રા. ઇશ્વરલાલ નરસીલાલ દેસાઇ
રા. નરસીલાલ હરદેરામ
રા ત્રીકમલાલ હરીનાથ
રા. રતનલાલ ઘેલાભાઇ

અમદાવાદ.
રા. ખુલાખીદાસ ગંગાદાસ દેસાઇ
રા. જીવણલાલ પ્રાણજીવનદાસ લાખીયા
ડૉ. મણીલાલ ગંગાદાસ દેસાઇ
રા. જીવણલાલ વ્રજરાય દેસાઇ
રા. હરીપ્રસાદ વ્રજરાય દેસાઇ
રા. ભદ્રરાય હુકમતરાય ઠાકોર

## અમદાવાદ.

રા. ચીમનલાલ નરભેરામ ઠાકોર
રા. અંબાલાલ નરસીલાલ
રા. ત્રીકમલાલ બાપાલાલ
રા. મણીલાલ પ્રાણલાલ સેતલવાડ
રા. ધીરજલાલ કેશવલાલ
રા. અજીતરાય ચંદુલાલ ઠાકોર
રા. ચુનીલાલ નરભેરામ દેસાઇ
રા. ઇશ્વરલાલ હીરાલાલ દેસાઇ
રા. વૈકુંઠલાલ માધવલાલ દેસાઇ
રા. ચંદુલાલ સાકરલાલ ઠાકોર
ડૉ. બળવંતરાય નરસીલાલ કાનુગા
રા. પ્રીતમરાય વ્રજરાય દેસાઈ
રા. અંબાલાલ માધવલાલ લાખીયા
રા. ઈશ્વરલાલ વ્રજરાય દેસાઇ
રા. શંભુપ્રસાદ ચીમનલાલ ઠાકોર
રા. ઠાકોરલાલ પરમોદરાય ઠાકોર
રા. ચંદુલાલ વજુભાઇ
રા. વૈકુંઠલાલ ઉત્તમરામ અલમૌલા
રા. જીવણલાલ હરીલાલ
રા. નટવરલાલ હરીલાલ
રા. કુલશંકર સુંદરલાલ
રા. મોતીલાલ જીવણલાલ દેસાઇ
રા. જીવણલાલ હરિપ્રસાદ દિવાન
રા. શિવપ્રસાદ અજીતરાય
રા. ભગવાનલાલ કેશવલાલ
રા. નગીનલાલ કેશવલાલ
રા. કેશવલાલ જાદવરાય કાનુગા
રા. રતીલાલ જીવણલાલ લાખીયા
રા. પ્રાણશંકર લલ્લુભાઇ દેસાઇ
રા. ચીમનલાલ વ્રજરાય
રા. બળવંતરાય પરમોદરાય
રા. ગીરધરલાલ પરમોદરાય
રા. ગુણવંતરાય હીરાલાલ
રા. રામપ્રસાદ અંબાલાલ
રા. નોતમલાલ ભગવાનલાલ છત્રપતિ
રા. ત્રીકમલાલ દીનાનાથ
રા. મણીલાલ અજીતરાય ઠાકોર થાણા
રા. હરિપ્રસાદ કીરપારામ ઠાકોર હવેરી
રા. ધીરજલાલ ચુનીલાલ કલ્યાણ
રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર પુના
રા. મગનલાલ જમીએતરામ જલગામ
રા. મોતીલાલ જાદવરાય કાનુગા કરમાલા
રા. નટવરલાલ ગોવિંદલાલ મજમુદાર સોલાપુર
રા. ઇશ્વરલાલ ગોવિંદલાલ લાખીયા અજમેર
રા. કાન્તિલાલ સાકરલાલ દેસાઇ દીલ્હી
રા. ત્રંબકલાલ ચંદ્રશંકર પુસા
રા. અમૃતલાલ ચંદ્રશંકર ઇંદોર
રા. ભીમરાવ ધનપ્રસાદ હૈદ્રાબાદ
રા. પ્રાણલાલ એન. દેસાઇ ,,
રા. ગણેશનારાયણ જગન્નારાયણ ,,
રા. ગેનીલાલજી રઘુનાથરાયજી ,,
ડૉ. પ્રાણલાલ સાકરલાલ મુનશી જેતપુર
ડૉ. ત્રીભોવનલાલ કેશવલાલ દેસાઇ બાટલા
રા. માધવલાલ ચતુર્ભુજદાસ જામનગર
રા. જીવણલાલ ચીમનલાલ લાખીયા ,,
રા. પ્રાણલાલ હરીલાલ ઠાકોર લાલપુર
રા. અમૃતલાલ દર્શનરાય મેંદરડા
રા. સવાઇલાલ ભગવાનલાલ રાજકોટ
રા. મગનલાલ દયાશંકર ,,

રા. મુગટરાય નવનીધરાય જેતલસર
ડૉ. મુળચંદ કેશવલાલ જુનાગઢ
ડૉ. રમણીકરાય કહાનદાસ દેસાઇ ,,
રા. જેસુખલાલ પ્રંમુલાલ દેસાઇ ,,
રા. 'કુસશંકર બળવંતરાય ,,
રા. ભવાનીલાલ માણેકલાલ મુનસફ લીંબડી
રા. ભોગીલાલ ધીરજરામ દેસાઇ ધંધુકા
રા. ત્રીકમલાલ જીવણલાલ ,,
રા. કૃષ્ણલાલ કીરપારામ ઠાકોર વીરમગામ
રા. કાન્તિલાલ ભોગીલાલ દેસાઇ ,,
રા. સુરજરામ પ્રાણશંકરરાય સાણંદ
રા. અંબાલાલ ગોપાલદાસ દેસાઇ સાદ્રા
રા. હરીલાલ ચંદુલાલ ઠાકોર ,,
ડૉ. ધીરજલાલ જમીએતરામ ઠાકોર ,,
રા. ત્રીકમલાલ લલ્લુભાઇ દેસાઇ રાધનપુર
રા. રતીલાલ માણેકલાલ પાલણપુર
રા. હીરાલાલ મણીલાલ ઠાકોર પાટણ
રા. ચીમનલાલ ચુનીલાલ ખેડા
રા. પ્રાણલાલ કીરપારામ દેસાઇ નડીયાદ
રા. ઠાકોરલાલ ગોવિંદલાલ ,,
રા. કૃષ્ણલાલ ચંદુલાલ ,,
રા. મોતીલાલ અમુલખરાય ,,
રા. શંકરલાલ હરીલાલ ,,
રા. ત્રીકમલાલ પ્રાણજીવનદાસ બોરસદ
રા. ઠાકોરલાલ અમૃતલાલ આણંદ
ડૉ. જમીએતરામ ભુપતરાય ડાકોર
રા. પ્રાણલાલ હરિપ્રસાદ દિવાન ગોધરા
રા. નરસીલાલ હીરાલાલ ઠાકોર ,,
રા. કૃષ્ણલાલ ગણપતરામ ઠાકોર ,,
રા. રામચંદ્ર ગણપતરામ ,,
રા. નગીનલાલ બાલકૃષ્ણ દાહોદ
રા. માણેકલાલ સાકરલાલ દેસાઇ વડોદ્રા
રા. બાઇલાલ વ્રજરાય ,,
રા. નરસીલાલ હિંમતરામ ,,
રા. સાકરલાલ જશવંતરાય ,,
રા. શ્રીપતરાય જાદવરાય વડોદ્રા
રા. વ્રજરાય જાદવરાય ,,
રા. ચીમનલાલ ઉમેદરામ ,,
રા. મોતીલાલ શીવદાસ ,,
રા. મોતીલાલ ઉત્તમરામ અલમૌલા ,,
રા. નંદલાલ મહેતાબરાય દેસાઇ આમોદ
રા. ચીમનલાલ દુર્ગારામ દેસાઇ ,,
રા. લક્ષ્મીરામ હરીનાથ ,,
રા. બળવંતરાય રતનરામ દેસાઈ ,,
રા. મણીલાલ રણછોડરાય ,,
રા. ગુલાબરાય ગણપતરામ ,,
રા. ઇશ્વરલાલ મણીલાલ દેસાઇ ,,
રા. નગીનલાલ પ્રાણશંકરરાય ,,
રા. કૃષ્ણલાલ બળવંતરાય દેસાઇ વાગરા
રા. કૃષ્ણલાલ જમીએતરામ ઠાકોર ,,
રા. ઠાકોરલાલ ચીમનલાલ દેસાઇ ,,
રા. લલ્લુભાઇ લક્ષ્મીરામ દેસાઇ ,,
રા. મોતીલાલ રતનરામ દેસાઇ ,,
રા. ભુપતરાય વ્રજરાય દેસાઇ જંબુસર
રા. ધીરજલાલ ચીમનલાલ દેસાઇ ,,
રા. કૃષ્ણલાલ નરભેરામ દેસાઇ નડીયાદ તા૦ જંબુસર
ડૉ. બાપાલાલ હરીલાલ દેસાઇ અંકલેશ્વર
રા. હીરાલાલ કીરપારામ દેસાઇ ,,
રા. કલ્યાણરાય કેશવલાલ નાંદોદ
રા. ભુપતરાય ગોવિંદરાય ઠાકોર વલસાડ
રા. મોતીલાલ ગોવિંદલાલ ,,
રા. સાકરલાલ એન. ,,
રા. બાઇલાલ વેણીલાલ ,,
રા. છમનલાલ આત્મારામ દેસાઇ માંડવી
રા. મણીલાલ જાદવરાય કાનુગા ચીખલી
રા. છોટાલાલ માણેકલાલ ઠાકોર પારડી
રા. કૃષ્ણરાવ અંબાલાલ દેસાઈ બીલીમોરા
રા. ત્રંબકરાવ સાકરલાલ ઠાકોર મોમ્બાસા
રા. ગુણવંતરાય અનુપરામ દેસાઇ ,,
રા. નટવરલાલ કલ્યાણરાય ઠાકોર પેરિસ

—:o:—



## સિંહનાદી ચૂર્ણ.

ભૂખ લાગતી ન હોય, ખાધું પચતું ના હોય, ખોટા ઓડકાર આવતા હોય, ઉલટી થતી હોય, મોળ રહેતી હોય, એ વિગેરે સર્વ ઉપદ્રવોને સમાવી બગડેલી પાચનક્રિયામાં સુધારો કરી દસ્ત સાફ લાવી, શરીરમાં નવું લોહી લાવવામા સિંહનાદી ચૂર્ણ અદ્‌ભુત કામ કરે છે. બીડી પીવાની કે તમાકુ ખાવાની ટેવ છોડવી હોય તો છોડાવી દે છે. જમ્યા પછી હમેશા સોપારીને ઠેકાણે પણ ઉપયોગમા લેવાય છે શરીરે અશક્ત ન્હાનાં બચ્ચાને પણ અપાય છે, સ્વાદમા અમૃત જેવું છે, પાંચ હજાર વર્ષ પહેલાના પ્રાચીન વૈદ્યકીય ગ્રંથો ઉપરથી બનાવવામા આવ્યુ છે તેના અતિ ઉત્તમ ગુણને લઈને અનેક ઉમદા કુટુંબો હમેશા ઉપયોગ કરે છે. આપ એનો એક વખત ઉપયોગ કરશો તો એમજ કહેશો કે ઘરગતુ ઉપયોગની અનેક વસ્તુઓમા ખરેજ સિંહનાદી ચૂર્ણ એ પણ એક ખાસ ઉપયોગનીજ વસ્તુ છે શીશી એકના દશ આના, પોસ્ટેજ જુદુ.

થાણા જીલ્લાના હજુર ડેપ્યુટી કલેકટર સાહેબ મે. રા. રા. મણીલાલભાઈ અજીતરાય ઠાકોર લખે છે કે:-સિંહનાદી ચુર્ણ મ્હેં મગજના થાક ઉપર, અજીર્ણ ઉપર તથા શરીર અને મનને ઉત્તેજીત કરવા માટે વાપરી જોયુ છે. અને તે બાબતના હેન્ડબીલોમાં તે ચુર્ણના જે ગુણો આપ્યા છે તે મ્હને અનુભવથી ખરા માલમ પડ્યા છે

**વૈદ્ય હરગોવિંદ હરિદત્ત ઠાકર,**

**માલેક:—આર્ય ઔષધાલય સિંહનાદી ચુર્ણ ડીપો.**

ઠે૦ માધવબાગ પાંજરાપોળ સામે પો. ન. ૪ મુબઈ

# બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક.

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ॥

Awake! Arise! Stop not Until the Goal is Reached.

જાગો, ઉઠો, વિરમો નહિ: સાધ્યો ન આશય જ્યાં સુધી.—

ઉપનિષદ્

વર્ષ ૮ મું.] અક્ટોબર, ૧૯૧૫. [અંક ૪ થો.

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે રૂ. ૧-૨-૦.

પ્રકાશક.—કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ, બી એ, એલએલ બી.

વ્યવસ્થાપક—બ્રહ્મક્ષત્રિય ત્રિમાસિક મંડળ, ૩૯ મી પી. ટૅન્ક ન. ૪, મુંબઈ.



પ્રીન્ટર—કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ
છાપખાનું નામ—ધી 'સરસ્વતી' પ્રેસ, ૩૩૨-૩૩૪, નાગદેવી સ્ટ્રીટ, મુંબઈ
પ્રસિદ્ધ કરનાર—કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ.
પ્રગટ કરવાનું ઠેકાણું—૩૯, સી પી. ટૅન્ક, નં ૪, મુંબઈ.

# બ્રહ્મક્ષાત્રિય ત્રિમાસિક.

વર્ષ ૮ મું.]     અક્ટોબર ૧૯૧૫.     [અંક ૪ થો.


## ઝઝુમી રહેલી આફત.

(રા. K)

આપણા વડવાઓ એમ માનતા હતા કે મરવું તે ફક્ત નસિબને જ આધીન છે અને એમાં આપણે કાંઈ જ કરી શકીએ નહીં. કદાચ આમાં કાંઈક સત્યનો અંશ હશે, પરંતુ આ સંપૂર્ણ સત્ય નથી જ. આરોગ્યશાસ્ત્રના નિયમો જાણ્યાથી, તથા રોગ અટકાવવાની દવાઓથી, તથા બીજા ઉપાયોથી યુરોપી પ્રજાઓએ મરણની સંખ્યા ઘટાડી છે, એ તો નક્કી જ છે. વિલાયતમાં તેમ જ હિંદુસ્થાનના લશ્કરમાં પણ આવા ઉપાયોથી મરણની સંખ્યા

ઘણી ઓછી કરી શકાઇ છે; જ્યાં દર હજારે ચાળીસનું મરણ પ્રમાણ હતું ત્યાં અઢારનું થઇ ગયું છે. આ ઉપરથી એમ સાબિત થાય છે કે યોગ્ય ઉપાય કર્યાથી મરણ સંખ્યા ઘટાડી શકાય છે. માટે આપણે પણ હવે ઉતાવળે તેવા ઉપાય આદરવા જોઇયે. પ્રથમ મરણનાં કારણો ખોળીને પછી દરેક કુટુંબે દરેક માબાપે અને પ્રત્યેક મનુષ્યે તે કારણને દૂર કરવા યત્ન કરવા જોઇયે.

માણસ માત્રની તંદુરસ્તીનો મુખ્ય આધાર ચોખ્ખી હવા ઉપર છે. ખરાબ હવાથી ઘણી જાતના રોગ થાય છે. પહેલાં આપણા લોકોનો વાસ મુખ્ય કરીને આમોદ, અલીણા, હાંસોટ વગેરે ગામડાંઓમાં હતો. આ ગામડાંઓમાં વસ્તિ ઘણી જ ઓછી હોવાને સબબે સર્વેને ચોખ્ખી હવા ઘણી મળતી હતી. પરંતુ ધીમે ધીમે આપણો વાસ સુરત, ભરૂચ, અમદાવાદ વગેરે શહેરોમાં થયો, અને આ શહેરો પણ વસ્તિમાં ઘણાં જ વધી ગયાં તેથી હવા ચોખ્ખી રહી શકી નહિ. તેમાંએ વળી પહેલાં તો સ્ત્રીઓ નદીએ ન્હાવા અથવા વાર તહેવારે, ધનુર્માસમાં, શ્રાવણ માસમાં, પુરુષોત્તમ માસમાં ગામ બહાર આવેલાં મંદિરો તથા દેવસ્થાનમાં દર્શન કરવા જતી હતી. પણ હાલના વખતમાં-ગમે તે કારણોને લીધે-આ સઘળું બંધ થઇ ગયું છે. આ કારણોથી હાલમાં સ્ત્રીઓને ચોખ્ખી હવા મળતી નથી, તેમની તબિયતના બગાડાનું આ એક મુખ્ય કારણ છે, તે દૂર કરવું જોઇયે.

બીજું કારણ કસરતનો અભાવ છે. શરીરની તંદુરસ્તી જાળવવાને, તેમાં મજબૂતી આણવાને, અને તેને પ્રફુલ્લ રાખવા માટે, કસરતની તો ખાસ જરૂર છે. કસરત હોય તો પાચનશક્તિ સારી ચાલે, ખોરાક સારો લેવાય, અને તેથી લોહી પણ વધે, અને પરિણામે આરોગ્ય આવે. ઉપર જણાવ્યું તેમ પહેલાં નદીયે ન્હાવાનું તથા દર્શન કરવાનું હતું તે પણ જતું રહ્યું છે. વળી અમદાવાદ, સુરત જેવા શહેરોમાં તો પાણીના નળ આવ્યા છે, એટલે હવે પાણી ભરવાનું પણ જતું રહ્યું છે. કદાચ ભરૂચમાં હજી તે થોડું થોડું રહ્યું હશે, પરંતુ ત્યાંએ તે કામ હવે ઘણુંખરૂં નોકર પાસે જ કરાવવામાં આવે છે. સાધારણ ઘરકામ પણ હવે પહેલાંના જેટલું ઘરની સ્ત્રીઓને કરવાનું રહ્યું નથી, તેથી કસરતની ઘણી જ ખામી પડે છે અને સ્ત્રીઓનાં શરીર બરોબર કસાતાં નથી, અને પરિણામે વ્યાધિ ઘર કરે છે. આ ખામી દૂર કરવા તરફ પણ જલદી ધ્યાન આપવું જોઇયે.

સ્ત્રીઓની તબિયત બગડવાનું ત્રીજું કારણ તે આરોગ્યના નિયમોનું અજ્ઞાન છે. ભણેલી સ્ત્રીઓ પણ ઘણે ભાગે શારીરિક આરોગ્યના નિયમો જાણતી નથી. અરે કેટલા બધા પુરૂષોને જ તેનું જ્ઞાન હોતું નથી, તો પછી સ્ત્રીઓની શી વાત! કમનસિબે આપણી નિશાળોમાં આ જ્ઞાન અપાતું નથી. પુરૂષો તો મોટા થયા પછી પુસ્તકોમાંથી અથવા ચોપાનીયામાંથી આ જ્ઞાન કામ જેટલું ઘણુંખરૂં મેળવી લે છે પણ સ્ત્રીઓને તે મળી શકતું નથી. અને આ જ્ઞાનને અભાવે સ્ત્રીઓને ઘણું ખમવું પડે છે. વળી તેમના શરીરનું બંધારણ એવું છે કે પુરૂષો કરતાં તે જ્ઞાનની જરૂર તેમને વધારે છે. બાર તેર વર્ષથી ઋતુકાળ આવે ત્યારથી જ તે જ્ઞાનની તેમને જરૂર છે. સ્ત્રીઓના ઘણા ખરા રોગોનું મૂળ આ માસિક અડચણમાં જ છે. ત્યાર બાદ સુવાવડ વખતે પણ આ જ્ઞાનની જરૂર છે. માટે સ્ત્રીઓને શારીરિક આરોગ્યના મુખ્ય નિયમોથી જાણીતી કરવી જોઇયે અને તે માટે દરેક માબાપે તે વિષયોના પુસ્તકો વાંચવા તેમને આપવાં જોઇયે.

સ્ત્રીઓની તબિયત બગડવાનું ચોથું કારણ તેમનું શરમાળપણું છે. કેટલાએક ખાસ સ્ત્રીઓનાં દરદો હોય છે તે તેમને જો થયાં હોય છે તો તેઓ શરમને લીધે કોઇને કહેતાં નથી, અથવા તો જે ઠેકાણે સ્ત્રી ડાક્ટરો મળી શકે તેમ હતું નથી ત્યાં તેઓ પુરૂષ ડાક્ટરની દવા કરતાં નથી. આ કારણને લીધે ન્હાના રોગ મોટું રૂપ ધારે છે અને પરિણામે ઘણું દુઃખ ખમવું પડે છે. આ ઉપરાંત વળી જો દવા કરે છે તો નિયમિત દવા મંગાવી શકાતી નથી, કારણકે કોઇને તે કામ શરમને લીધે સોંપી શકાતું નથી. વળી જો ડાક્ટર અમુક જાતના ઉપાય બતાવે તો શરમને લીધે તે કરતા નથી. દાખલા તરીકે સ્ત્રીઓમાં પ્રદરનો રોગ ઘણો સામાન્ય છે. પ્રથમ તો શરમને લીધે લાંબા વખત સુધી આ રોગ વિષે કોઇને કહેવામાં જ આવતું નથી. ત્યાર પછી જો ડાક્ટરની દવા કરાય તો ઘણું ખરૂં ડાક્ટર 'ડુશ' લેવાનું કહે પણ શરમને લીધે પાછું 'ડુશ' લેવાય નહિ. આ રીતે શરમાળપણું તે પણ તબિયત વધારે બગાડે છે.

સ્ત્રીઓની તબિયત બગડવાનું પાંચમું કારણ તે કાંઇક અંશે હલકો ગણાતો તેમનો સાંસારિક દરજ્જો છે. પ્રથમથી જ આપણા લોકો છોકરાંની જેટલી સંભાળ લે છે તેટલી છોકરીઓની લેતાં નથી. છોકરીની દવા આવતાં વાર લાગે, બજારમાંથી પેટંટ દવા આણવાની હોય તો એકદમ આવે

નહિ, તેમાં વળી સાસરે તો શેશી પીવાય જ નહિ. નહિ તો બધાં સાસરીયાં વાતો કરે. આ ઉપરાંત ખાવા પીવામાં પણ સ્ત્રીપુરૂષ વચ્ચે ભેદ કેટલીએક વાર લેવામાં આવે છે. તાઝું ખાવાનું હોય તે સ્ત્રીએ ખાય, રહ્યુંસહ્યું હોય તે સ્ત્રીએ ખાય, અને કદાચ જરા ઉતરી ગયલું હોય તોયે તેમનાં ખાવામાં આવી જાય. આને લીધે તેમની તબિયતમાં ઘણો જ બગાડો થવાનો ભય રહે છે. માટે આ બાબતોમાં દવામાં તથા ખોરાકમાં સ્ત્રીપુરૂષ વચ્ચેનો ભેદ દૂર કરી નાખવો જોઇયે. ખાવામાં કે દવામાં ખોટી કરકસર કરવી જોઇયે નહિ. પાછળથી ડાક્ટરોમાં અને દવામાં તેથી તો ઉલટા વધારે પૈસા જાય છે અને શરીરે હેરાન થવાય છે તે જુદું.

સ્ત્રીઓની તબિયત બગડવાનું એક મુખ્ય કારણ સુવાવડ છે અને તે વખતે લેવામા આવતી સંભાળનો અભાવ તે પણ એક છટ્ઠા કારણ તરીકે ગણી શકાય શરીર સાધારણ સારૂં હોય, અને પછી પૂરતી સંભાળ, ખોરાક, દવા અને દવા વગેરેથી લેવાય તો સુવાવડમાં કાંઇ ભય જેવું નથી. લગ્નવય વધી છે એટલે ન્હાની ઉમ્મરમાં સુવાવડ આવવાનો હવે ભય નથી. અઢારેક વર્ષની પાકટ વય વિના સુવાવડ આવવી જોઇયે નહિ, અને ત્યાર પછી પણ ઉપરા સવાસોરીયાં છોકરાં થવાં જોઇયે નહિ. સુવાવડ વખતે સારી દાઇઓની તથા બાઇ ડાક્ટરોની મદદ લેવી તે બધે પહોંચી શકાય તેવી સમૃદ્ધિ હોય નહિ તો જ્યાં સગવડ હોય ત્યાં ઇસ્પિતાલમાં પણ સુવાવડ સુવામાં ન્હાનમ સમજવી નહિ. વળી સુવાવડ સહિસલામત પસાર થાય છે તો પણ જો પાછળથી બરોબર સંભાળ લેવાતી નથી તો શરીર બગડેલું જ રહે છે. માટે તે તરફ પણ પૂરતું લક્ષ આપવું જોઇયે. આ પ્રમાણે આ અતિ ઉપયોગી બાબત તરફ ટુંકાણમાં સર્વેનું ધ્યાન ખેંચવા રજા લઉં છું. અમે તેમ કરીને પણ તબિયત બગડવાના આ કારણો દૂર કરવાં જોઇયે. આ સિવાય બીજાં પણ અનેક કારણો છે. વૈદકના જ્ઞાનવાળાઓ તે પૂરતી રીતે ચર્ચીને આપણી આંખો ઉઘાડીને ઉપાયો પણ સૂચવશે એમ આશા છે. ઘણાખરા ઉપાયો તો આપણા પોતાના જ હાથમા છે. પણ બેદરકારીથી, વ્હેમોથી, અથવા સાંસારિક બંધનોથી આપણે તે અજમાવતા નથી. પણ આ બાબત તરફ વધુ વખત

બેદરકાર રહેવું જોઇયે નહિ; દિવસે દિવસે નાત ન્હાની થાય છે, કાંઇકના ઘર ભાગે છે, કાંઇક બાળકો માતા વગરના થઇને રવડે છે. વળી કેટલીએ સ્ત્રીઓ રોજની માંદી રહે છે અને હમેશ દવાઓ પીને કંટાળાભરેલું જીવન ગાળે છે. જીંદગીનો આનંદ તેમને કાંઇ મળતો નથી અને ખર્ચના બોજામાં આવે છે; આ બધું અટકાવવું જોઇયે પરમેશ્વરે પણ મનુષ્યના હાથમાં પ્રયત્ન કરવાનુ રાખ્યું છે માટે આપણે પ્રયત્ન કરી કર્તવ્યપરાયણ થવું જોઇયે.

ચોખ્ખી હવા અને કસરત બન્ને સાથેલાગાં મળે તેવો ઉપાય સ્ત્રીઓને ખુલ્લી હવામાં પગે ચાલતાં ફરવા મોકલવાનો છે. ગરીબમાં ગરીબ માણસ પણ આ તો કરી શકે. ચાલવાથી યોગ્ય કસરત મળશે તથા ખુલ્લામાં જવાથી હવા પણ મળશે, વળી તેથી સૃષ્ટિસૌંદર્ય જોવાશે અને તેમનું મન વિશાળ થશે. દરેકે દરેક છોકરો-યુવક, અને વૃદ્ધ રોજ બહાર ફરવા જાય છે તે પ્રમાણે સ્ત્રીઓ તથા બાળકીઓને બહાર મોકલાશે તો ઘણો લાભ થશે. જે સ્ત્રીઓને ઘરકામથી કસરત મળતી હોય તેઓએ પણ ખુલ્લી હવામા ફરવા તો જવું જ જોઇયે

આરોગ્યશાસ્ત્રનું જ્ઞાન સ્ત્રીઓમાં ફેલાવવા માટે સોંઘી કીંમતના ચોપાનીયાં કાઢવાં જોઇયે. તથા ત્રિમાસિકમાં વારંવાર તે બાબતના લેખો લખવા જોઇયે. વળી સ્ત્રીઓએ તબિયત ખાતર ખોટી શરમ દૂર કરવી જોઇયે અને પુરૂષોએ તથા સ્ત્રીઓએ પોતે પણ તેમનો દરજ્જો યોગ્ય રીતે ગણવો જોઇયે તથા તબિયત બગાડનારા કારણો દૂર કરવા જોઇયે.

સુવાવડ વખતે પણ યોગ્ય સંભાળ લેવી જોઇયે, તથા ભોગ સંભોગના નિયમો પણ યોગ્ય રીતે પાળવા જોઇયે.

આશા છે કે સર્વે જણ આ બાબત વિચાર કરી ખાલી ચર્ચામાં વખત નહિ ગુમાવતાં ઉતાવળે યોગ્ય પગલાં લેશે અને દૃષ્ટિમર્યાદાપર ઝઝુમી રહેલી એક મહાન આફતમાંથી નાતને ઉગારશે.

# બાળકોને ઉત્તમ રીતે ઉછેરવાની એક યુક્તિ.

(સંપાદકઃ—રા. ચીમનલાલ હરદેરામ.)

સ્વામી રામતીર્થ લખે છે કે—હિંદુસ્થાનની એક રાણીએ પોતાના પુત્રોને નીચેનું હાલરડું ગાઇ ઉછેર્યા હતા. જ્યારે પુત્રો ન્હાના બાળક હતા ત્યારે તે તેઓને ખોળામાં લઇ એક હાલરડું ગાઇ પોષતી. પોતાનાં બાળકોને તે ધવડાવવા બેસતી ત્યારે એ હાલરડું ગાઇ તેઓના કાનમાં ઉત્તમ સંસ્કાર પાડતી. જ્યારે તે પોતાના બાળકોને સુવાડતી ત્યારે એ હાલરડું ગાઇ તેઓનું પારણું ઝુલાવતી હતી. આથી તેના પુત્રો બુદ્ધિમાન, જ્ઞાનવાન, શ્રીમાન, કીર્તિવાન, બળવાન અને આયુષ્યવાન થઇ સંપૂર્ણ સ્થિતિએ પહોંચ્યા હતા. તે હાલરડું નીચે આપીએ છીએ:—

ઊંઘ ઊંઘ ઊંઘ બાળ, લસલસાટ ઊંઘ,
ડસકે ચડીશ નહિ, રડીશ નહિ લગાર. ઊંઘ૦ ધ્રુવ.

પરમ શાન્તિ પરમ અક્ષય, પરમ સુખ હો તને,
દેવ વૃંદ ગીત ગાય છે રીઝાવવા તને. ઊંઘ૦

સૌંદર્ય ધન બક્ષિસ, તણો ઈશ તું સદા,
સર્વમાં વીરાજી રહ્યો, વિમળ તુજ આત્મા. ઊંઘ૦

સુકોમળ ગુલાબ રમ્ય, રૂપેરી જલકણો,
મધુર મધુ મધુર વાસ, મધુર શ્રાવ્ય કલરવો. ઊંઘ૦

મધુર ગીત શીતલ અનીલ સુખદજનક ઉષ્ણતા,
સર્વ રમ્ય દ્રશ્ય શ્રાવ્ય વિશ્વના પદાર્થ આ. ઊંઘ૦

તુજ દીવ્ય ને સુખરૂપ ધામમાંથી એ સ્ફુરે,
પુનીત વીમલ રૂપ તું નિર્લેપ ઓંકાર છે. ઊંઘ૦

શોક મોહ ભ્રાંતિ શત્રુ કે કોઇ આપદા,
સ્પર્શી શકે નહિ કદી નિર્બાધ્ય રૂપ તું સદા. ઊંઘ૦

શાંત શીતલ સૌમ્ય મૃદુલ મિષ્ટ સુખદ ઊંઘમાં,
ગાઢપણે સુપ્ત રહે અચળ તુજ આત્મા. ઊંઘ૦

તેજ પૂર્ણ ગગન ઘુમટ તારલાથી જડિત જે,
ઊંચકી ઊંચું તુજ કરે તે પ્રીય ઓંકાર હે. ઊંઘ૦

સુર્ય અને ચંદ્ર તુજ રમતના દડા ખરે,
મેઘ ધનુષ્યની કમાન વાસ તુજ દીપવે. ઊંઘ૦
માર્ગ તુજ રમણ કાજ ધવલ સ્વર્ગ ગંગા,
મેઘ ત્હારૂં ગાન કરે માર્ગ માંહ્ય ભેટતા. ઊંઘ૦
ગ્રહમંડળો તુજ રમકડાંજ ગાય ને ફરે,
ઓં તત્ સત્ ઓં કહીં કહીં તુજ સ્તુતીઓ કરે. ઊંઘ૦
કમળ અને પુષ્પ વિષે ઝરણુ ને સરોવરે,
દેવી ત્હારી સુખદ નિગુંઢ પ્રિયકાન્તી ત્યાં સ્ફુરે. ઊંઘ૦
દેશકાળરૂપી સરસ ગરમ કામળા ભલે,
શાંત હસ્ત થકી ત્હારૂં સુખદ મુખડું લુછે. ઊંઘ૦
અર્ધ ત્રાંસી નજર અને હાસ્ય ભર્યાં નયનથી,
મસ્ત બાળ નિરખ સુતું સુતું હૃદય ઉલ્લાસથી. ઊંઘ૦
કોકીલા ટહુકા કરે તીક્ષ્ણ કંઠ થકી જે,
તે સીસોટીઓ સુરાગ જે તને ગમે છે. ઊંઘ૦
વલ્લીઓ પવન અનેક તારણ આ બધા,
તુંજ બાળક્રીડન કાજ રમ્ય રમકડાં બન્યાં. ઊંઘ૦
સર્વ વિશ્વ માત્ર લીલા કાજ તુજ સ્વપ્ન છે,
બાહ્ય બાળ તું જણાય તેજ તુંજ માંહ્ય તે. ઊંઘ૦
ઉંઘ ને આરામ તણા જાગૃતિમય ધામ હે,
પ્રિય કારણ કલેશ તણા બુદ્ધિ તણા મુળ હે. ઊંઘ૦
જીવન અને કર્મ તણા શાંતિયુક્ત ઝરણ હે,
ચરમ નમસ્કાર કરૂં બેદકારી તીમીરને. ઊંઘ૦
સુખદ ગરૂડરાજ રમ્ય વસ્તુઓ જણાય જે,
(તુજ) ફડફડતી તુજ પાંખનો અવાજ ક્ષણિક હોય તે. ઊંઘ૦
અર્ધ રમ્ય કાંતિ તણો સર્વ માંહ્ય વાસ આ,
અર્ધ તો ઢંકાઇ રહી આવરણે તો સદા. ઊંઘ૦
આવરણ આ તેં ધર્યું વિશ્વને રમાડવા,
આત્મસ્વરૂપ મધુર પ્રણવ ઓં તત્ સત્ ઓં સદા. ઊંઘ૦

---

# આપણી જ્ઞાતિની અસલની સ્ત્રીઓની શાંત હિમ્મત તથા સમયસુચકતાના દાખલા.

(સંપાદકઃ—રા. બાબુલાલ ફીરપારામ દેસાઈ બી. એ.)

આપણી જ્ઞાતિના વડીલ વર્ગનું એમ માનવું છે કે આપણી જ્ઞાતિની હમણાંની છોકરીઓ, તોછડી, ઉછાંછળી, અધીરી તથા બ્હીકણ માલમ પડે છે. અસલની સ્ત્રીઓના સદ્ગુણો જેવા કે લજ્જા, શાંતતા, હિમ્મત તથા સમયસુચકતા તેમનામાં માલમ પડતા નથી. વડીલ વર્ગનું આ કહેવું ખરૂં છે કે ખોટું તેનો નિર્ણય કરવાનો અમારો વિચાર નથી. અસલની સ્ત્રીઓમાં શાંત હિમ્મત તથા સમયસુચકતા હતા, તેના પુરાવા તરીકે અત્રે નીચે એક દાખલો ટાંકીએ છીએ.

આમોદવાળા મરહુમ દેસાઇ ફીરપારામજી બાલમુકુન્દદાસજીના દાદા મરણ પામ્યા ત્યારે તેમના દીકરાઓ બહુ જ નાની ઉમ્મરના હતા. પીતરાઇઓએ કાંઇક વાંધો ઉઠાવવાથી તેમને મળતું વતન બંધ થઇ ગયું. તે ઉપરથી મરહુમ ફીરપારામજીના દાદીમા **આધારડોશી** પોતાના છોકરાઓને લઇ ભરૂચ ગયાં, ને પોતાના છોકરાઓને કોર્ટમાં રજુ કરી બે ત્રણ વર્ષનું પોતાનું ચઢેલું વતન પાછું મેળવ્યું. તે વખતમાં હમણાંની માફક નોટો તથા ચેકનો પ્રચાર નહીં હોવાથી ડોશી ત્રણ ચાર હજાર રૂપીઆ રોકડા લઇ ગાડામાં બેસી આમોદ આવવા નીકળ્યાં. આમોદ-ભરૂચના રસ્તાથી ડોશી બહુ સારી રીતે માહિતગાર હતાં અને તેથી તેમણે ધાર્યું કે રસ્તે જરૂર લૂંટારા મળવાના. ડહાપણ તથા સમયસુચકતા વાપરી ડોશીએ એક મોટી ત્રાંબાની ગાગર મંગાવી. તેની છેક તળે રૂપીઆ મૂકયા ને ઉપર પાંચ દસ રૂપીઆના પેંડા મંગાવી મૂકયા, ને ગાગરનું મ્હો લુગડાથી મજબુત બાંધી, ગાગર ગાડામાં મૂકી ડોશી આમોદ આવવા નીકળ્યા ધાર્યા મુજબ રસ્તામા લૂંટારા મળ્યા. લૂંટારાઓએ બળદનાં નેતરાં કાઢી નાખ્યાં ને ગાડું ઘેરી ઉભા, ને ડોશીને કહ્યું કે ગાડાનું સર્વ સોંપી દઇ તું નીચે ઉતરી પડ. બીલકુલ પણ ગભરાયા વગર, શાન્તિ અને સમયસુચકતા રાખી ડોશીએ લૂંટારાને જવાબ આપ્યો, "ભાઇઓ, હું તો રાંડીરાંડ ડોશી છું મ્હારી પાસે કશું નથી. આ મારી પોટલીમાં લુગડાં છે તે જોયતાં હોય તો લઇ લો આ છોકરાઓની બાધા મુકવા હું ભરૂચ ગઇ હતી, ત્યાંથી ગુમાન દેવનો પ્રસાદ લાવી છું થોડો મારાં સગા વહાલાંને માટે રાખી બાકીનો તમને આપું છું. તમે મારા છોકરાજ છોને !" એમ કહી ગાગરનું મ્હોં છોડી ખોબેખોબા પેંડા ચોરોને આપવા માંડયા. પાંચ શેર સાત શેર પેંડા લૂંટારાને આપ્યા એટલે એ લોકો તો ખુશ ખુશ થઇ ગયા ને ડોશીને માનપૂર્વક વિદાય કરી દીધી.

# ઉદ્યોગ–મહાત્મ્ય.

(લેખકઃ–સૌ. તારામણી.)

અન્ય દેશો કરતાં, ભારત ભૂમિમાં આળસનું જોર વિશેષ દ્રષ્ટિગોચર થાય છે. ભારતવાસીયોનો વિશેષ ભાગ નસીબ કિંવા ભાગ્યને માનીને બેસી રહેનારો છે. આર્યાવર્ત્તની અવનતિનું કારણ પરિશ્રમ કિંવા ઉદ્યોગના અભાવ સિવાય બીજું શું હોઇ શકે ? આપણા આર્ય સંસારનું નાવ અવનતિને ખરાબે અથડાય છે તેને ખરેખર, ઉદ્યોગરૂપી સુકાનની જરૂર છે. ઉદ્યોગી થવું તેમાં જ જીવનની મહત્તા સમાયલી છે.

પરમ કૃપાળુ પરમેશ્વરે, મનુષ્યને આ સંસારમાં શ્રમ કરવાને જ સર્જેલો છે; કારણ કે શ્રમ વગર એક પણ કાર્ય બની શકે તેમ નથી જો આપણી પાસે ઉત્તમ પ્રકારનું પીરસેલું ભાણું મૂકવામાં આવે તો, દ્રષ્ટિમાત્રથી જ ક્ષુધાની શાન્તિ નહીં થાય પરંતુ ખાવાનો શ્રમ લઇએ તો જ ભોજન એ પણ એક કર્ત્તવ્ય જ છે. જીવજંતુ પણ અહર્નિશ ઉદ્યોગ કરે છે. આપણે જોઈએ છીએ કે, મક્ષિકા જેવો ન્હાનો જીવ પણ ઉદ્યોગમાં કેટલો મશગુલ રહે છે. ઉદ્યોગ જેવો મનુષ્યનો આ સંસારમાં બીજો કોઇ મિત્ર નથી.

ઉદ્યોગ કરવાથી સુખ મળે છે, મન પ્રસન્ન રહે છે તેમજ કુસંગતિ આદિ દુર્ગુણોથી અળગા રહેવાય છે; ઉદ્યોગ વડે જ જગતમાં નામના થાય છે. શિવાજી, એક હવાલદારના પુત્રમાંથી ઉદ્યોગરૂપી ગુણથી કરીને જ હિંદુ ધર્મનો પુનઃ ઉદ્ધાર કરનાર તરીકે મશહુર થઈ ગયો છે—નેપોલિયન—નામાંકિત જગપ્રસિદ્ધ યોદ્ધો–નેપોલિયન બોનાપાર્ટ એક સાધારણ સિપાઇમાંથી એક મહાન શહેનશાહની પદ્વિએ પહોંચ્યો—આ તવારિખપ્રસિદ્ધ મહાન પુરૂષ પોતાની ગરીબ સ્થિતિને ગભડાવી દઈને ઉંચી પદ્વિએ પહોંચ્યો અને યુરોપ જેવા મહાન દેશને ધ્રુજાવ્યો હતો તે ઉદ્યોગ વડે જ. અમેરિકા અને જપાન આદિ દેશો જે ઉન્નતિને પામ્યા છે તે આજ સદ્‌ગુણ વડે; આપણે સાહિત્ય, સંગીત, કાવ્ય

આદિ શારદાની પ્રસાદીથી વિમુખ થયા છીએ અને દ્રવ્યહીનતા આદિ દુઃખો વ્હોરી લીધાં છે. જે મહા પુરૂષોની સ્મૃતિ અદ્યાપિ આપણા મનમાં જાગૃત છે,. અને જે મહાનુભાવ સ્ત્રીપુરૂષોના ચરિત્રો ખરેખર અનુકરણીય છે અને આદરને પાત્ર થઇ પડેલા છે તે ઉદ્યોગાદિ સદ્‌ગુણોથી વિભુષિત હતાં તેથી જ.

મનુષ્યમાં પ્રબળ બુદ્ધિ હોય, પરંતુ ઉદ્યોગ વગર તેનો ઉપયોગ થઇ શકતો નથી. બુદ્ધિને ઉદ્યોગરૂપી જીવન અર્પીને વૃદ્ધિગત કરવી જોઇએ અને સતત પરિશ્રમથી પોતામાં પોતાપણું છે એમ કાર્યો કરીને જગતને બતાવી આપવું જોઇએ. કારણ કે મનુષ્યોએ આ દુનિયામાં અવતાર લઇને મૌન બેસી રહેવાનું નથી. એક વિદ્વાન "જીવન-સ્તોત્ર" માં કવે છે કેઃ—

"સંસાર તણા સમરાંગણમાં,
વળી ક્રૂર સમાણુ કટાક્ષ મહીં;
કદી બ્હીકણુ ગાય થતાં ન તમો,
પણુ વીર બની રણમાં લડજો."

ઉદ્યોગ રૂપી સદ્‌ગુણથી આપણો દેશ વિમુખ થયો તેથી કરીને વિદ્યા કિંવા શારદા, યાને સરસ્વતી દેવીએ રીસાઇને સાત સમુદ્ર અને તેર નદીઓ ઓળંગી પરદેશમાં નિવાસ કર્યાનું કહેવાય છે; અને 'જ્યાં વિદ્યા હોય, ત્યાંજ લક્ષ્મી શોભે' એ આધારે, લક્ષ્મી દેવીએ પણ સરસ્વતી દેવીની સાથે રીસાઇને પરદેશમાં નિવાસ કરેલો છે. હજી પણ, જો આપણે આળસ તજીને સરસ્વતી અને લક્ષ્મી બન્ને દેવીઓને ઉદ્યોગરૂપી આમંત્રણ પત્રિકા મોકલી આપણા દેશમાં પુનઃ પધારવા નિમંત્રણ કરીશું તો જરૂર તે કૃપાદેવીઓ પોતાના પ્રાચીન સ્થાનમાં પુનઃ પધારશે; અને આપણી ગયેલી રિદ્ધિ સિદ્ધિ પુનઃ પ્રાપ્ત થશે અને આપો આપ ઉન્નતિનાં દ્વાર ખુલ્લાં થશે. અસ્તુ.



# વિમળા.*

(લેખક—રા. V.)

(ગયા અંકના ૧૫૧ મા પાનાથી ચાલુ.)

(૫)

આખરે પૂર્વ તરફના દેશોમાં-સમુદ્રમાં-પેસવાનો દરવાજો કહેવાતું 'પોર્ટ સૈયદ' પણ આવ્યું. અહીં સ્ટીમર અશાઢ કલાક ખોટી થવાની હતી; એટલે જે જે ઉતારૂની મરજી શહેરના સુવિખ્યાત દેખાવો વગેરે જોવાની હોય, કાંઇ સુંદર નવાઇની વસ્તુઓ ખરીદવાની હોય, અગર છેવટે શહેરમાં અમથા ફરી આવવું હોય તેમને તેમ કરવા પુષ્કળ વખત હતો.

"બા, હું શહેર જોવા જાઉં છું." રોઝ બોલી.

"કોની સાથે?"

"મી૦ વીરેંદ્ર સાથે."

"બીજું કોઇ?"

"હા. મી૦ હાર્ડિંજ, મી૦ મેકડોનલ્ડ અને મોટી બ્હેન પણ સાથે છે. સાંજ સુધી અમારી રાહ ન જોશો."

"જમવા ખાવાનો શો બંદોબસ્ત કર્યો?"

"એ બધી ગોઠવણ મી૦ વીરેંદ્ર કરનાર છે. આજે અમે સૌ એમના પરોણા. અને એમના કામમાં કદિ વાંધો નહીં આવે. લો! એ આ.વી પહોંચ્યા પણ ખરા. મી૦ વીરેંદ્ર! તમે અમારે સારૂ જે તસ્દી લો છો તેનો બદલો અમે કયારે, શી રીતે વાળી શકીશું?"

જવાબ ઉડાવતો વીરેંદ્ર બોલ્યો, "એક નાની હોડી આપણને મળી શકે તેમ છે, તેથી જો તમો સૌ તૈયાર હો તો આપણે નીકળીએ. સૂર્ય તપશે પછી એ મુસાફરીમાં તમને તેટલો આનંદ નહીં મળે"

"ચાલો. અમે તમારીજ રાહ જોતા હતા."

વિદાય થતી આકૃતિયો પાછળ, મુખ્યત્વે કરી રોઝ અને વીરેંદ્ર દેખાતા બંધ થયા ત્યાં સુધી તેમની પાછળ પેની વિચિત્ર ભાવોથી જોઈ રહ્યો. રૂખેને પોતાની ધણીઆણી સમક્ષ ભાખેલું ભવિષ્ય ખરૂં પડે એ વિચાર એના મગજમાં હજુ રમ્યા કરતો હતો.

*Love in a Palace નામની નવલકથાપરથી.

( ૬ )

પોર્ટ સૈયદમાં જોવાલાયક જગ્યાઓ, રસ્તાઓ અને દેખાવો સૌ જોઇ ફરી વળ્યા. તે બાદ દુકાનોમાંથી મનગમતી અગર નવાઇની વસ્તુઓ લેવી શરૂ કરી. ઝવેરીની દુકાનમાંથી વીરેંદ્રે એક નાની ડબ્બીમાં મખમલની ગાદીની અંદર બેસાડેલાં ઍરીંગની એક જોડ ખરીદી. પાણીદાર હીરા અને માણેકથી ઉંચામાં ઉંચા સુનામાં મઢેલી આ જોડીની કીમત રૂ. બસોથી ઓછી નહોતી. મી૦ હાર્ડિંજે બીજી ચીજો સાથે કેટલાંક જૂનાં હસ્તલિખિત પુસ્તકો અને મી૦ મેકડોનલ્ડે પુરાતન કાળમાં વપરાતાં ઢાલ, તરવાર, ભાલાં ઇત્યાદિ ખરીદ્યાં. જેવો જેનો શોખ. સ્રીવર્ગે તેમને અનુકૂળ વસ્તુઓ વેચાતી લીધી.

શહેરમાં ફરીફરીને સૌ થાકી ગયા હતા. તાપનું જોર પણ વિશેષ હતું, અને બીજું કાંઈ કામ હવે નહીં હોવાથી તેઓ 'હોટેલ' તરફ વળ્યા. હૉટેલમાં દાખલ થતાં પહેલાં વીરેંદ્રે ઍરીંગની જોડી મીસ રોઝના હાથમાં મૂકી. અને મોડાવહેલા છૂટા પડતાં પહેલાં એક યાદગીરીની ભેટ તરીકે તે વસ્તુ સ્વીકારવા વિનંતિ કરી. ઍરીંગની કીમતથી મિસ રોઝ અજાણ હતી, વળી વીરેંદ્ર જેવા બંધુભાવ દર્શાવતા નિઃસ્વાર્થી ગૃહસ્થ પાસેથી કાંઇપણ વસ્તુ લેવામાં વાંધો હોય જ નહીં એવો વિચાર આણી હસતે મુખે પૂર્ણ આનંદથી તે ડબ્બી તેણે લીધી. અને નવાં ઍરીંગથી કાન વિભૂષિત કર્યાં. ઍરીંગપર સૂર્યના પ્રતિબિંબ એ ગુલાબી ચહેરાને ઑર ઓપ આપતા હતા.

આજ સુધીના સહવાસમાં વીરેંદ્રે એટલું તો જોઇ લીધું હતું કે હાર્ડિંજ અને રોઝ એકમેક પ્રતિ વિશેષ આકર્ષાયાં હતાં, તેમનો પ્રેમ દિનપ્રતિદિન વધતો હતો, અને તેઓ ઘણીવાર એકબીજાની સાટું, એ નહીં સમજી શકે એવા ભાવથી જોઇ રહેતા. શું મી૦ પેનીની મરજી હાર્ડિંજ અને રોઝનો સંબંધ જોડવાની હશે ? શું હાર્ડિંજને એ વિચાર એણે દર્શાવ્યો હશે ? પણ વિલાયતમાં એ વાત બનેજ કેમ ? ત્યાં તો દીકરીની સંમતિ લીધા સિવાય માબાપ પોતાની મરજી મુજબ તેને પરણાવી શકે જ નહીં. પુરૂષ ભલે તેના હાથ સારૂ માંગણી કરે, માબાપ પણ ભલે અનુકૂળ થતાં હોય, પણ તે પસંદગી પાર ઉતારવી એ તો છોકરીના જ હાથમાં. એને પરણવું હોય તો પરણે.

રોઝની પ્રીતિ વીરેંદ્ર તરફ ઓછી ન હતી. વીરેંદ્રની ઇચ્છા એને વરવાની હોય તો કોઇ અટકાવી શકે તેમ ન હતું. એ હિંદનો વતની તેથી શું ? એની ઇચ્છા અસાધ્ય ન હતી. એની જ્ઞાતિના એક બે પુરૂષોએ આ પહેલાં યૂરોપી કન્યા સાથે લગ્ન કર્યાં હતાં. પણ તેનું પરિણામ એ આવ્યું હતું કે

સ્ત્રી ખાતર માબાપ, ભાઇભાંડુ, કુટુંબ અને સ્નેહીવર્ગ, અને છેવટે માતૃભૂમિ છોડી દઇ ઈંગ્લંડ જઈ રહેવું પડયું હતું. એમના છોકરા વારસામાંથી બાતલ થયાં હતાં; અને સ્વતંત્રતાના હિમાયતી ઇંગ્લંડમાં પણ એ બિચારાં બાળકો માબાપોની ભૂલ—હિંદી યૂરોપી લગ્નનું પરિણામ ભોગવતાં હતાં. તેઓના લાભ પૂરા સચવાતા નહીં હતા.

શું એ પગલું ભરવું એને ઉચિત હતું? પરદેશ જવા નીકળતા પહેલાં માબાપ અને દેવ સમક્ષ સ્ત્રી, માસ અને મદીરાના મોહમાં નહીં પડવાની પ્રતિજ્ઞાપર શું પાણી ફરશે? અને જ્યારે એના જેવો વિદ્વાન, નીતિવાન, કુળવાન પુરૂષ આવું પગલું ભરે તો અવર જનોનું શું કહેવું? યદ્યદાચરતિ श्रेष्ठ स्तत्तदेवेतरो जनः ॥ અને महाजनो येन गतः स पन्थाः ॥ આ સૂત્રોનો અર્થ શો? એથી બીજા યુવાન બાંધવોને વિલાયત મોકલતાં પહેલાં તેમના માબાપ શો વિચાર કરશે? એથી વધતી કેળવણી-ઉચ્ચ પ્રતિનું જ્ઞાન લેવા જવામાં-દેશોદયમાં કેટલાં વિઘ્નો નડશે? એનો દોષ, એ નિશાસા, એ શ્રાપ કોને માથે? અને વિમળા—?

“મી૦ વીરેંદ્ર! તમારૂં ચિત્ત સ્વસ્થ હોય એમ જણાતું નથી.” વીરેંદ્રના મ્હોંપર ફરતા દેખાતા ભાવો તરફ નજર કરતી રોઝ બોલી. “તમે થાકી ગયા લાગો છો.”

“ના, ના. એવું કાંઇ નથી.”

“ત્યારે? તમારો દેશ હવે નજીક આવતો જાય છે તેથી તમારૂં કુટુંબ, માતપિતા અને ભૂતકાળના બનાવો વગેરે યાદ આવ્યા કે શું?”

“હા—આ ઘર, શેરીમાં હરતા ફરતા લોક, આ તાપ અને એવી હરેક વસ્તુઓએ મારી સ્મરણશક્તિ જાગૃત કરી છે. ઇંગ્લંડ તો હવે દૂર રહ્યું, અને માતૃભૂમિ પાસે આવતી જાય છે એ પણ ખરૂં”

“હિંદ દેશ મેં જોયો નથી, અને આવો તાપ પણ મ્હેં અનુભવ્યો નથી.”

“ત્યારે તમને ત્યાં ગમશે ખરૂં?”

“બેશક, પણ હું આળસુ વધારે બનીશ એવી મને ભીતિ રહે છે. તમારી જ્ઞાતિની સ્ત્રીઓ કેવા પ્રકારનું જીવન ગાળે છે? હું ધારૂં છું કે તેઓ દિવસનો મોટો ભાગ વાંચવા કરવામાં અને ઘરના કામકાજમાં ગાળતા હશે”

"મોટે ભાગે અમારી જ્ઞાતિની સ્ત્રીઓ વાંચવું શું એ તો જાણતી જ નથી. અને દૈવકૃપાથી જો પૈસો હોય તો ઘરની વ્યવસ્થા તરફ લક્ષ આપવાની દરકાર કરતી નથી. તમારા તરફ જેમ પૈસો વધારે—દરજ્જો ઉંચો તેમ કેલવણી પણ સારી, વિચારો ઉંચા અને જનસેવા કરવા તરફ વલણ પણ વિશેષ; અમારે ત્યાં એવું કાંઈ નથી. અમે અપંગ છીએ એમ કહું તો ચાલે."

"તો એમની આંખનો, બુદ્ધિનો ઉપયોગ તેઓ કયે માર્ગે કરે છે?"

"શરીરને શણગારવામાં."

રોઝ વિચારમાં પડી. થોડી વાર પછી તે બોલી, "તમે જમતી વખતે એક દિવસ એવું કહેતા હતા કે તમે પ્રીતિ કર્યા સિવાય પરણો છો એ કેમ બને? મારા મગજમાં એ ઉતરતું નથી."

"પ્રીતિ-સ્નેહ, લગ્ન બાદ ઉત્પન્ન થાય છે."

"એમ? એટલી રાહ મારાથી તો ન જોવાય. જે પુરૂષ સાથે હું જોડાવા ઇચ્છું તેના મ્હોંમાંથી, હૃદયમાંથી તે મને પૂર્ણ રીતે ચહાય છે; અને જેમ હું, તેમ તે પોતે-એક બીજા સારૂ જીવ આપી છૂટીએ એવી લાગણી-એવા ભાવ તે દર્શાવે નહીં ત્યાં સુધી પરણ્યા શું કામનું?"

વીરેંદ્રે જવાબ ન આપ્યો. રોઝના મ્હોંમાંથી નીકળતા શબ્દો એના મનમાં અનેક વિચાર-તરંગ ઉત્પન્ન કરતા હતા-એનું હૃદય ખળભળાવી નાખતા હતા. રોઝે આગળ ચલાવ્યું. "લગ્નની ગાંઠ બંધાય તે પહેલાં સ્ત્રી-પુરૂષનો એકબીજા સારૂ મોહ ઉત્પન્ન થાય નહીં તો એ લગ્ન સુખકર નીવડે જ નહીં, અને આ મોહ એકબીજાના પરિચયમાં આવ્યા સિવાય શી રીતે ઉત્પન્ન થાય?"

"અમારી જ્ઞાતિમાં, અમારા દેશમાં તેમ થવું અશક્ય છે."

"કારણ?"

"કારણ એજ કે લગ્નક્રિયા થઇ રહ્યા પછી ઘણે વખતે અમે એકબીજાને જોઇએ છીએ તે પહેલાં મેળાપ કે બોલવા વ્યવહાર હોતો જ નથી."

"સ્ત્રીને જોયા સિવાય પુરૂષ પરણે, એ મારા લક્ષમાં આવતું નથી. વારૂ, તમે જ્યારે પરણશો ત્યારે લગ્નની ક્રિયા થઇ રહે ત્યાં સુધી તમારી સ્ત્રીને મળશો-જોશો નહીં?"

"ના, તમે જેને Honey-moon કહો છો, તે પ્રસંગે મારે ત્યાં તે આવી રહે ત્યાં સુધી નહીં."

"જ્યારે તમે તેને જુઓ નહીં ત્યારે પસંદગી શી રીતે કરી શકો ?"

"હું તમને એ સંબંધી આજે સવારે જ કહેવા જતો હતો. અમારાં માબાપ એ ગોઠવણ કરે છે."

"એ તો કંઇ વાત ! અને એ સંબંધ તમે કબુલ રાખો છો ?"

"હા."*

"મી૰ વીરેંદ્ર, તમે અંગ્રેજ જન્મ્યા હોત તો ઠીક, એવો વિચાર કોઈ કોઇ વાર તમને નથી આવતો ?" નજીક આવી રોઝ બોલી.

"તમારો પરિચય થયા પછી એવી ઇચ્છા થઇ આવે છે." ધીરે સ્વરે તે બોલ્યો.

કહેવાનો ભાવાર્થ રોઝ સમજી ગઇ. તે હસી પડી અને બોલી, " (you are getting on—fast) તમારા તુરંગોનો વેગ જબરો છે. લો—બ્હેન પણ આવી પહોંચ્યાં."

બન્ને બ્હેનો વાતોમાં ગૂંથાઇ. વીરેંદ્ર વિચારમાં પડ્યો, અને યૂરોપી સ્ત્રીઓ સાથે સરખાવતાં ગુજરાતી સ્ત્રીઓમાં દેખાઇ આવતી અસમાનતા અસંતુષ્ટ મનથી જોવા લાગ્યો.

( ૭ )

વિલાયત જઈ પાછા ફરતા અવિવાહિત અને પરિણીત પુરૂષોમાં અહીંના સ્ત્રીવર્ગ સાસું અસંતોષ ઉત્પન્ન થવાનું કારણ શું ? મુખ્ય કારણ તો એજ છે કે આપણો સ્ત્રીવર્ગ પુરૂષવર્ગ કરતા કેલવણીમાં ઘણો પછાત છે, પુરૂષવર્ગને હરવા ફરવાની અને અવલોકન કરવાની અગર દિન પ્રતિદિન પોતાની જ્ઞાનશક્તિ, બુદ્ધિબળ ઇત્યાદિ વધારવાની જે અનુકૂળતા હોય છે તે બિચારા સ્ત્રીવર્ગને સમૂળગી હોતી નથી એમ કહીયે તો ખોટું નથી. આપણા સ્ત્રીવર્ગનું શિક્ષણ ચૌદ વર્ષમાં—બહુમાં બહુ, અને તે પણ હમણાં, સોલ વર્ષમાં-પરણ્યા અગાઉ પૂરૂં થાય છે. પરણ્યા બાદ તેનો મતિ રસજ્ઞ હોય, તેને અનુકૂળતા

* સરસ્વતીચંદ્ર ભાગ ૪ થાના પાનાં ૧૮૮–૧૮૯ મે આપેલો સંવાદ વાંચવા વિનંતિ છે.

"મ્હેરે ભાગે અમારી જ્ઞાતિની સ્ત્રીઓ વાંચવું શું એ તો જાણતી જ નથી. અને દૈવકૃપાથી જો પૈસો હોય તો ઘરની વ્યવસ્થા તરફ લક્ષ આપવાની દરકાર કરતી નથી. તમારા તરફ જેમ પૈસો વધારે—દરજ્જો ઉંચો તેમ કેલવણી પણ સારી, વિચારો ઉંચા અને જનસેવા કરવા તરફ વલણ પણ વિશેષ; અમારે ત્યાં એવું કાંઈ નથી. અમે અપંગ છીએ એમ કહું તો ચાલે."

"તો એમની આંખનો, બુદ્ધિનો ઉપયોગ તેઓ કયે માર્ગે કરે છે?"

"શરીરને શણગારવામાં."

રોઝ વિચારમાં પડી. થોડી વાર પછી તે બોલી, "તમે જમતી વખતે એક દિવસ એવું કહેતા હતા કે તમે પ્રીતિ કર્યા સિવાય પરણો છો એ કેમ બને? મારા મગજમાં એ ઉતરતું નથી."

"પ્રીતિ-સ્નેહ, લગ્ન બાદ ઉત્પન્ન થાય છે."

"એમ? એટલી રાહ મારાથી તો ન જોવાય. જે પુરૂષ સાથે હું જોડાવા ઇચ્છું તેના મ્હોંમાંથી, હૃદયમાંથી તે મને પૂર્ણ રીતે ચહાય છે; અને જેમ હું, તેમ તે પોતે-એક બીજા સારૂ જીવ આપી છૂટીએ એવી લાગણી-એવા ભાવ તે દર્શાવે નહીં ત્યાં સુધી પરણ્યા શું કામનું?"

વીરેંદ્રે જવાબ ન આપ્યો. રોઝના મ્હોંમાંથી નીકળતા શબ્દો એના મનમાં અનેક વિચાર-તરંગ ઉત્પન્ન કરતા હતા-એનું હૃદય ખળભળાવી નાખતા હતા. રોઝે આગળ ચલાવ્યું. "લગ્નની ગાંઠ બંધાય તે પહેલાં સ્ત્રી-પુરૂષનો એકબીજા સારૂ મોહ ઉત્પન્ન થાય નહીં તો એ લગ્ન સુખકર નીવડે જ નહીં, અને આ મોહ એકબીજાના પરિચયમાં આવ્યા સિવાય શી રીતે ઉત્પન્ન થાય?"

"અમારી જ્ઞાતિમાં, અમારા દેશમાં તેમ થવું અશક્ય છે."

"કારણ?"

"કારણ એજ કે લગ્નક્રિયા થઇ રહ્યા પછી ઘણે વખતે અમે એકબીજાને જોઇએ છીએ તે પહેલાં મેળાપ કે બોલવા વ્યવહાર હોતો જ નથી."

"સ્ત્રીને જોયા સિવાય પુરૂષ પરણે, એ મારા લક્ષમાં આવતું નથી. ધાર, તમે જ્યારે પરણશો ત્યારે લગ્નની ક્રિયા થઇ રહે ત્યાં સુધી તમારી સ્ત્રીને નજરશો-જોશો નહીં?"

"ના, તમે જેને Honey-moon કહો છો, તે પ્રસંગે મારે ત્યાં તે આવી રહે ત્યાં સુધી નહીં."

"જ્યારે તમે તેને જુઓ નહીં ત્યારે પસંદગી શી રીતે કરી શકો?"

"હું તમને એ સંબંધી આજે સવારે જ કહેવા જતો હતો. અમારાં માબાપ એ ગોઠવણ કરે છે."

"એ તે કંઇ વાત! અને એ સંબંધ તમે કબુલ રાખો છો?"

"હા."*

"મીo વીરેંદ્ર, તમે અંગ્રેજ જન્મ્યા હોત તો ઠીક, એવો વિચાર કોઈ કોઇ વાર તમને નથી આવતો?" નજીક આવી રોઝ બોલી.

"તમારો પરિચય થયા પછી એવી ઇચ્છા થઇ આવે છે." ધીરે સ્વરે તે બોલ્યો.

કહેવાનો ભાવાર્થ રોઝ સમજી ગઇ. તે હસી પડી અને બોલી, "(you are getting on—fast) તમારા તુરંગોનો વેગ જબરો છે. લો—બ્હેન પણ આવી પહોંચ્યાં."

બન્ને બ્હેનો વાતોમાં ગુંથાઇ. વીરેંદ્ર વિચારમાં પડ્યો, અને યૂરોપી સ્ત્રીઓ સાથે સરખાવતાં ગુજરાતી સ્ત્રીઓમાં દેખાઇ આવતી અસમાનતા અસંતુષ્ટ મનથી જોવા લાગ્યો.

(૭)

વિલાયત જઈ પાછા ફરતા અવિવાહિત અને પરિણીત પુરૂષોમાં અહીંના સ્ત્રીવર્ગ સાથે અસંતોષ ઉત્પન્ન થવાનું કારણ શું? મુખ્ય કારણ તો એજ છે કે આપણો સ્ત્રીવર્ગ પુરૂષવર્ગ કરતાં કેળવણીમાં ઘણો પછાત છે, પુરૂષવર્ગને હરવા ફરવાની અને અવલોકન કરવાની અગર દિન પ્રતિદિન પોતાની જ્ઞાનશક્તિ, બુદ્ધિબળ ઇત્યાદિ વધારવાની જે અનુકૂળતા હોય છે તે બિચારા સ્ત્રીવર્ગને સમૂળગી હોતી નથી એમ કહીયે તો ખોટું નથી. આપણા સ્ત્રીવર્ગનું શિક્ષણ ચૌદ વર્ષમાં—બહુમાં બહુ, અને તે પણ હમણાં, સોળ વર્ષમાં-પરણ્યા અગાઉ પૂરું થાય છે. પરણ્યા બાદ તેનો પતિ રસજ્ઞ હોય, તેને અનુકૂળતા

* સરસ્વતીચંદ્ર ભાગ ૪ થાના પાનાં ૧૮૮-૧૮૯ મે આપેલો સંવાદ વાંચવા વિનંતિ છે.

હોય, કુટુંબ સુશિક્ષિત હોય તથા પૈસે ટકે પણ સુખી હોય, અને વહુ કેળવાય એ જોવા ઘરમાં સૌ રાજી હોય—આ બધી અગર થોડી ઘણી પણ સગવડ મળતી હોય તો સ્ત્રીના મગજમાં જ્ઞાનરસ સીંચાતો રહે, અને પરિણામ સુખકર જ નીવડે. પણ હિંદ જેવા ગરીબ, અજ્ઞાન દેશમાં આવું વાતાવરણ એકદમ ઉત્પન્ન થવું શકય છે ખરું ?

પણ સ્કૂલોમાં અને કૉલેજોમાં અપાતી હાલની છાછરી કેળવણી અને નાનપણથી મળતા અધૂરા સંસ્કારે કેટલાંએ પુરૂષના મન વિકારવશ (Sentimental), વિહ્વલ, અને ખોટી ડૉળડમાકથી અંજાઇ જાય એવા વિશેષ બનાવ્યા છે. યૂરોપી સંસારને પૂર્ણ માનવામાં અને તેમના આચારવિચારના અંધ અનુકરણમાં તેમના સુખની પરાકાષ્ઠા આવી જાય છે. અમુક બંધનો હિંદમાં શા કારણથી, કયારે અને કયા સંજોગોમાં ઉત્પન્ન થયાં એ ઐતિહાસિક દૃષ્ટિથી જોવાની તેમને ફુરસદ નથી, અને વર્ષોના વર્ષ સુધી બંધાયલા વિચારો એકદમ શી રીતે છૂટે ? એકે સુધારો, એકે મહાન કાર્ય એવી રીતે થયા છે ખરા ? સેંકડો વર્ષોના ચાલુ ઉત્પાત પછી આપણા સમાજને નીરાંતે વિચાર કરવાનો વખત હમણાં થોડાં વર્ષ થયાં મળ્યો છે. સુધારાની શરૂઆત થઇ ચૂકી છે. પણ સમાજ બાલ્યાવસ્થામાં છે, અને સમજુતીથી એને સરળ માર્ગે શી રીતે દોરવવી તેનો એમને વિચાર નથી-એટલી તેમનામાં ઉદારતા નથી-એટલી સહિષ્ણુતા નથી-એટલી રાહ તેઓ જોઇ શકતા નથી. હમણાં તો તુર્ત ફળ જોઇએ છે. સૌને પોતાનાં ઘરમાં ગુણસુંદરી, કુમુદસુંદરી, કુસુમસુંદરીઓ જોઇએ છે-પણ કોઇને વિદ્યાતુર થવું ગમતું નથી. એટલી લાયકી મેળવવા, એટલો ભોગ આપવા તેઓ તત્પર નથી. તેમને હક ભોગવવા છે, ફરજ બજાવવી નથી.

Intellectual Friendship કોને નથી ગમતી ? સ્ત્રીપુરૂષ એકબીજાની ન્યૂનતા પૂરતા થાય એ જોવું, અનુભવવું કોને નથી ગમતું ? પણ સઘળું આપણા હાથમાં છે ખરું ? કેટલાં કુદરતી સંજોગો આડે આવે છે તે એક હાથે દૂર કરવાનું સામર્થ્ય આપણામાં છે ખરું ? આપણું જે છે તે પૂર્ણ છે અને તેથી હાથ જોડી બેસી રહેવું. तातस्य कूपोऽयम् इति ब्रुवाणाः क्षारं जलं कापुरुषाः पिबन्ति ॥ બાપનો કુવો એટલે તેનું જલ ખારૂં હોય તોપણ પીવું, એવું કહેવાનો અમારો હેતુ નથી. પણ આપણામાં ગમત અને અશ્રદ્ધાનું બળ દિન પ્રતિદિન વિશેષ જામતું જાય છે, અને નિરંકુશ વ્યક્તિ સ્વાતંત્ર્યના આપણે પૂજારી થતા જઇએ છીએ.

સુધારા કરો, ભેલારાક કરો; પણ તે સમાજથી નાશી છૂટીને નહીં પણ તેની સાથે રહીને કળેકળે, સમજુતીથી, ઉદાર દિલ રાખી કરો. તમારી સાથે તમારા સ્ત્રીવર્ગને-ભાંડુઓને-જ્ઞાતિને દોરો, નહીં તો એકલા પડી જશો. સ્થાનિક સ્વરાજ્યની બૂમ મારનારા પુરૂષો અલ્પ સંખ્યામાં છે, પણ તેથી શું તેઓ તે કામ સારૂ નાલાયક છે ? ના. પણ અંગ્રેજ પ્રજાનો તેમને શો જવાબ છે ? ‘ખામોશ પકડો. તમને અમારા હક જોઇએ છે ? બેલારાક, તે તમને મળશે. પણ તમે અમારા જેવા થાઓ, તમારા જનસમૂહને કેળવો, સ્વાર્થત્યાગ શીખો, અને સૌ સાથે રહી કામ કરતા શીખો—એટલે તમે જે જે ઇચ્છા છો તે તમને આપોઆપ આવી મળશે.’ આપણા સ્ત્રીવર્ગ સામું અસંતોષ-અણગમો બતાવનારને અમારો આવો જ જવાબ છે.

( ૮ )

સ્ટીમર પર પાછાં ફરતાં સૂધી વીરેંદ્રનું મન શાંત થયું નહોતું. મિસ રોઝ જેવી ચાલાક, વિનોદી બાળાના આજ સૂધીના સહવાસે એનું મન ચકડોળે ચઢાવ્યું હતું. મુંબઇનું બારૂં આવતાં એ મિત્રાચારી બંધ પડશે એથી એનું મન ખિન્ન થતું હતું. એનો અને મિસ રોઝનો પંથ જૂદા હતા. રોઝ એના પિતા સાથે મુંબઇમાં રહેશે, અગર એની મ્હોટી બ્હેન સાથે જશે; પોતે સુરત યા જૂનાગઢ નવાબ સાહેબના હુકમ મુજબ જઈ રહેશે. વીરેંદ્રની ઉમ્મર લગભગ ત્રેવીશ ચોવીશ વર્ષની થઇ હતી. વળી ભણેલો, ગર્ભશ્રીમંત અને સારે હોદ્દે ચઢેલો એટલે પૂછવું જ શું ? એને સુરતમાં પગ મૂકતાં જ વાર હતી, અને થોડા વખતમાં અનેક છોકરીનાં માગાં થશે એવી એને પૂર્ણ ખાતરી હતી. એને ખબર નહોતી કે પૅરિસથી નવાબ સાહેબ સારૂ જોઈતી ખરીદી કરી, તેમનાં બીજાં ખાનગી અને રાજ્યને લગતાં કામોથી પરવારી હિંદ તરફ પાછા ફરવાનું નક્કી થયું તે અરસામા એના માબાપે એનો વિવાહ કરી દીધો હતો !

મિસ રોઝને અપાયલી કીમતી બેટથી મિસિસ પેનીનું મન નાખુશ થયું. પોતાની દીકરીને તે સારૂ તેણે ઠપકો આપ્યો. વીરેંદ્ર જેવા પાસેથી એવું લેવામાં વાંધો હોય જ નહીં, છતાંયે લીધેલું પગલું અનુચિત હોય તો એ બેટ પાછી સોંપું એવો મિસ રોઝે બચાવ કર્યો.

“ના, પાછી સોંપવાથી તેમનું અપમાન થયું ગણાય તેમ કરવાની જરૂર નથી. પણ ભવિષ્ય સારૂ તને એક બે સૂચના આપું છું. તું હવે ઉમ્મર

ફરી એક ચિની આંખ આગળ તરી આવ્યાં, એનો પીત્તો ઉછળી આવ્યો, પણ શાંત રહી તે બોલ્યો, "મને પૂછ્યું તો હતું ?"

"એમાં તને પૂછવાનું હોય જ નહીં. તમે શું સમજો ? તમે તો રંગ રૂપ અને બહારના આડંબરથી જ દોરાઓ છો. પસંદગીની રીત કેમ સમજનારા બીજું શું જુએ છે ?"

"અવિવેક ક્ષમા કરશો. આપણી જ્ઞાતિના માતપિતા મોટે ભાગે પૈસો કે કુળ સિવાય બીજું કાંઇપણ જુએ છે ખરા ? છોકરી કેવી છે તેની તેઓ તપાસ કરે છે ખરા ? અને દમણા તો છોકરો એટલે ઘલણી કુંડી."

"બેટા, તું કહે છે તેમાં સત્ય છે. હું ના પાડતો નથી. પણ સૌ એવા નથી. તમારો સંસાર સુધરે, તમે સુખી થાઓ એમાં અમને આનંદ. અને અનુભવી માબાપો જે જોઇ શકશે તે તમારી આંખે નહીં દેખાય. કન્યાની પસંદગીમાં એકલા રૂપ કે વિદ્યા જોવાનાં નથી; તે સાથે તેનો સ્વભાવ, ઘરનું કામ કરવાની શક્તિ, તબિયત, ઘરની ઉછેર અને આગળ પાછળના કુટુંબીજનોના સ્વભાવ-વર્તન વગેરે જોવાં જોઇએ. તારી માતાએ અને મેં જુદાં જુદા ઘર અને કન્યાઓ જોઇ છે, અને પૂરો વિચાર કર્યા પછી નિશ્ચય કર્યો છે. અમારી પસંદગીથી તને કદી અસંતોષ ઉત્પન્ન થવા કારણ નહીં રહે."

માતપિતાની કાર્યશક્તિ સારૂ અશ્રદ્ધા રાખનાર ચૂપ થયો. "તો પણ આપે થોડી રાહ જોઈ હોત તો ઠીક થાત. હજુ મારે નવાબ સાહેબ સમક્ષ હાજર થવાનું છે, અને ત્યાં કેટલા દિવસ જશે એ નક્કી નથી. વખતે મારે નિમણા કે દીલ્હી જવું પડશે."

"તે સંબંધી તારે કાંઇ ચિંતા રાખવાની નથી. મેં સઘળી વ્યવસ્થા કરેલી છે. નવાબ સાહેબ પોતે જ તારા લગ્ન પ્રસંગે પધારનાર છે. વળી વધુ વિલંબ કરવો હવે નકામો છે. હું-તારા માતુશ્રી ઘરમાં પેઠાં. અમારી ઉંમર થઈ, અને ઘરનો બોજો તમારે ઉપાડી લેવો જોઇએ. તું હવે ન્હાનો નથી. અને તારી માની ઉમેદ સંસારનો જે કાંઇ લ્હાવો લેવાની હોય તે તારે સંતોષવી જોઇએ-એ તારો ધર્મ છે."

"અને છોકરી કાંઇ ન્હાની નથી. લગભગ અઢાર વર્ષની થઇ. એનાં માબાપ પણ ક્યાં સુધી રાહ જુએ ? એ છોકરીની માંદગી અને એને દીકરા સાથે જ પરણાવવી એવો એના માતપિતાનો ખાસ આગ્રહ-એથી જ આટલી

વાર થઈ. તેઓ સૌ તારા આવવાની રાહ ન જોતાં હોય એવું મને તો લાગ્યું; અને એ ઠીક પણ થયું. એવી છોકરી શોધી જડે તેમ નથી." લક્ષ્મી બોલ્યાં.

પોતાની ભવિષ્યની પત્નીનું નામ, તેનું કુટુંબ જાણવાની સહજ અભિલાષા વીરેંદ્રને ઉત્પન્ન થઈ. તિખલી વ્યોમેશ તે સમજી ગયો, અને ડાવકું મ્હોં રાખી બોલ્યો, "અને અમારાં એ ભાભી સાહેબનું નામ **વિમળાગૌરી.**"

પ્રિય વાચક, સુખના સ્વપ્નામાં વીરેંદ્રને ઝોલાં ખાતા દઇ આપણે આ લેખી જ વિરમીશું તો અનુચિત નહીં ગણાય.

---

## માન અકરામનું ગેઝેટ.

(લેખક—પંડિત પરમેશ્વર જોશી.)

નામદાર બ્રિટિશ સરકાર, રાજા રાણાઓ, જગદ્ગુરૂઓ અને આચાર્યો વગેરે તરફથી નવાં વર્ષની ખુશાલીમાં પોતાઓની લ્હાણી કરવામાં આવે છે તેવું લ્હાણું જ્ઞાતિ સમસ્ત તરફથી નીચેના સ્ત્રીપુરૂષોને આપવામાં આવે તો કેમ?

કે. એચ. (નાઇટ ઓફ હોટેલ્સ)—રા. વિલાસકાન્ત (સ્વારી મુ. નડિઆદ) જ્યાં જ્યાં જાય ત્યાં નિસ્વાર્થપણે હોટેલોની ઘરાકી વધારવાના પોતાનાથી બને તેટલા ઉપાયો ગમે તેટલી અગવડો છતાં પણ નીડરપણે કરે છે અને આરોગ્ય સંબંધે એમનો સિદ્ધાંત 'અજીરણ અજીરણને ઠેલે નહીં તો સ્વર્ગે જઇને મેલે' એવો હોવાથી મોટાં શહેરના હોટેલવાળાઓની ખાસ વિનંતિથી તેમને કે. એચ. નો માનવંતો ખેતાબ આપવો જોઇએ (જેથી તેમના નામની આગળ સર લગાડી શકાય).

કે. ઇ. (નાઇટ એરન્ટ) રા. જયેન્દ્ર (અમદાવાદ) સ્ત્રીઓએ બતાવેલાં ગમે તે કામો અસલી જમાનાના નાઇટની માફક કરે જાય છે તે બદલ તથા રા. રજનીરમણ (સુરત) સ્ત્રીઓને લગતી દરેક બાબતોમાં (ગમે તો ફેશનની હોય કે ધાણી આટાની હોય) સ્ત્રીઓના મન ન દુખાય એજ હેતુથી સ્ત્રીઓ જેવા વિચાર ધરાવે છે તે બદલ તથા રા. વીરબલ (વડોદરા) પોતાની સાઇકલ ઉપર બેસવાની તથા વાળ હોળવાની છટાથી સ્ત્રીઓને આંજી નાંખે છે તે બદલ દરેકને કે. ઇ ના ખેતાબ આપવા જોઇએ. (જેઓને સર કહી શકાય).

**એલ્ એલ્. ડી.** (Lacking in Learning and Decorum. વિવેકમાં બુઠ્ઠા અને ભણવામાં ઉઠ્ઠા)-રા. વિનયચંદ્ર જેઓ ગ્રાહ્યું નથી ભણ્યા તેને વાસ્તે અભિમાન ધરાવે છે અને વિદ્યાનો બહિષ્કાર કરવામાંજ આનંદ માને છે તથા બીજાને અપમાન કરવામાંજ વિવેક માને છે તેમને એલ્ એલ્. ડી. ની માનવંતી પદવી બક્ષવી જોઇએ. (અને તેમને એ પદવીને અંગે ડૉક્ટર કહી શકાય).

**ચકલાનાયક**—રા તમોપ્રસાદ માંકડ માર્ (સારંગપુર, અમદાવાદ) રા. નિરાકાન્ત કુરસદી (જુના બજાર) તેઓ દરેકને ચકલામાં ઘણા વખત સુધી તેમના હાથ નીચેની પલટણો સાથે ઉભા રહી ગમે તેવી જાતની નિર્લજ વાતો કરવાની બહાદુરી માટે ચકલાનાયકના ખિતાબ આપવા જોઇએ.

**જ્ઞાતિકુળ ચુડામણિઃ**—રા. નવિનચંદ્રને (અમદાવાદ) નાતનાં પાટિયાં ઘરમાં સંગ્રહી નાતને પાટિયાં સાચવવાની ફીકરમાંથી મુક્ત કરવા માટે અને રા. શિવશક્તિને (ભરૂચ) કોન્ફરન્સ ભરાતી અટકાવવામાં અગાગ શ્રમ લઇ નાતને ભારે સંકટમાંથી ઉગારી લેવા માટે.

**જુગલ જુગારીઃ**—રા. લોભીપ્રસાદ (સુરત) રા. લક્ષ્મીસેવક (અમદાવાદ) અને રા. ધનપ્રેમી (ભરૂચ) તેઓ દરેકને તેમનો જુગાર પરનો પ્રેમ અને બાપદાદાથી ચાલતા આવેલા રીવાજ ને આબરૂ જવાની દરકાર રાખ્યા સિવાય વળગી રહેવા માટે.

**ફેશનેબ્રસ**—અ૦ સૌ૦ તરલા (અમદાવાદ), અ૦ સૌ૦ તન્વાંગી (ભરૂચ), બ્હેન લીલા (જૂનાગઢ), અ૦ સૌ૦ શૃંગારલક્ષ્મી (સુરત), તેઓ દરેકને નાતની અંદર જાતજાતની કપડાંની તેમજ તાસેદી ઘરેણાંની નવી ફેશનો દાખલ કરી તેમના પતિ તેમજ માબાપનો લક્ષ્મીનો બોજો ઓછો કરી તેમને બાર મુક્ત કરવા માટે.

**કિસબે કુટણી**—ગં૦ સ્વ૦ ચતુરચાચી (ભરૂચ), ગં૦ સ્વ૦ દુઃખબા (અમદાવાદ), ગં૦ સ્વ૦ શોકદર્શા (સુરત), તેઓ દરેકને તેમના હાથમાં રહેલો ફક્ત એકજ કુટવાનો કિસબ જુવાનીઆના છકાંછળાપણાથી નાબુદ થવાનો ભય છે, અને જે કિસબમાં તેઓ પારંગત થએલાં છે તેને ટકાવી રાખવા છનતોડ પ્રયત્નો કરે છે તે બદલ.

---

# એક બાળાનો પત્ર.

( સંપાદકઃ—ડી. સી. સી. ડી. )

**પ્રિય વ્હેન પ્રમિલા,**

ત્હારો પત્ર પહોંચ્યો છે. વાંચી ઘણો જ ખેદ થાય છે કે ત્હારા જેવી એક ભણેલીના કેલવણી સંબંધી આટલા બધા પછાત વિચારો છે. તું લખે છે કે, 'આધુનિક સમયની આપણી જ્ઞાતિની બાળાઓને જે કેલવણી આપવામાં આવે છે તે હાનિકારક છે; ગૃહકાર્ય શિખવ્યા વિના તેઓનું ચિત્ત શાળાના અભ્યાસ તરફ દોરવવામા આવે છે, જેથી તેઓ ગૃહકાર્ય તરફ બેદરકાર રહે છે અને ભવિષ્યમાં પોતાના પતિને સુખી કરી શકતી નથી; તેથી કુટુંબમાં કલેશ ઉત્પન્ન થાય છે.' આ ત્હારા વિચારો એમ દર્શાવે છે કે તું આપણી જ્ઞાતિબાળાઓની કેલવણી સબંધમાં બીલકુલ અજ્ઞાન છે. જે કાંઇ પણ કેલવણી આપણી જ્ઞાતિબાળાઓ લે છે, તે જો કે ઉત્તમ તો ગણી શકાય નહીં, તો પણ ત્હારા વિચારો મુજબ હાનિકારક પણ ગણી શકાય નહીં. કેલવાયલી બાળા ગૃહકાર્ય તરફ લક્ષ ન આપે તેવો દાખલો તો આપણી નાતમાં જવલ્લે જ મળશે. આપણામાં માબાપો હજુ પોતાની બાળાને કેલવણી આપવા વિષે પ્રથમ ફરજ છે તે સમજતા નથી. ગૃહકાર્ય એ શાળાના અભ્યાસની સાથે થઇ શકે એમ છે. અભ્યાસ માટે શાળામાં જતાં પુખ્ત વયની બાળાઓ શરમાય છે તેથી ઉંચી કેલવણી લઇ શકતી નથી, તેમ જ પંદર સોળ વર્ષે તેઓનાં લગ્ન થાય છે, એટલે અભ્યાસ તરફ બીલકુલ લક્ષ અપાતું નથી. ગૃહકાર્ય તરફ બેદરકાર હોવાથી કુટુંબમા કલેશ ઉત્પન્ન થાય છે તેના કરતાં કેલવણીના અભાવને લીધે કલેશ ઉત્પન્ન થાય છે એમ ગણી શકાય. કેલવણીથી બુદ્ધિ ખીલે છે, અને સારાસારનું ભાન થાય છે. વળી કેલવણીથી ગૃહકાર્ય ઘણા ખંતથી થઇ શકે છે, કૌટુંબિક કલેશ નાશ પામે છે, અને પોતાના પતિને અનેક રૂપે મદદગાર થઈ પડે છે.

ત્હેં પહેરવેશ સંબંધી જે ટીકા કરી છે તે પણ વખોડવા લાયક છે. સમયને અનુસરીને આપણે આપણા કપડાંમાં પણ કાંઇ ફેરફાર કરવો જ જોઇએ. તું લખે છે કે, 'હાલમાં જે કપડાંમાં સુધારો થયો છે તે માત્ર દેખાદેખી અને પૈસાની સરસાઇ બતાવવામાં જ થયો છે.' પણ બ્હેન, ત્હારો

વિચાર મને તો ઘણો જ ભૂલભરેલો માલમ પડે છે. હાલમાં સાધારણ સ્વચ્છ અને સુઘડ કપડાં પહેરવા તરફ વધારે લક્ષ અપાય છે, તે સિવાય અનેક બાળાઓના સમાગમમાં આવ્યાથી આપણા વિચારો બદલાય છે જેથી આપણે સમયને અનુસરીને કપડાં પહેરવાનું મન થાય છે, જે સંભવીત છે. વળી તું લખે છે કે આપણા કપડાંનો ખર્ચ પુરૂષોના ખર્ચ કરતાં વધારે થાય છે. આનું પણ એક કારણ છે. આપણાં અમુક કપડાં અમુક વખતે જ પ્હેરી શકાય છે જેથી કરીને આપણે કપડાં વધારે જોઇએ છીએ. આને લીધે આપણા કપડાંનો ખર્ચ પુરૂષોના કરતાં વધારે થાય છે. છતાંયે છોકરીઓએ હવે સાદાઈ ધારણ કરી ખર્ચ ઓછું કરવા લક્ષ આપવું જોઇએ. હાલ એજ. હું ત્હારા બીજા વિચારો વાસ્તે ફરીથી કોઇ વખત લખીશ

લી૦ ત્હારી સ્નેહાધીન,

સરોજીની.

---

# સુરતના વિદ્યાર્થીઓ સારૂ ઇનામની યોજના.

સુરતના વિદ્યાર્થીઓ (છોકરા અગર છોકરી) સારૂ ખાસ ઈનામની એક યોજના રા. શ્રીપતરાય હકુમતરાય ઠાકોરે ઘડી કાઢી છે. અને તેમાંથી નીચેનાં ઇનામો પ્રતિવર્ષે અપાશે.

૧ સુરત બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિનો કોઇપણ વિદ્યાર્થી (છોકરો અગર છોકરી) જેના વર્ગમાં ૨૦ થી ઓછા વિદ્યાર્થી નહિ હશે તેવા વર્ગમાં થતી વાર્ષિક પરીક્ષામા પ્રથમ નંબરે પાસ થશે તો તે આ ઇનામને પાત્ર ગણાશે.

૨ સુરત બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિનો કોઇપણ વિદ્યાર્થી (છોકરો અગર છોકરી) તેમ જ જેનો અભ્યાસક્રમ પૂરો થયો હશે તેવામાંથી જે કોઇ

અ. સારૂં ભાષણ આપશે અગર સંવાદ કરશે તેને.

બ. સારા અક્ષરનો નમૂનો, ડ્રૉઇંગ, ગુંથણ, શિવણ વગેરે એવા પોતાના હાથે તૈયાર કરેલા નમૂના બતાવશે તેને.

ક સમવદ્ગીતા, અર્જુનગીતા, રામગીતા જેવાં ધર્મપુસ્તકોમાંથી બનાવવામાં આવતા પાઠ મુખેથી ઉત્તમ રીતે કહી સમજાવશે તેને.

ડી. શારીરિક કસરત કોઇપણ પ્રકારની સરસ રીતે કરી બતાવશે તેને.

ઈ. બોધદાયક સંગીત ( બનતા સુધી વાજીંત્ર સાથે ) ગાઇ બતાવશે તેને.

એફ. સૂચવવામાં આવે તે વિષય ઉપર પોતાની સરળ ભાષામાં લખી લાવશે તેને ( છાપેલાં પુસ્તક અગર અન્ય કોઇ લખાણનો ઉતારો હોય તો નિબંધમાં સ્પષ્ટ લખવું ).

ઉપર મુજબની ઇનામી યોજના સારૂ રા. શ્રીપતરાય હકુમતરાય અને રા. મણીલાલ અચ્યુતરાય ઠાકોરના પ્રયાસથી મુંબઇમાંથી ઑ૰ મી૰ ચીમનલાલ હરીલાલ સેતલવાડે રૂ. ૧૫) અને રા. છગનલાલ નરશીલાલ કાનુગાએ રૂ. ૮) ભર્યો છે.

ઉપર જણાવ્યા મુજબ સ્પેશિયલ ઇનામ બદલ ભરાની રકમમાંથી ઇનામ વ્હેંચતા જે વર્ષે જે રકમ ફાજલ પડશે તેટલી ફાજલ ત્રિમાસિકના તંત્રી તરફ ઇનામના કાર્યમાં ઉપયોગ કરવા સારૂ મોકલી આપવામાં આવશે.

---

## પ્રાસંગિક નોંધ.

**પૂરૂં થતું વર્ષ.** આ અંક સાથે બ્ર. ક્ષ ત્રિમાસિકનું વર્ષ પૂરૂ થાય છે નવી વ્યવસ્થા નીચે તેને બે વર્ષ થયાં તે દરમિયાન, નાતની તેમ જ નાતના ભાઇબ્હેનોની સેવા બજાવવા પ્રયત્ન કર્યો છે, અને તે માટે જાતજાતના લેખો મેળવવા પણ યત્ન કર્યા છે, આમાં કેટલેક અંશે સફળતા મળી છે. પરંતુ તે છતાંયે વિદ્વાન અને અનુભવી નાતીલાઓને વારવાર ઉપયોગી લેખો મોકલવા વિનતિ છે. કદાચ પ્રસિદ્ધ થયેલા કેટલાએક લેખો સર્વને રૂચ્યા હશે નહિ; અને આ વિચારક્રાંતિના કાળમાં તે ન રૂચે તે સ્વાભાવિક છે, છતાંયે અમે સર્વેને ખાતરી આપીએ છીએ કે તે સર્વે શૈવાબુદ્ધિથી, અને શુભ આશયથી લખાયલા છે. આ વર્ષમાં ત્રણ ચિત્રો તથા સવાબસેં પાનાં અમે આપી શક્યા છીએ, તથા અમારા ગ્રાહકોને એક ભેટ પણ મળી છે. વળી આવતા વર્ષ ખાતે પણ એક બીજી ભેટ અમે આપી શકીશું એમ આશા રાખીએ છીએ. આ ખાતે અમારે અમારા ગ્રાહકોને ફક્ત એક જ વિનંતિ કરવાની છે. હાલમાં ટપાલ સુદ્ધાં તેઓને રૂ. ૧-૨-૦ આપવા પડે છે, તથા ૦-૧-૦ વી. પી. ખર્ચનો થાય છે. આ પ્રમાણે રૂ. ૧-૩-૦ સર્વેને ખર્ચ થાય છે. અમે હવે એવો ઠરાવ કર્યો

છે કે ટપાલ તથા વી. પી. ખર્ચ સુદ્ધાં લવાજમ સવા રૂપિયો રાખવું. આશા છે કે આ એક આના જેટલો જુજ વધારો આપતાં કોઇ વાંધો લેશે નહિ. ભેટ મોકલાવતાં પણ અમને ટપાલ ખર્ચ વધારે લાગે છે તે આ રકમમાંથી વળી રહેશે. વિશેષમાં સર્વે નાતભાઇઓને વિનંતિ કરવાની કે તેઓએ લેખોથી-લવાજમથી-સહાનુભૂતિથી-અને સૂચનાથી ત્રિમાસિકને મદદ કરવી.

**બ્ર. ક્ષ. યુનિયન.**

પાછલા એક અંકમાં એસોસીએશનોની શિથિલતા બાબત અમે શોક બતાવ્યો હતો. પરંતુ હાલમાં અમદાવાદમાં જૂની એસોસીએશન બંધ પડી હતી તેને બદલે નવું યુનિયન સ્થપાયું છે, તેથી સંતોષ માનવાનો છે. તેમાં બેડમિંટન, પીંગપોંગ વગેરેની ગોઠવણ કરી છે અને તે સાથે ભાષણો અને ચર્ચાઓ રાખવામાં પણ આવે છે. આ તેમનાં કાર્ય ચાલુ રાખવાનો સર્વે સભાસદોને આગ્રહ કરીએ છીએ. અને તે સાથે નાટ્ય પ્રયોગો, સંભાષણો, સ્પૉર્ટ્સ, પ્રદર્શન વગેરે કામો ઉપાડી લેવાની સૂચના કરીએ છીએ યુવકો જ દરેક સમાજમાં પ્રગતિના પૂજક હોય છે. તેમ આ યુનિયનના યુવક સભાસદો પણ અભ્યાસ, ઉત્સાહ અને ખંતથી નાતને પ્રગતિ પથે રાખશે એમ આશા છે. તેઓએ વારંવાર વધુ જ્ઞાની અને અનુભવીને પોતાના સુકાની તરીકે પસંદ કરવા, અને પોતે પણ વિચારવાની તથા વાંચવાની ટેવ રાખવી. ઘણા સમયથી બંધ થઈ ગયેલા આખી નાતના મેળાવડા ફરી ભરાશે એમ હવે આશા રાખી શકાય. આશા છે કે દરેક સ્થળે આવાં મંડળો સ્થપાશે અને પ્રગતિ સાધક હિલચાલો થશે.

**ઘરોની ચોખ્ખાઇ.**

ગૃહિણીના ધર્મમાં રહેવાનું સ્થળ ચોખ્ખું રાખવું તે મુખ્ય છે. આ ચોખ્ખાઇથી શોભા વધે છે, તે સાથે રોગ આણનારા અને વધારનારા જંતુઓ પણ નાશ પામે છે. મચ્છરથી મેલેરિયાના જંતુ આવે છે, તથા માખીઓ અનેક રોગ લાવે છે. માટે તે બંને ઘરમાં ન રહે તેવી ચોખ્ખાઇ રાખવી જોઇએ. ભેજથી તથા ઉઘાડા વાશી પાણીમાં મચ્છરો વધે છે, તથા ગંદવાડમાં માખીઓ ઇંડાં મૂકે છે, માટે ઘરમાં ભેજ કે ગંદવાડ રાખવો જોઇએ નહિ; તેજ પ્રમાણે માંકડ, ચાંચડ, જુ બહુંજ નુકશાનકર્તા છે, માટે દરેક ગૃહિણીએ સુઘડતા રાખવી જોઇએ, અને ઘર ચોખ્ખું અને સફાઇબંધ રાખવું જોઇએ. રોગ થયા પછી તે મટાડવા ઉપાય કરવા કરતાં, રોગ આણનારા જંતુ દૂર કરવા તરફ લક્ષ આપવાથી ઘણી હાનિ, હરકત અને અગવડ દૂર કરી શકાશે.

ઘરો ચોખ્ખાં રાખવા કરતાં પણ વધુ ઉપયોગી કામ બાળકોને ગૃહશિક્ષણ આપવાનું છે. આ કામ માતા તથા પિતા બન્નેનું છે. આમાં બાળક નીતિમાન અને ચારિત્ર્યવાન બને તે જોવાનું છે. ફક્ત નિશાળથી જ આ કામ થતું નથી. બાળક કોની સોબતમાં ફરે છે, તેને મળતા પૈસા શી રીતે વાપરે છે, તથા કેવી રમતો રમે છે તે બધું તપાસતા રહેવું જોઇએ; વળી આ ઉપરાંત કેટલાંએક વિષયો જે આપણા લોકોમાં ગુહ્ય વિષયો તરીકે ગણાઇ ગયાં છે, તેનું જ્ઞાન પણ બાળકને ઘર તરફથી મળવું જોઇએ. બચપણમાંથી બહાર નીકળતાં જ દરેક છોકરા તથા છોકરીને તે જાણવાની અગત્ય છે. અને તેમને તે જાણવાનું મન પણ થાય છે. પરંતુ માબાપ તરફથી આ બાબત કાંઈ જ જ્ઞાન મળતું ન હોવાથી તેઓ ગમે તેની પાસે—સરખેસરખા મિત્રો પાસેથી તે મેળવવા પ્રયત્ન કરે છે અને તેથી ઘણા અવળું જ્ઞાન મેળવે છે, અને ખરાબ ટેવોના ભોગ થાય છે. નિશાળોના પાયખાનામાં, પોળોની ભિંતો ઉપર અને એવે ઘણેક ઠેકાણે ગાળો લખેલી હોય છે, તે જ બતાવી આપે છે કે બાળકો આ ગમે તે રસ્તે શીખે છે. ત્રિમાસિકના એક લેખમાં એક લેખકે અમુક સ્વાભાવિક વિગત વર્ણવી હતી; તેમાંની વાત અશકય છે, અથવા તો વિચાર ખોટા છે, તેમ તો કોઈ કહી શકયું નહિ, પણ તે અસભ્ય છે એમ કહીને કેટલીએક તરફથી તે બાબત અણઘટતી ટીકા કરવામાં આવી હતી. આવા સભ્યતાના ખ્યાલી વિચારમાં રહીને યુવાવસ્થામાં આવતા છોકરા-છોકરીઓને જે જ્ઞાન ઘણું જરૂરી છે તે આપવામાં આવતું નથી અને તેથી ઘણા અનર્થ થાય છે. અને ભવિષ્યમાં તેમાંના કેટલાએકને ઘણું ખમવું પડે છે. પશ્ચિમ તરફના દેશોમાં આ સંબંધી ઘણો પોકાર ઉઠયો હતો, અને તેથી ઉપાય થવા માંડયા છે. અહીં પણ નિશાળોમાં ચલાવવા માટે ફ્રેઝર સાહેબે સહેલી ઇંગ્રેજી ભાષામાં આ વિષયો સંબંધી એક પુસ્તક લખ્યું છે. આ પુસ્તક જો આપણા વડીલોને બતાવવામાં આવે તો તે અસભ્ય છે એમ જ તેઓ કહે. અમેરિકાના સ્ટૅાલ નામના વિદ્વાને ' દરેક યુવકે શું જાણવું જોઇયે ' ' યુવતીએ શું જાણવું જોઇયે ' એવાં એવાં મથાળાં નીચે ઘણાં પુસ્તકો રચ્યાં છે. આમાં અવળે રસ્તે ચઢેલા યુવકોના પત્રો છાપેલા છે, તેમાં લખેલું છે કે ' અમારા માબાપે જે વખતે આ જ્ઞાનની અમને ખાસ જરૂર હતી તે વખતે તે ન આપ્યું, અને તેથી આ પરિણામ આવ્યું. જો આ બાબતો વિષેનું જ્ઞાન અમને યોગ્ય સમયે મળ્યું હોત તથા તેનાં ભયંકર પરિણામ અમે જાણ્યાં

હોત તો કદી આ રસ્તે ચઢત નહિ અને ભવિષ્યની નામોશી અને દુઃખમાંથી બચી જાત.' આ વાત દરેક માબાપે ધ્યાનમાં રાખીને યોગ્ય ઉપાય યોજવા જોઈયે. સભ્યતા ઘણી વાતોમાં સાચવવાની છે. પણ જ્ઞાનરૂપી પ્રકાશ પાડવામાં તો કાંઇ અસભ્યતા હોય જ નહિ.

**ભાટીયા પરિષદ્.** મુંબઇ મુકામે આ પરિષદ્ નાતાલમાં ભરવાની હિલચાલ ચાલી રહી છે. આ હિલચાલને અંગે ભાટીયાઓના એક આગેવાન શ. બા. વસનજીએ કેટલીક વિગતો જાહેર કરી છે. તેમાં જણાવ્યું છે કે દેશકાળ બદલાયો છે તેને અનુસરીને ભાટીયાઓના રીત રીવાજ બદલાયા નથી તેથી આખી કોમને ઘણું નુકશાન થાય છે, નાહકનાં ખર્ચ પણ ઘણાં થાય છે, અને બીજા લોકોમાં ખોટું દેખાય છે. તેથી તે રીવાજોમાં ફેરફાર કરવાની તેઓ સૂચના કરે છે. આ સૂચના આપણી નાતનાએ ધ્યાનમાં રાખવાની છે લૌકીક રીવાજો, ધાર્મિક ગણાતા રીવાજો તથા બીજી રૂઢીઓમાં ઘણો ફેરફાર કરવા જેવું છે માટે તે તરફ નાતના લોકોએ ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

**રોવા કુટવાના રીવાજો.** ઘણું ઘણું કહેવાયા તથા ચર્ચાયા છતાંયે મરણ પાછળના રીવાજોમાં, ખાસ કરીને રોવા કુટવાના તથા ફાકવાના રીવાજોમાં આપણી નાતમાં ઘણો સુધારો થવાની અગત્ય છે. આપણા કરતાં બીજી નાતોએ આ વિષે વધારે સારાં પગલાં લીધાં છે, પરંતુ આપણામાં હજી એ ઘણો જ નુકસાનકારક થાણી આટાનો રીવાજ જોવામાં આવે છે, તથા કુટવાનું પણ એની એ રીતે જ ચાલે છે આ રીવાજ એવો છે કે જે વખતે પ્રસંગ આવે ત્યારે દબાવી દેવાનું કામ ઘણું મુશ્કેલ થઇ પડે છે ઘરમાં મોત થયું હોય તેવે પ્રસંગે આ બાબતનું દબાણ કરવાનું કામ બની શકતું નથી. છતાંયે કેટલેક ઠેકાણે જે રીતે આ દબાવી દેવાની દૃઢતા બતાવવામાં આવે છે તે ખરેખર પ્રશંસનીય છે. આ વિષે અમદાવાદના રા. બ. કેશવલાલ હીરાલાલનો દાખલો ઘણો જ વખાણપાત્ર છે. વૃદ્ધ વયે પુત્ર મરણનો કારી ઘા પડયા છતાંયે આ અનિષ્ટ રીવાજને તેમણે પોતાને ત્યાં ઘણી દૃઢતાથી દબાવી દીધો છે. એમનું અનુકરણ કરી આ દુષ્ટ રીવાજ દાબી દેવા બધાંએ પગલાં ભરવાં જોઇએ. હવે ડોશીઓની બ્હીક છોડી દઇને યુવાન સ્ત્રીઓએ તો નિશ્ચય જ કરવો જોઇએ કે અમે કોઇને ત્યાં કુટવા જઈશું નહિ. આ બાબતમાં વહેવાર તૂટે તો કાંઇ ડરવા જેવું નથી માટે હીંમત રાખીને તેમણે ન કુટવાનું વ્રત લેવું અને તે શ્રાવણ માસના બીજા

મતોની માફક દ્રઢતાથી પાળવું. અને દરેક પુરૂષે આ બાબતમાં સ્ત્રીઓને મદદ કરવી અને પોતાની બ્હેન તથા પત્નિને પોતાની માતાના કોપથી ઉગારી લેવી.

આજના અંકના ઉપયોગી વધારા તરફ વાચકોનું લક્ષ દોરીએ છીએ.

**આજના અંકનો વધારો.** સદરહુ નિબંધ રા વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર બી. એ. એ મરાઠીમાંથી તરજુમો કર્યો છે અને મુંબઇની સોસિયલ સર્વિસ લીગ તરફથી પ્રકટ કરવામાં આવ્યો છે.

## સાભાર સ્વીકાર.

નીચેનાં ચોપાનિયાં અમને બદલામાં મળ્યાં છે જેની પહોંચ ઉપકાર સાથે સ્વીકારીએ છીએ

નવજીવન અને સત્ય, બુદ્ધિ પ્રકાશ, સુન્દરી સુબોધ, સાહિત્ય, બાળ શિક્ષક, કેળવણી, ભાગ્યોદય, ગુલશન, કપોળ, કપોળમિત્ર, દશા લાડ પત્રિકા, સારસ્વત પ્રકાશ, ઉનેવાળ અભ્યુદય, ખડાયતા મિત્ર, શ્રીમાળી અભ્યુદય, અનાવિલ હિતેચ્છુ, પટેલબંધુ, ઉદિચ્ય જીવન, ભાર્ગવ ત્રિમાસિક, વાલ્મિક કાયસ્થ ત્રિમાસિક, કડવા વિજય, કડવા હિતેચ્છુ, બાજખેડાવાળ, બ્રહ્મભટ્ટ મિત્ર, બ્રાહ્મણ ધર્મ.

## નાતના ખબર અંતર.

### નીમણુક, ફેરબદલી વગેરે.

—રા. નરસીલાલ હરદેરામ (સુરત) તા. ૧લી ઑગસ્ટથી રીટાયર થયા છે.

—રા. સાકરલાલ બલવંતરાયની વલસાડથી સુરત સીટી ફોજદાર તરીકે બદલી થઇ છે.

—રા. ચીમનલાલ કલ્યાણરાયની બદલી સુરતથી ગોધરા પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટના હેડકલાર્ક તરીકે થઇ છે.

—રા. ચુનીલાલ નગીનલાલની બદલી સુરત કસ્ટમ્સમાંથી વિરમગામ થઇ છે.

—રા. ગીરધરલાલ કેશવલાલ ભરૂચ હેડ-એકાઉન્ટન્ટની બદલી ઉત્તર વિભાગના કમીશનરની ઑફીસમાં થઈ છે.

—રા. મંજુલાલ હીરાલાલ બી એ. ની ભરૂચ સરકારી હાઇ-સ્કુલમાં નીમણુક થઇ છે.

—રા. બલવંતરાય ચંદુલાલ બી. એ. ભરૂચ પીટીટ ગર્લ-સ્કુલમાં નીમાયા છે.

—રા. કૃષ્ણલાલ હરિનાથ ઠાકોર (ભરૂચ)ની માંગરોળ સ્ટેટમાં એન્જીનિયર તરીકે રૂા. ૭૫) ના પગારથી નીમણુક થઇ છે

—રા. દેસાઇ કલ્યાણરામ ભુરાભાઈ લીંબડી સ્ટેટમાં ટ્રેઝરર નીમાયા છે.

—ડૉકટર રામચંદ્ર માણેકલાલ (લીંબડી) ભાવનગર રાજ્યની નોકરીમાંથી રીટાયર થયા છે.

—રા. ઠાકોરલાલ પ્રાણલાલ જેટલી બી. એ. હાયર સર્વીસની પરીક્ષામાં પાસ થયા છે અને તેમને ભરૂચ જીલ્લાના સર્કલ ઇન્સ્પેકટર નીમ્યા છે.

—રા. ઊટાલાલ ભગવાનલાલ છત્રપતી (જૂનાગઢ) બીજી એલએલ. બી. ની પરીક્ષામાં પાસ થયા છે.

—રા. બલવંતરાય માણેકલાલ એકસાઇઝ સબ-ઇન્સ્પેકટર નીમાયા છે.

## સમાજસેવા.

—પૂના ગુજરાતી વિદ્યાર્થીઓનું મંડળ પ્રોફેસર બલવંતરાય કલ્યાણરાય ઠાકોર બી. એ ના પ્રયાસથી ફરી ચાલુ થયું છે અને તેના પ્રમુખ તરીકે તેમને ચુંટી કાઢયા છે. પ્રૉ બલવંતરાયના પ્રમુખપણા નીચે દર પખવાડીએ તે મંડળની એક સભા ગળે છે જે વેળા જૂદા જૂદા વિદ્વાનો ભાષણ આપે છે.

—પૂનામાં મુંબાઈ પ્રૉવીન્શલ કોન્ફરન્સ મળી હતી તેમાં ભાગ લેવા ઑ. શ્રી. ચીમનલાલ હરીલાલ સેતલવાડ, રા. રા. અંબાશંકર ઉત્તમરામ મલજી અને રા. કૃષ્ણલાલ નરસીલાલ દેસાઈ એમ. એ, એલએલ. બી. ડેલીગેટ તરીકે ગયા હતા.

—ઘાટકુપર કન્યા વિદ્યાલયના વાર્ષિક મેળાવડામાં રા. મણીલાલ અજીતરાય ઠાકોર બી. એ પ્રમુખસ્થાને હતા.

—મુંબઇ સોશિયલ સર્વિસ લીગ તરફથી કૃષ્ણજયંતિ પ્રસંગે રમાતા જુગારને અટકાવવા આ વર્ષે જુગાર નિષેધક કમિટિ નીમી હતી જેના સેક્રેટરી

તરીકે રા. જીવણલાલ માધવલાલ ઠાકોર અને સભાસદો તરીકે રા. મણીભદ્ર નીલકંઠરાય છત્રપતી બી. એ., એલ એલ. બી. અને રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર બી. એ હતા. બાનુઓની કમિટીના ઉપ-પ્રમુખ સૌ. કૃષ્ણાગૌરી ચીમનલાલ સેતલવાડને નીમવામાં આવ્યાં હતાં.

—મુંબઇ ગુજરાત મિત્રમંડળના વાર્ષિક મેળાવડામાં રા. બા. ચુનીલાલ હરીલાલ સેતલવાડ પ્રમુખ હતા.

—મુંબઇ કપોળ જ્ઞાતિ તરફથી કૃષ્ણજયંતિ નિમિત્તે માધવબાગમાં જાહેર સભા બોલાવી હતી જેનું પ્રમુખસ્થાન રા. બા. ચુનીલાલ હરીલાલ સેતલવાડને આપવામાં આવ્યું હતું.

—અમદાવાદ 'સ્વદેશી મિત્ર મંડળ' તરફથી દાદાભાઇ જયંતિ ઉજવવામાં આવી હતી જે પ્રસંગે રા. જીવણલાલ મજરાય દેસાઈ બાર-એટ-લૉએ મિત્ર મંડળની વાર્ષિક પ્રવૃત્તિ અને દેશની સામાન્ય સ્થિતિ ઉપર વિવેચન કર્યું હતું.

—અમદાવાદ 'ગુજરાત સાહિત્ય સભા'માં રા. પ્રીતમરાય મજરાય દેસાઇ બી. એ.એ 'હિંદુસ્તાનમાં કેલવણી' ઉપર જાહેર ભાષણ આપ્યું હતું.

—અમદાવાદ 'બ્રહ્મક્ષત્રિય યુનિયન કલબ'માં રા. ઇશ્વરલાલ ચીમનલાલ ઠાકોરે 'નાતો રાખવી કે કેમ' એ વિષય ઉપર રા. ચીમનલાલ મજરાયના પ્રમુખપદ નીચે અને રા. સત્યેન્દ્રપ્રસાદ ચીમનલાલે 'સ્ત્રીઓને ઇચ્છેજી કેલવણી આપવી કે કેમ' તે વિષય ઉપર રા. કેશવપ્રસાદ છોટાલાલના પ્રમુખપણા હેઠલ ચર્ચા કરી હતી.

—યુરોપમાં ઘોરસંગ્રામ ચાલે છે તેની વાર્ષિક જયંતિ નિમિત્તે જ્ઞાતિની એક સભા નાગાબાવાની વાડીમાં રા. બા. નરસીલાલ રેવાદાસના પ્રમુખપદ નીચે મળી હતી. જે પ્રસંગે બ્રિટિશ મહારાજ્યની ફત્તેહ માટે પ્રભુ પ્રાર્થના કરવામાં આવી હતી, મહાદેવને અભિષેક કરવામાં આવ્યો હતો અને હરિકિર્તન થયું હતું. રા. બા. ત્રીકમલાલ દીનાનાથે શહેરમાં મળેલી જાહેરસભામાં એ પ્રસંગને અનુસરતું વિવેચન કર્યું હતું.

—મુંબઇ 'સનાતન ધર્મ પ્રવર્ત્તક કમિટિ' તરફથી લેવામાં આવતી સનાતન ધર્મની પરીક્ષામાં સૌ. મંગળાગૌરી સેતલવાડ, સૌ. તારામણી ઠાકોર, રા. વૈકુંઠલાલ શ્રીપતરાય બી. એ., રા. જીવણલાલ માધવલાલ, રા. કાન્તિલાલ છગનલાલ, રા. જયંતિલાલ માધવલાલ અને રા. કૃષ્ણલાલ ચંદુલાલ પરીક્ષક નીમાયા હતા

## જન્મ.

| | | | |
|---|---|---|---|
| સૌ. વીરમતી મોતીલાલ ઉમેદરામ | ને | પુત્ર | સુરત. |
| સૌ. ઇંદુમતિ હરિપ્રસાદ વિષ્ણુપ્રસાદ | ,, | ,, | ભરૂચ. |
| સૌ. વિમળા ઠાકોરલાલ માણેકલાલ | ,, | પુત્રી | ,, |
| સૌ. હંસગૌરી ચુનીલાલ નગીનલાલ | ,, | બે ,, | આમોદ. |
| સૌ. શાંતાગૌરી અંબાલાલ નરસીલાલ | ,, | ,, ,, | અમદાવાદ. |
| સૌ. દેવમણી ઠાકોરલાલ પરમોદરાય | ,, | ,, | ,, |
| સૌ. પ્રાણગૌરી હરિકૃષ્ણ હરિપ્રસાદ | ,, | ,, | ,, |
| સૌ. વીરમતી નટવરલાલ માધવલાલ | ,, | ,, | ,, |
| સૌ. ચતુરલક્ષ્મી જીવણલાલ દિવાન | ,, | ,, | ,, |
| સૌ. નંદગૌરી મોતીલાલ ગોવિંદલાલ | ,, | પુત્ર | ,, |
| સૌ. મંજુલક્ષ્મી પ્રાણલાલ (ન્હાનાસાથ) | ,, | ,, | ,, |
| સૌ. ઈચ્છાલક્ષ્મી કલ્યાણરાય અલમોલા (પુરોહીત) | ,, | ,, | ,, |
| સૌ. ગૌરી ભોગીલાલ જાદવરાય જેટલી ( ,, ) | ,, | ,, | ,, |

## મરણ.

| | ઉમર | રોગ | સ્થળ |
|---|---|---|---|
| ઇશ્વલાલ કેશવલાલ ઠાકોર | ૪૫ | લકવો | મુંબઇ. |
| ગં. સ્વ. બ્હેન પાર્વતી (મણીલાલ ઉમેદરામનાં પત્ની) | ૫૦ | ક્ષય | સુરત. |
| ગં. સ્વ. ,, વીજળી (હીરાલાલ પ્રાણલાલનાં પત્ની) | ૪૫ | પાંડુ | આમોદ. |
| નરેન્દ્રલાલ મોતીલાલ | ૨૭ | જલંધર | ભરૂચ. |
| ભોળાનાથ ભાઇલાલ | ૪૫ | પાંડુ | અમદાવાદ. |
| મનહરગૌરી હરિપ્રસાદ લાખીઆ | ૧૬ | સુવાવડ | ,, |
| હરિપ્રસાદ જીવણલાલ લાખીઆની બાળક પુત્રી દિવસ | ૨૭ | | ,, |
| અંબાલાલ નરસીલાલની બે બાળક પુત્રી ,, | ૧ | | ,, |
| પીરજલાલ નરસીલાલની બાળક પુત્રી માસ | ૨ | | ,, |
| શીમનલાલ પ્રાણજીવનદાસનો બાળક પુત્ર ,, | ૧૦ | વરાધ | ,, |

કિંમત એક પૈ.

સોશિયલ સર્વિસ લીગ મુંબઈ.

# સમાજ સેવા પત્રકમાલા ૧.

## માતૃશિક્ષણ શાળા.

સમાજ સેવા શબ્દનો પ્રચાર હમણાં હમણાં ઘણો વધી ગયો છે. એનો ચોખ્ખો અર્થ તો સમાજની સેવા એ છે. પરંતુ એની અંદર કંઇ કંઇ વસ્તુનો સમાવેશ થાયછે એ સ્પષ્ટ થતું નથી. એટલે કોની સેવા કરવી, સેવા એટલે શું, આ સંબંધી થોડો ખુલાસો કર્યાબાદ પ્રસ્તુત વિષય હાથ ધરીયે તો ઠીક. સમાજ એ મનુષ્યજાતિની પ્રત્યેક વ્યક્તિ તેમજ મનુષ્યજાતિના નિરનિરાળા વર્ગનો સુસંઘટિત અને સુસંબધ્ધ સમુદાય છે, અને તેમની સારી સ્થિતિ પ્રત્યેક ઇસમની તેમજ જુદી જુદી જાતિની સુસ્થિતિ પર આધાર રાખેછે. અહીંની હમણાંની સ્થિતિનો વિચાર કરીયે તો કોઇને કોઇ જ્ઞાતિને કે મનુષ્યને કંઇને કંઈ પ્રકારની અડચણ કે દુઃખ ભોગવવું જ પડે છે. આ જ્ઞાતિ અને વ્યક્તિની જે કાંઇ વિશેષ અડચણ યા દુઃખ હોય તે દૂર કરવામાં મદદ કરી એકંદર રીતે સમાજની સ્થિતિ સુધારવી એ સમાજસેવાનું લક્ષ્યબિંદુ છે. ઉપર ગણાવેલી અડચણ યા દુઃખ શારીરિક, માનસિક કે નૈતિક હોઈ તેનાં પરિણામ દરિદ્રતા, મંદવાડ, અજ્ઞાન, વ્યસનબંધન ઈત્યાદિ રૂપોમાં દેખાય છે. અને આ દુઃખો મોટેભાગે પ્રતિકૂલ સ્થિતિ–અણધારેલા સંજોગો—ને લીધે ઉત્પન્ન થાયછે, તેથી જે સંજોગોને લીધે તે ઉત્પન્ન થાયછે તે બદલી કાઢવામાં જ સમાજની ખરી સેવા થાયછે. જડમૂલથી તે કારણોને નાશ નહીં કરતાં કાર્ય પૂરતાં ઉપાયો યોજવાથી તે અડચણો અને દુઃખો પુનઃ પુનઃ દેખા દેછે. તેથી જે વર્ગની અડચણ કીંવા દુઃખ આપણે સદંતર દુર કરવાંછે તેમની શારીરિક, સાંપત્તિક, માનસિક અને નૈતિક

સ્થિતિ સુધારવા સારૂ જે કારણો અનુકુલ હોય તે આગલ આણવા અને પોતાનાં દુઃખ અને અડચણો પોતેજ માર્ગમાંથી દુર કરવા સશકત થાય એ શીખવવું એજ સમાજસેવાનું કાર્ય છે અને એ દિશામાં અને એ ઉદ્દેશથી જે પ્રયત્નો થાય તેજ સમાજસેવા' છે. આ પ્રયત્નો પૈકી એકના સંબંધમાં આ લેખમાં માહિતી આપવા ધાર્યું છે.

## શાળા શા સારૂ જોઇએ ?

હમણાંની જડવાદની પ્રગતિના પ્રતાપે જગતના ઘણા દેશોમાં બાલકોનું મરણ પ્રમાણ બહુ મોટા પ્રમાણમાં દેખાય છે. એ પ્રમાણ ઈંગ્લંડમાં દર હજારે આશરે એકસોનું છે. મુંબાઇ શહેરમાં એજ પ્રમાણ દર હજારે ચારસોની ઉપર છે. બાલકોનું આ મરણ પ્રમાણ કમી કરવા સારૂ સુધરેલા દરેક દેશમાં આરોગ્ય શાસ્ત્રના જ્ઞાનનો સર્વત્ર પ્રસાર કરવા, પ્રસૂતિવેળા કાબેલ સૂયાણીની મદદ મળે એવી વ્યવસ્થા કરવા, ચોખ્ખું દુધ પુરૂં પાડવા વિગેરે પ્રયત્નો અખંડિત ચાલુ હોવાથી એ પ્રમાણ કંઇક અંશે કમી થયું છે. માતૃપદ પાળવા યોગ્ય થએલી અગર તે અવસ્થા પહોંચવા થોડી ઘણીવાર હોય એવી સ્ત્રીયોને બાળકોના ઉછેરકામ સંબંધિ શાસ્ત્રીય-રીતે અને વ્યાવહારિક શિક્ષણ મળે તે સારૂ પ્રયત્ન કરવા એ આ લેખનું એક કામ છે.

બાલકોના મરણના અનેક કારણોપૈકી માતાઓનું બાલકોનાં ઉછેર સંબંધિ અજ્ઞાન મુખ્ય કારણ છે. યુરોપ અને અમેરિકા ખંડના ઘણા દેશોમાં ફરજીયાત શિક્ષણનો કાયદો હોવાથી સૌ સ્ત્રી-પુરૂષોને પ્રાથમિક શિક્ષણ મળેલું હોય છે. છતાં યે એ શિક્ષણ ક્રમમાં બાલકોના ઉછેરકામનું શિક્ષણ નહીં હોવાથી માતા પોતાના એ કર્તવ્ય સંબંધિ અજ્ઞાન રહે છે. ગર્ભરહ્યો છે એ જાણ થતાંજ માતાનું અને ગર્ભનું સંરક્ષણ કેવી રીતે કરવું, બાલકનો જન્મ થયા બાદ તેનું ખાવું પીવું, સ્નાન, કપડાં લત્તાં, ઔષધ પાણી વિગેરે બાબતોમાં કેવી વ્યવસ્થા કરવી આ સંબંધિ માતા અજ્ઞાન હોય તો બાલકની કાળજી ન લેવાય અને તેમાંનો મોટો ભાગ મરણ શરણ થાય એમાં સંશય નહીં. સમાજ પરની આ આપત્તિ ટાળવા સારૂ

માતાને આ વિષયનું જ્ઞાન આપ્યા સિવાય બીજો રસ્તો નથી જ, અને તેથી આ શિક્ષણ આપવા સારૂ સુધરેલા દેશોમાં માતૃશિક્ષણ શાળા કાઢવાની શરૂઆત થઈ છે.

## વ્યવસ્થા અને શિક્ષણ ક્રમ.

આ શાળાની વ્યવસ્થા ઉપલા ઉદ્દેશથીજ કામ કરનારી કમિટી ચલાવેછે. પણ કોઈ કોઇ શાળા પ્રસૂતિગૃહ યા દવાખાના સાથે જોડેલી હોય છે. કોઇની વ્યવસ્થા સમાજસેવાનું કામ કરનારી ધાર્મિક સંસ્થા જુએ છે. તો કોઈ મ્યુનિસિપેલિટીના તાબામાં હોય છે. પરંતુ આવા કામની શરૂઆત પહેલ પ્રથમજ—પ્રયોગાવસ્થામાં—હોવાથી કોઇપણ દેશની સરકારે એ કામ પોતાના હાથમાં લીધું નથી.

આ શાળામાં અનેક કામો કરવાનાં હોય છે. પ્રથમ તો એકાદ વૈદકશાસ્ત્રના જ્ઞાનવાળા ડૉક્ટર બાલકોને કેવી રીતે ઉછેરવા તેની માહિતી આપે છે. આ માહિતી વ્યાખ્યાનના રૂપમાં નહીં પણ વાતચીત દ્વારા આપવાનો પ્રચાર વિશેષ છે. પરંતુ આ શાળાનું મુખ્ય મહત્વનું કામતો એજ હોય છે કે માતાએ પોતાનું બાલક કેવી રીતે ઉછેરવું તેની સૂચના આપવી, અને તે સારૂ દરેક માતા પોતાના નાના બાલકને શાળામાં લઈ જાય છે. પ્રથમ ડૉક્ટર બાલકની તપાસ કરે છે અને તે બાદ પ્રત્યેક બાલક સારૂ કેવી કાલજી રાખવી તે સંબંધિ તેની માને સૂચના આપે છે. શાળામાં જે બાલક લાવવામાં આવે છે તેનું વજન દર આઠ યા પંદર દિવસે લેવાય છે, અને તેની નોંધ એક કાર્ડપર લઇ તે કાર્ડ તેની માને આપવામાં આવે છે. આશ્ચર્યની વાત એ છે કે સુધરેલા યુરોપિ દેશોમાં પણ અશિક્ષિત અગર અર્ધ શિક્ષિત લોકોમાં બાલકોનું વજન કરવું એ અશુભ ગણાય છે; અને સ્કોટલંડની એક શાળામાં તો બાલકોના વજન લેવાનું કામ ઉપલા કારણસર બંધ કરવું પડયું હતું ! બાલકનું વજન લેવામાં મા કરતાં બાપને વધુ ભીતિ લાગે છે એવો એક શાળાનો જાતિ અનુભવ એક વ્યવસ્થાપકે પ્રસિદ્ધ કર્યો છે ! ! પણ આ વજન લેવાની પધ્ધતિથી બાલકની પ્રકૃતિની સ્થિતિ કેવી છે

કેવી નહીં એ માતાની દષ્ટિયે હંમેશ પડે છે અને તેથી બાલકની કાલજી રાખવામાં એ રીત ઘણી મદદરૂપ થઇ પડે છે.

બાલકોની પ્રકૃતિ તપાસી તેનું યોગ્ય સંરક્ષણ કરવાસારૂ સૂચના આપવાનો જે શિક્ષણ ક્રમ છે તેથી ઉત્તમ પરિણામ આવે છે. એ શિક્ષણ વ્યાવહારિક અને તાંત્કાલિક ઉપયોગનું જણાય છે. બાલકો એક ઠેકાણે ભેગાં થાય અને તેમની સૌ કોઇના દેખતાં તપાસ થાય ત્યાં પોતાનું બાલક સૌથી વધુ સારૂં–તંદુરસ્ત–જોવાની દરેક માને હોંસાતોંસી થાય છે. બાલકની તબિયત સંબંધિજ સૂચના આપી ડૉકટર બંધ રહેતા નથી. તેતો કપડાં લતાં, ખાણાંપીણાં સંબંધિ બહાર દેખાઇ આવતી ચૂકો પણ બતાવે છે. પણ આ દેખાતી નાની નાની ભૂલો લાંબા વખતની ટેવોને લીધે એકદમ બંધ થતી નથી એમ જણાયું છે. શાળામાં સ્ત્રીયો નિયમસર અને વહેલી આવે તે સારૂ નિરનિરાળા પ્રકારની તજવીજ કરવી પડે છે. કોઇ શાળામાં નિયમિત આવનાર સ્ત્રીને કાંઇક ઇનામરૂપે અપાય છે. કોઈ ઠેકાણે શાળામાં નહીં આવનાર સ્ત્રીને ઘેર તપાસ કરવા સારૂ સ્વયંસેવક મોકલવામાં આવે છે. કોઇ શાળામાં ત્યાં શીખવા આવનાર સ્ત્રીના બાલકને સાધારણ મંદવાડ હોય તો ઔષધોપચાર કરવામાં આવે છે. દવાખાના યા ઇસ્પિતાલ સાથે જોડાયલી શાળામાં આવી વ્યવસ્થા વધુ સરલ રીતે થઇ શકે છે. અને આ શાળા તે કાંઇ દવાખાનું નહીં પણ રહેવા લાયક ઘરજ છે એવો મત એ કામમાં પડનારા ઘણા લોકનો છે.

માતૃશિક્ષણ શાળામાં શીખવા આવનાર સ્ત્રીયોને શિક્ષણ આપનાર ડૉકટરે કોઈ કોઈવાર તેમની ઘેર મુલાકત લેવી એ પણ શાળામાંના શિક્ષણનો એક મહત્વનો ક્રમ હોય નહીં એમ થયું છે. સ્ત્રીયોને તેમના બાલકના સંરક્ષણ સંબંધિ જે સૂચના ડૉકટરે આપી હોય તેનો વ્યાવહારિક ઉપયોગ થાય તે સારૂ પ્રત્યેક વ્યકિતના ઘરની સ્થિતિ તેણે જાણવી જરૂરી છે. પ્રત્યેક સ્ત્રીની સાંપત્તિક સ્થિતિ જેવી હોય તેને અનુકૂલ સૂચના ડૉકટર આપે તોજ તે પૂરી ઉપયોગી નીવડે. વળી શાળામાં અપાયલી સૂચના અમલમાં આવે છે

કે નહીં એ પ્રત્યક્ષ જોવાય એ પણ ડૉક્ટરની મુલાકાતનો એક ઉદ્દેશ હોય છે. એ જાણ્યા સિવાય શાળામાં લીધેલી મહેનત મોટે ભાગે નકામી જવાનો સંભવ રહે છે. ઉપરાંત જેનાથી શાળામાંની બીજી સ્ત્રીઓ સાથે બરોબર અભ્યાસ નહીં થઇ શકતો હોય તેને ઘર જવાથી તેમને આવી મુલાકાતથી લાભ મળી શકે છે. વળી જે સ્ત્રી શાળામાં નિયમસર જતી નથી તેનાપર આ એક પ્રકારનો દાબ પણ છે. પણ એટલું લક્ષમાં રાખવું જોઈએ કે જેને ઘર ડૉક્ટર જાય છે તે તેની ઇચ્છા વિરૂધ્ધ યા અનિમંત્રિત આવે છે એવું તેમના મનમાં આવવા દેતા નથી. તદ્દન ગરીબ સ્થિતિની સ્ત્રી આવા પ્રકારની અનિમંત્રિત મુલાકાત સામું હરકત લેતી નથી, પણ સાધારણ સ્થિતિની સ્ત્રીના મનમાં કોઇપણ પ્રકારની ગેરસમજ ન થાય તે સારૂ ડૉક્ટર પ્રથમથી પૂછાવીનેજ મળવા જાય છે. મેંચેસ્ટરમાં માતૃશિક્ષણ શાળાના વ્યવસ્થાપકોએ એક પ્રયોગ હાથ ધર્યો છે, અને તે એ છે કે શહેરનો ગમે તે એક નાનો ભાગ પસંદ કરી તેમાં રહેતા એક વર્ષની અંદરના દરેક બાલકને ઘર જઈ આવવું, તેની પ્રકૃતિ સંબંધિ પાકી તપાસ કરવી, તે ભાગમાં રહેતી સ્ત્રીઓનાં મન માતૃશિક્ષણ શાળામાં જવા તરફ વળે એવા પ્રયત્ન આદરવા, અને આ ક્રમ લાગટ ચાલુ રાખી શું પરિણામ આવે છે એ જોવાનો છે.

## શાળામાં સાથે સાથે થતાં બીજાં કામો.

બાલકોનાં ઉછેર સંબંધિ વ્યાખ્યાનો અને સંભાષણો ડૉક્ટરને હાથે શાળામાં બાલકોની થતી તપાસ બાદ તેમની માતાને અપાતી યોગ્ય સલાહ અને તેમને ઘર વખતોવખત થતી મુલાકાત એ માતૃશિક્ષણ શાળાના મુખ્ય કર્તવ્યો ખરાં; પણ તેની સાથે બીજાં પણ કેટલાંક કામો થાય છે. કોઇ કોઇ શાળામાં શીખવા આવતી સ્ત્રીઓને બાલકના કપડાં કેવી રીતે શીવવાં તેનું જ્ઞાન આપવામાં આવે છે. બચપણથી માંડી બાલક મોટું થાય ત્યાં સુધી તેના કપડાંની વ્યવસ્થા તેની માતાને હાથેજ થાય છે, અને તે

સારૂ શાળામાંથી. જરૂરી કાપડ પડતર કિંમતે વેચવા વ્યવસ્થા કરી આપી હોય છે. વળી મોટી ઉમ્મરના માણસના જુનાં કપડામાંથી નાની ઉમ્મરના બાલક સારૂ નવીનવી ભાતનું કપડું શીવતાં શીખવવામાં આવે છે. કોઇ શાળામાં તો રાંધવાનું શિક્ષણ પણ અપાય છે. સાઉથસેંટ પાર્કની શાળાની સ્ત્રીયોને ઘેર જઇ પાકશાસ્ત્ર સંબંધિ સૂચના આપવામાં આવે છે. સ્ત્રીયો પોતાની સુવાવડ સારૂ અને બાલ બચ્ચાંના કપડાં સારૂ કરકસરથી અમુક રકમ ભેગી કરતાં શીખે તે સારૂ સેવિંગ બેંક જેવી વ્યવસ્થા શાળામાં કરી હોય છે. કોઈ શાળામાં શીખવાં જતી સ્ત્રીયોને નિર્ભેળ ભરોસા લાયક દુધ યોગ્ય ભાવે વેચવાની સગવડ કરેલી હોય છે. કોઇ શાળામાં બાલકોનું પ્રદર્શન ભરવામાં આવે છે. અને ત્યાં જે બાલક સૌથી ઉત્તમરીતે. ઉછેરાયું છે એવું નક્કી થાય તેને અગર તેની માને ઇનામ આપવામાં આવે છે. પણ આવા પ્રદર્શનની યોજના ઘણાને પસંદ નથી. બાલકોનું ઉછેરકામ સ્ત્રીયોયેજ કરવાનું છે.તેથી મોટે ભાગે એ બાબતમાં ઘરના મરદની સહાનુભૂતિની જરૂર છે. અને તે સારૂ માતૃશિક્ષણ શાળા મારફત કોઇ કોઇવાર પુરૂષોસારૂ પણ વ્યાખ્યાનો આપવામાં આવે છે. વળી કોઇ કોઇવાર પુરૂષોના મેલાવડા પણ થાય છે, અને બાલકો તથા તેમની માતાને પેટભર ઉત્તમ અન્ન મલે એ ઉદ્દેશથી કોઇ શાળામાં સાધારણ ખર્ચથી ખાવાનું પૂરૂં પાડવાની વ્યવસ્થા પણ હોય છે.

માતૃશિક્ષણ શાળાનો ઉપયોગ મોટે ભાગે ગરીબ અને મધ્યમ સ્થિતિના વર્ગની સ્ત્રીયોજ લે છે. બીજાવર્ગની સ્ત્રીઓને એનો ઘણો ખપ પડે છે. આ શાળાનો મુખ્ય ઉદ્દેશ બાલકોનું મરણ પ્રમાણ કમી કરવાનો અને નાના બાલકોની પ્રકૃતિ સુધારવાનો છે. તે કેટલો સાધ્ય થયો છે, અને સાધ્ય થયો હોય તો અમુક શાળામાં કેટલો એ ( આંકડાવાર ) પૂરવાર કરવું ઘણું કઠણ છે, તથાપિ આ શાળા દ્વારા અપાતા શિક્ષણથી ઘણું સારૂં પરિણામ દેખાયું છે એ તો ઘણાનો મત છે.

## આપણું કર્તવ્ય.

ઉપર કહ્યા મુજબ માતૃશિક્ષણની વ્યવસ્થા યૂરોપ અને અમેરિકા, ખંડના દેશોમાં શરૂ થઈ ચૂકી છે. આપણા દેશમાં તો આ પ્રકારના શિક્ષણની અધિક જરૂર છે એ કહેવાની જરૂર નથી. બાલકના ઉછેર સંબંધિ જે આબાદ ઉપાયવાળું અને જરૂર પુરતું જ્ઞાન જુના જમાનાની સ્ત્રીઓમાં હતું તે દિવસેદિવસે કમી થતું જાય છે. વિશેષે કરી મુંબાઈ જેવા શહેરમાં વૃધ્ધ અને અનુભવી માણસોની મદદ મલતી નહીં હોવાથી તરૂણ સ્ત્રીઓને બાલકોનું ઉછેરકામ ઘણું કઠણ થઈ પડયું છે. કામકાર વર્ગની તો સૌ સ્ત્રીઓ અશિક્ષિત હોય છે જ, પણ મધ્યમ વર્ગની સ્ત્રીઓપણ સાધારણ રીતે અશિક્ષિત હોય છે. તેમને જ્યાં વાંચતાં લખતાંજ પૂરૂં આવડતું ન હોય તો માતા તરિકેનું પોતાનું કર્તવ્ય શું છે એ શિક્ષણ લે એ અસંભવિતજ કહેવાય. મુંબાઈની સોશિયલ સર્વિસ લીગે હમણાં બાલકોને કેવી રીતે ઉછેરવા એ શિક્ષણ આપવા સારૂ એક વર્ગ ઉઘાડયો છે જેમાં આશરે વીશેક સ્ત્રીઓ આવે છે. આ વર્ગ બ્હેન ડૉ૦ નાણુબાઇ જોશી ચલાવે છે. આ વર્ગદ્વારા મળેલા અનુભવ પરથી મુંબાઇ શહેરમાં આવા વર્ગની જરૂર છે એ સ્પષ્ટ દેખાયું છે. આ પ્રયત્ન તદ્દન નવો હોવાથી એકદમ લોકપ્રિય થઇ જશે એવી આશા રાખવી ખોટી છે; તથાપિ સમાજસેવક તન દઈ કામ કરે અને પિતૃપદ પ્રાપ્ત કરેલી પુરુષમંડળી આ બાબતની અગત્યતા સમજે તો માતૃશિક્ષણ શાળાઓ ઠામે ઠામ કાઢવી કઠણ પડશે નહીં. અને એની અત્યંત જરૂર પણ છે.

નારાયણ મલ્હાર જોશી, બી. એ.

( ભાષાંતર કર્તા—રા. વૈકુંઠલાલ એસ. ઠાકોર, બી. એ. )

Printed by C. S. Deole at the Bombay Vaibhav Press,
Sandhurst Road, Girgaon, Bombay,
and
Published by N. M. Joshi, B. A. Secretary, Social Service League,
at the Servants of India Society, Sandhurst Road, Bombay.

